શ્રી સયાજી સાહિત્યમાળા, પુષ્પ ૩૨૬

# કહેવત-કથાનકો

લેખક:

સ્વામી શ્રી પ્રણવતીર્થજી




પ્રાચ્યવિદ્યા મન્દિર

મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા

પ્રકાશક :
ડૉ. ભોગીલાલ જ. સાંડેસરા,
નિયામક, પ્રાચ્યવિદ્યા મન્દિર,
મ. સ. વિશ્વવિદ્યાલય, વડોદરા

બીજી આવૃત્તિ, પ્રત ૫૦૦

વિ. સં. ૨૦૨૯ ]　　　　[ ઈ. સ. ૧૯૭૩


મૂલ્ય : રૂ. ૯=[illegible] પૈ.

પ્રાપ્તિસ્થાન :
યુનિવર્સિટી પુસ્તક વેચાણ વિભાગ,
મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી પ્રેસ,
રાજમહેલ દરવાજા પાસે, રાજમહેલ રોડ.
વડોદરા



શ્રી બંસીલાલ મોહનલાલ શાહ, મૅનેજર,
ધી મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી ઑફ
બરોડા પ્રેસ (સાધના પ્રેસ), રાજમહેલ
દરવાજા પાસે, રાજમહેલ રોડ, વડોદરા.

# નિવેદન

આપણા દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સદુદ્દેશથી, પતિતપાવન કૈ૦ શ્રીમન્ત સરકાર મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ ત્રીજા, સેનાખાસખેલ સમશેરબહાદુર, જી. સી. એસ. આઈ., જી. સી. આઈ. ઈ., એલએલ. ડી., એઓશ્રીએ કૃપાવન્ત થઈને બે લાખ રૂપિયાની રકમ અનામત મૂકેલી છે. તેના વ્યાજમાંથી 'શ્રી સયાજી સાહિત્યમાળા'રૂપે વિવિધ વિષયોને લગતાં પુસ્તકો તૈયાર કરાવવામાં આવે છે.

તદનુસાર, આ 'કહેવત-કથાનકો' એ નામનું પુસ્તક, સ્વામી શ્રી પ્રણવતીર્થજી પાસે તૈયાર કરાવવામાં આવેલું તેની બીજી આવૃત્તિ મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા તરફથી ઉપર્યુક્ત માળામાં ૩૨૬મા પુષ્પરૂપે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

**સો. ધૂ. પારેખ**
સંશોધન અધિકારી,
પ્રાચ્યવિદ્યા મન્દિર,
વડોદરા
તા. ૨૧-૪-૧૯૭૩

**નસરવાનજી કા. વકીલ**
ઉપકુલપતિ,
મ. સ. વિશ્વવિદ્યાલય,
વડોદરા

# શા માટે?

## [પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવના]

આ રહ્યો આપણો ગુજરાત—કે પછી "આ રહી આપણી ગુજરાત" કહેવું જોઈએ? કે આ રહ્યું આપણું–"? અને આ રહી ગુજરાતની નવરંગી પ્રજા! બીજી પ્રાદેશિક ભાષાઓ એવી એકલપેટી છે, કે એમની કહેવતોમાં પરપ્રાન્તીય ભાષાઓને જવલ્લે જ સ્થાન હોય છે. પણ સમન્વયશીલ ગુજરાતને એવું કશું પારકું–પોતાનું નથી; ને કદી યે નહોતું. એને ઘણી ભાષાઓ, ઘણી સંસ્કૃતિઓ, ઘણા પંથો, ઘણા સંપ્રદાયો અને ઘણાં ન્યાતજાત તથા વરણોને પોતાના વિશાળ હૈયામાં પ્રેમથી સમાવ્યાં છે. શ્રી શયદા બહુ જોરશોરથી જાહેર કરે છે તેમ, ઉર્દૂની તો જન્મભૂમિ જ ગુજરાત છે! અને પંજાબી તથા મારવાડીનો ગુજરાત સાથેનો જે અત્યંત નિકટનો સમ્બન્ધ છે, તે તો એ ત્રણનો અનુભવી જ યથાયોગ્ય પ્રકારે સમજી શકે. વળી હિંદીનું તો કહેવું જ શું? દયારામ, શામળ, પ્રેમાનન્દ અને બીજા અનેક નાના મોટા કવિઓનું હિંદી ઉપરનું પ્રભુત્વ આજે પણ ઉત્તરહિંદવાસીઓને છક કરી નાખે છે.

આ વિષયમાં શોધખોળને એટલો બધો અવકાશ છે, કે એના વિવેચન માટે સ્વતંત્ર ગ્રન્થ પણ ઓછો પડે. આપણે અહીં એટલું જ કહીશું, કે ગુજરાતમાં હિંદી, 'પાલણપુરિયા' ઉર્દૂ, મારવાડી વગેરે ભાષાની કહેવતોની છાંટ ઘણી મોટી અને વિવિધ છે, અને એનો પ્રચાર એટલો બધો ઘરગથ્થુ થઈ ગયો છે, કે એ કહેવતોને પારકી ગણી શકાય તેમ નથી, અને ગુજરાતી કહેવતો તથા કથાનકોનું કોઈ પણ વિવેચન તેને લગતો કોઈ પણ સંગ્રહ, એ કહેવત–કથાનકોને ટાળી શકે નહિ.

કહેવતો, વ્યવહારમૂલક કથાનકો, એ તો દેશનું સંસ્કારધન છે, જનસમાજના માનસનું પ્રતિબિમ્બ છે, એના 'સ્વભાન'ની માપશીશી છે. ગુજરાતનું કહેવત–કથાનક ધન ગુજરાતની શતવર્ણી સંસ્કાર–ચૂંદડીની ઝમકદાર ભાતને બરાબર ઉખેળી બતાવે છે.

બધી જ કહેવતો વ્યવહારજ્ઞાનની ગુટિકાઓ હોય છે. કહેવતનો ઉદ્‌ભવ તેમ જ તેનો આશય સમાજને અમુક રૂઢ ડહાપણસૂત્રોમાં તરબોળ રાખવાની વૃત્તિમાં મળી રહે છે. અને ગુજરાતનું આ વ્યવહારપટોળું અજબ વૈવિધ્યમય વિસ્મયકારક સુમેળનું સૌન્દર્ય ઝળકાવે છે.

અહીં તમે જોશો ગુજરાતીઓની પરેડ; તમારી સમક્ષ એક પછી એક બ્રાહ્મણ, વાણિયા, મુસલમાન, મોચી, ઘાંચી, લુહાર, સુથાર, સોની સઈ, જોગી, જતી, વહોરા, પારસી, ખોજા, કૂતરાં, ગધેડાં, શિયાળવાં, સાપ, ઘોડાં, રાજા, રંક, સૂલતાન, કોળી, ભરવાડ, ખેડૂત, ભલા, ભૂંડા, દેવો, દેવીઓ—એક પછી એક સેલ્યૂટ કરતાં ચાલ્યાં જાય છે, અને પ્રત્યેક કૈં ને કૈં વ્યવહારની વાત કાનમાં કહી, હસી, હસાવીને પોતાને પંથે પડે છે. ગુજરાતના ડહાપણખજાનામાં અને સાથોસાથ ગુજરાતના અલ્પ હાસધનમાં પણ, એ દરેકને પોતાનો અદનો ફાળો આપવાનો છે.

એમાં વાણિયો, મુસલમાન, બ્રાહ્મણ અને પાટીદાર સવિશેષ ભાગ ભજવે છે, એનું કારણ એ જ છે, કે ગુજરાતના સમુદાયજીવનનાં એ વર્ણો ખાસ ઝમકદાર અંગો બની રહેલાં છે. એમનું સ્થાન વધારેમાં વધારે આંખે ચડતું હોવાથી એમને લગતા ટુચકા વધારે હોય એ સ્વાભાવિક છે.

આમાં ન્યાત–જાતોની ખાસિયતો ઉપર કટાક્ષ છે જ, પણ એ સર્વત્ર મર્માળા, જરા યે ડંખ વગરના, અને એકંદરે તે તે સમયની

દૃષ્ટિએ વાસ્તવિક પણ છે. વ્યષ્ટિઓનો સમૂહ મળીને ગુજરાતનું સમષ્ટિ ઘડતર થયું છે; અને એમાં ગુજરાતના પ્રસિદ્ધ દુન્યવી ડહાપણે આકાર ધર્યો છે. અને વળી, અન્યને હસીને પોતાને પણ હસવાની મીઠી ખેલદિલી શીખવાની આ ઉત્તમ નિશાળ પણ બને છે.

ગુજરાતીમાં કહેવતસંગ્રહો બહાર પડતા રહેલા છે; પરન્તુ કોઈના પ્રત્યે અનાદર રાખ્યા વગર એટલું કહેવું પડે છે કે એમાંનો એકકે ય પદ્ધતિપુરઃસર અને જરા પણ પૂર્ણપણાનો દાવો કરી શકે તેવો નથી. 'કહેવત' કોને કહેવી, તે કોઇ પણ સંગ્રહકારે નક્કી કર્યું નથી, અને છેલ્લા જેવા–તેવા પણ સંગ્રહને ત્રીશ વર્ષ થઈ ગયાં છે; તે પછી ગુજરાતી વધારે વિશાળ બની છે. એટલે કહેવતોનો પ્રર્યાપ્ત સંગ્રહ કોઈ સમર્થ હાથે થવો ઘણો જરૂરી છે.

થોડો સમય થયાં દુનિયાભરના દેશોની કહેવતોનો સર્વસંગ્રહ અંગ્રેજીમાં બહાર પડ્યો છે. તેમાં હિંદી, બંગાળી, મરાઠી વગેરે હિંદીની પ્રાદેશિક ભાષાઓને પણ સ્થાન છે. સ્થાન નથી એક માત્ર ગુજરાતીને!

અને છતાં, ગુજરાતનું કહેવતધન બીજા કોઈને મુકાબલે ઓછું ઊતરે તેમ નથી; તો પછી આ કલંક ધોવાવામાં વાર શેની છે? ગુજરાતીમાં આકરગ્રન્થોની ઉણપ છે. એ પૂરી કરવાના રીતસર પ્રયાસ થાય, તો તેમાં ગુજરાતની કહેવતોને આગલી હરોળમાં સ્થાન હોવું ઘટે.

દરમ્યાન, આપણી કહેવતોનાં મૂળમાં મને હંમેશાં રસ રહ્યો છે. તેવી કહેવતોનાં મૂળ ભેગાં કરવાના ચાર-પાંચ પ્રયાસો પણ ગુજરાતીમાં થયેલા છે. પરન્તુ લગભગ તે દરેકમાં વાર્તારસ જમાવવા પાછળ એટલી બધી મહેનત લેવામાં આવી છે, કે કહેવતનું મૂળ હોવાની મુખ્ય વાત ગૌણ બની ગઈ છે; અને તેવા સંગ્રહો પણ ઘણા મર્યાદિત છે. મેં એમાંનાં ઘણાંખરાં પુસ્તકો જોઈ નાખ્યાં છે ને જરૂર પ્રમાણે એનો ઉપયોગ પણ

છૂટથી કર્યો છે. આમાંનું દરેક કથાનક જે તે કહેવતનું અસલ મૂળ છે, એવો દાવો થઈ શકે નહિ. પરન્તુ એટલું જરૂર કહી શકાય, કે જ્યાં વાર્તા કહેવતની બુનિયાદ નથી ત્યાં તે એનું સારું ઉદાહરણ તો છે જ. ખાસ કરીને, એ વ્યવહારની વાત તો જરૂર છે. વળી કદાચ આ બધી વાતો સીધી કહેવતોને લગતી જ હોવાનું ન પણ કહી શકાય, તો યે વ્યાવહારિક ડહાપણનું તત્ત્વ તો એમાં છે જ; એ રસપ્રદ છે, અને વાતચીતમાં અસરકારક રીતે ઉપયોગી નીવડે તેવી છે, એ નિઃસંશય છે.

અહીં 'કહેવત એટલે શું' વગેરેની ચર્ચા કરવી નથી. કહેવત શું, એ સહુ કોઈ સહજભાવે સમજે છે, અને વ્યવહારની વાત પોતાના ગુણને બળે જ ચિત્ત તથા હૃદયને ગ્રહી લે છે. આ સંગ્રહ ઘણો અધૂરો છે. મને અત્યારે પણ બીજા ઘણા કહેવતમૂલ ટુચકા યાદ આવે છે. પણ વિસ્તારભય બિહામણો છે, ને પ્રકાશકભય લેખક સામે ડોળા કહાડે છે। તેથી, જેવો છે તેવો, એ લોકભોગ્ય તેમ જ વિદ્વદ્‌ભોગ્ય પણ બની રહેશે, ને કોઈ સમર્થ ખોજકને આ દિશામાં વધારે મોટા સંગ્રહ ઘડવા પ્રેરશે એવી આશા સાથે, આ રહ્યો આ "સાંસાગડથલ"શો નાનકડો પ્રયત્ન.

અને, છેલ્લું છતાં અગત્યનું :

મારો પ્રશ્ન એ છે, કે રાજા મોટો, કે એને રાજા બનાવનારો ?... હાજી મહમદ અલારખિયા શિવજી વધારે મહત્ત્વનો, કે એણે વીણી વીણીને આગળ આણેલા લેખકોને સામગ્રી ભેગી કરી આપીને તેમની પાસે બનાવરાવેલી રચનાઓ ?

મારા મિત્ર શ્રી. રમણિકરાય શ્રીપતરાય દેસાઈ ભલે 'સાક્ષર' ન હોય; નથી જ. પણ આજે ગુજરાતના ખાસ્સા મોટાથી માંડીને સામાન્ય કોટિ સુધીના એવા કેટલાયે સાક્ષરો છે કે જેમને શ્રી. રમણિકરાય તરફથી

મૂલ્યવાન સલાહ અને દુર્લભ સામગ્રી વારંવાર સાંપડેલાં છે. એમનો દુષ્પ્રાપ્ય ગ્રંથોનો સંગ્રહ, એમની સામગ્રી મેળવી આપવાની ધગશ તથા કુનેહ, અને તેમની તેથી યે વધારે દુષ્પ્રાપ્ય સલાહ, ગુજરાતનું મહામૂલું સાહિત્યધન છે, એ હકીકત કદાચ બહુ જાણીતી નહિ હોય, પણ તે કારણે તે ઓછી વાસ્તવિક નથી. શ્રી. રમણિકરાયનો છૂટથી ઉપયોગ કરનારાઓમાંનો એક હું પણ છું. 'વૃત્તવિવેચન'માં મેં એ ઋણ સ્વીકાર્યું છે. અહીં ફરીથી સ્વીકારું છું.

માર્ચ, ૧૯૫૦ — સ્વા. પ્રણવતીર્થ

# સાંકળિયું


| ક્રમાંક | કથાનક | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧. | અગસ્ત્યનો વાયદો | ૧ |
| ૨. | અજા કુંજર શિર પર મનમાન્યાં ફળ ખાય | ૨ |
| ૩. | અગમબુદ્ધિ વાણિયો | ૩ |
| ૪. | અક્કલ બડી કે ભેંશ ? | ૫ |
| ૫. | અબે ઊંટવાલે, યે ખિન્ની મેરે મુંહમેં ડાલ દે. | ૮ |
| ૬. | અલ્લાને આગુસે લે લિયા | ૯ |
| ૭. | અલ્લાજો ડર હોય તો અસાંજે માળિયે અચ | ૯ |
| ૮. | આપ મુવા વિના સ્વર્ગે ન જવાય | ૧૧ |
| ૯. | આપનાં પત્ની વિધવા થયાં ! | ૧૧ |
| ૧૦. | આદત જાય મુવે | ૧૨ |
| ૧૧. | આંધળો ઘા પાધરો | ૧૬ |
| ૧૨. | આકડા ભાળી ઘોડા ગુડે | ૧૮ |
| ૧૩. | આખું કોળું શાકમાં | ૧૮ |
| ૧૪. | આંધળે બહેરું કૂટી બાળ્યું | ૧૯ |
| ૧૫. | આપ્યું વાણિયાએ, ખાધું પ્રાણિયાએ | ૨૨ |
| ૧૬. | આખા ગામનું ખાડું આપ્યું | ૨૫ |
| ૧૭. | ગામનાં છોકરાં દૂધચોખા જમે છે | ૨૬ |
| ૧૮. | આજ સેવીયાં ખાઈ | ૨૭ |
| ૧૯. | ઇશ્ક લગા મેડકીસે તો પદ્મિની કયા ચીઝ હૈ ? | ૨૮ |
| ૨૦. | ઈશ્વર કરે તે સારા માટે | ૩૧ |
| ૨૧. | ઊરુભેદ ને નર્તકીને સુખ | ૩૨ |
| ૨૨. | ઊંટવૈદું | ૩૪ |

૨૩. એક જ પાઈ, એક જ ક્ષણ ૩૫
૨૪. એક તેતરને કારણે અલ રાખી અખિયલ ૩૬
૨૫. એક ટાંગની મુરઘી ૩૬
૨૬. એકથી બે ભલા ૩૭
૨૭. એકલ દોકલકા અલ્લા બેલી ૩૮
૨૮. એક એક કોદરે કાળ જાય ૩૮
૨૯. એક કામનાં ચાર કામ ૩૯
૩૦. એક જાલે મેં સો સાપ ૪૨
૩૧. ઔસત જ્યોં કી ત્યોં, તો કુનબા ડૂબા ક્યોં ? ૪૫
૩૨. કાલે જમે ૪૬
૩૩. કાલે કયાં આઢશું ? ૪૭
૩૪. કૂતરું કાશી જાય, તો જાતભાઈ જ નડે ૪૮
૩૫. કૂતરું ત્યાં પહાણો નહિ, ને પહાણો ત્યાં કૂતરું નહિ ૪૯
૩૬. કુહાડીમાં હાથો ભળ્યો ૫૦
૩૭. કોડી હરામ, બચકા હલાલ ૫૧
૩૮. કોણ કહે છે રાંપીનો ઘા ? ૫૨
૩૯. કંકોરીમાં કીરા પરા... ૫૫
૪૦. કુશળતાના સમાચાર ૫૯
૪૧. કો'ડાફાડ ૬૧
૪૨. કોઈ દસા, કોઈ વીસા, તો બંદા સાડી બત્તીસા ૬૭
૪૩. કાગડો કુગંટમાં આવે નહિ ૬૮
૪૪. કાલી કુત્તી મરતે મેરી ખીચડીમેં સે સ્વાદ ગયા ૬૮
૪૫. કહો છોને, વર ઘરડો ? ૬૯
૪૬. કીડીને પાંખો આવી ૭૦
૪૭. કરતા હો સો કીજિયે ૭૦
૪૮. ખણકે ખીલા હેડ ૭૧
૪૯. ખાડામાં છે ખદબદિયાં ૭૨

૫૦. ખાય નહિ ખાજાં ને ખાંડ ! ૭૩
૫૧. ખુદાકુ ફુસલાતી હું ૭૪
૫૨. ગાંભા જઈને ગાભા રહ્યા ૭૫
૫૩. ગાગાએ ગળ્યું તે ગટ ૭૭
૫૪. ગઢ જીત્યો રે મેરો કાણિયો ૮૩
૫૫. ગાઈઓ વહાં તક ગાઈઓ, ફિર ઝાંપા દે કે જાઈઓ ૮૫
૫૬. ગોલા લડાઈ ૮૬
૫૭. ગમારનું આવણુંજાવણું ૮૬
૫૮. ઘેરના ઘેર, ને ભૈડકા ભેર ૮૭
૫૯. ઘી ખાતા, ગુડ ખાતા, ફિર બરોબર ચલતા કયું નહિ ? ૮૮
૬૦. ઘોડા, ઘર આપણાં, મારે રાબ ને તારે લાકડાં ૮૯
૬૧. ઘડિયાં પિત્તળિયાં વાગી ગયાં છે ૯૦
૬૨. ચડજે રોટલા છ માસ, તો કે બેસ જીવ બાર માસ ૯૦
૬૩. ચલ જાઉં કે ટપ જાઉં ૯૧
૬૪. ચંપે ચડચે બે દેખાય ૯૩
૬૫. ચડ જા બેટા શૂળી પર ! ૯૪
૬૬. હમ હૈ કહેનેવાલે, કરનેવાલે દૂસરે ૯૫
૬૭. ચીચોડા વીણતી ચીચુકાબાઈ ૯૬
૬૮. જે થાય તે સારા માટે ૯૭
૬૯. જશ મિલે જાન ગયે ૯૮
૭૦. જીવ ગયો, પણ રંગ રહ્યો ૧૦૧
૭૧. જેનું તેનું જેને તેને મુબારક ૧૦૩
૭૨. જમતો પરોણો ભેંશ માને ૧૦૬
૭૩. ટહાડે પાણીએ ખસ ગઈ ૧૦૭
૭૪. ઠૂંઠ લીલો, તેને શો ભય ? ૧૦૮
૭૫. ઢેડનો ન્યાય ૧૧૦
૭૬. તારા બાપને ય મિયાઉં ૧૧૩

૭૭. તુંબડીને નહિ, તુંબડી ફૂટયાને રોઉં છું ૧૧૫
૭૮. તેરા ચલે તો માર ડાલીઓ ૧૧૭
૭૯. તાવ આવ્યો ને ટપ મુવો ૧૨૦
૮૦. તુખ્મે તાસીર ૧૨૧
૮૧. તેરા કુત્તા મેરી કુલ્હાડી લાયા હે ? ૧૨૩
૮૨. થારે ડપકે મારો ડપકો ૧૨૪
૮૩. દૂધના દૂધમાં, પાણીના પાણીમાં ૧૨૬
૮૪. દાઢીજો ઝુરો ઝુરો થાય પણ એક ખુરો ન છડું ૧૨૭
૮૫. દહાડીના દહોડસો ને ચોટીના ચારસે ૧૨૯
૮૬. ધોકેકુ સોના લગાદે ભગત ! ૧૨૯
૮૭. ધોતલીના ધોળ આગળ ગવાશે ૧૩૦
૮૮. ધાણા, સું ને ઠમરીવાળું ૧૩૧
૮૯. નહિ ત્રણમાં, નહિ તેરમાં, નહિ છપ્પનના મેળમાં ૧૩૨
૯૦. નાપાક તો ચૌકેમેં ધરી હૈ ! ૧૪૧
૯૧. નસીબ બે ડગલાં આગળનું આગળ ૧૪૨
૯૨. નિત નિત મરીઓ મલાવકે... ૧૪૬
૯૩. નાકું પકડી રાખવું ૧૪૮
૯૪. નવ્વાણુંનો ધક્કો ૧૪૮
૯૫. ન બોલ્યામાં નવ ગુણ ૧૫૦
૯૬. પાઘડી ભેંશ ચાવી ગઈ ! ૧૫૨
૯૭. પાટિદાર મુવા છીએ ! ૧૫૪
૯૮. પટેલ ડાહ્યો કે પટેલનો દીકરો ? ૧૫૫
૯૯. પાડી કહે સો માનીયો મત ૧૫૬
૧૦૦. પોલું દેખીને પેસી જાઓ ૧૫૭
૧૦૧. પાડું માણુસ થયું કે નહિ ? ૧૬૦
૧૦૨. પાલીકી પચાસ કીજિયે ૧૬૦
૧૦૩. પડી આદત કયું જાવે ભૈયા... ૧૬૨

૧૦૪. પુંજિયાની માએ ગોત્રાટ ઊજવ્યો ૧૬૩
૧૦૫. પીડા પતી ? તો કે' પગે જ વળગી છે ને ! ૧૬૫
૧૦૬. પોદળામાં સાંઠો ૧૬૬
૧૦૭. પરપોટાની સાખ ૧૬૬
૧૦૮. ફટ ભણજે ૧૬૯
૧૦૯. ફેરવી તોળ ૧૭૦
૧૧૦. ફુંફાડો તો રાખવો ૧૭૧
૧૧૧. બહુ તંત બળિયું ૧૭૨
૧૧૨. બહુચરાજીનો કુકડો પેટમાં બોલે ૧૭૪
૧૧૩. બેડું ચડાવીને આવી છે ૧૭૪
૧૧૪. બહુ મોંઘી વેચજો ૧૭૫
૧૧૫. બેવડો જજીયો, ને મહાજનની ફતેહ ૧૭૭
૧૧૬. બીબી સબસે બાંકી, નદીસે ભી બાંકી ૧૭૮
૧૧૭. બોલે તે ઘી લેવા જાય ૧૭૮
૧૧૮. બોલે તે બે ખાય ૧૭૯
૧૧૯. બોડી બામણીનું ખેતર ૧૮૦
૧૨૦. બુંદથી બગડી હોજથી ન સુધરે ૧૮૧
૧૨૧. બંદા ઝબોલ ઝબોલ કે ખાવે ૧૮૨
૧૨૨. ભીખને માથે ભઠ ૧૮૪
૧૨૩. ભેંશનું પૂછડું પકડયું ૧૮૫
૧૨૪. ભરતિયું મારી પાસે છે ને ૧૮૬
૧૨૫ ભેંશ ભાગોળે, છાશ છાગોળે, ને ઘેર ધમાધમ ૧૮૭
૧૨૬. ભલો મારો ઠીંઠણપાળ ! ૧૮૯
૧૨૭. ભગા જેવું કર્યું ૧૯૧
૧૨૮. ભરતામાં ભરાય ૧૯૩
૧૨૯. ભેંશના શિંગડાંમાં માથું ૧૯૫
૧૩૦ ભેરમભેરાની જાત્રા ૧૯૬

૧૩૧. ભણ્યા પણ ગણ્યા નહિ ... ૧૯૭
૧૩૨. મેં મરુંગા લેકિન તુઝે રાંડ કહેલાઉંગા ૨૦૦
૧૩૩. માલાના મૂળગા ગયા ૨૦૦
૧૩૪. મિયાંભાઈનો ગોખલો ૨૦૨
૧૩૫. મન ચંગા તો કથરોટમેં ગંગા ૨૦૪
૧૩૬. મારી બલા જાણે ૨૦૬
૧૩૭. મુસાભાઈનાં વા ને પાણી ૨૦૯
૧૩૮. મારો શેઠ બોલે છે ૨૧૧
૧૩૯. મહાજન માબાપ છે, પણ ખીંટી નહિ ફરે ૨૧૨
૧૪૦. મીઠા ઝાડનાં મૂળ કાપવાં ૨૧૪
૧૪૧. મિટ્ટી ચૈયે તો દસ ટોકરે લો... ૨૧૫
૧૪૨. માથામાં વાગે ત્યારે ખબર પડે ૨૧૮
૧૪૩. મેલ કરવત, મોચીના મોચી ૨૧૯
૧૪૪. મારો મગ દેખું ત્યાં લગી ખાઉં! ૨૨૦
૧૪૫. મિયાં ચોરે મુઠે ને અલ્લા ચોરે ઊંટે ૨૨૨
૧૪૬. મોટાના પૂંછડામાં પેસીએ તો ચગદાઈ મરીએ ૨૨૩
૧૪૭. મૈં નાચું આજ, અક્કલ પાયે ૨૨૪
૧૪૮. મસીદમાં દીવો કરવાની ફિકર ૨૨૭
૧૪૯. મામા ઇશાની, ને કોથળી ઘેર વિસરાણી ૨૨૮
૧૫૦. મેં કહાં કહેતી હું કે પડોસીકી લડકી કાની હે? ૨૨૯
૧૫૧. રાઈના પાડ રાતે વહી ગયા ૨૨૯
૧૫૨. રહેગી કઠકી પૂતલી, પથ્થર કે પારસનાથ ૨૩૧
૧૫૩. રાજી કે કરાજી? ૨૩૨
૧૫૪. રાણીનો સાળો ૨૩૪
૧૫૫. લખાણું તે વંચાણું ૨૩૫
૧૫૬. લપોડશંખ ૨૩૬
૧૫૭. લોભે લાભે હશે ૨૩૮

૧૫૮. લાખ મત લડબડી . . ૨૩૯
૧૫૯. લડતી હે, ઝગડતી હે, પણ ઘરકી ખબર રખતી હે ! ૨૪૦
૧૬૦. લક્ષ્મી વિના લપોડ, ગરથ વિનાનો ગાંગલો ૨૪૧
૧૬૧. લાલો લોભ વગર લોટે નહિ ૨૪૩
૧૬૨. લેને ગયી પૂત, ખોઈ આયી ખસમ ૨૪૪
૧૬૩. લુલીની લપે કકળતી ખોળે ભરી ૨૪૫
૧૬૪. વાણિયાનું વરદાન ૨૪૬
૧૬૫. વાંકો પણ માકો હેની ૨૪૭
૧૬૬. વો દિન કહાંસે કે મિયાં કે પાઉં મેં જૂતી ૨૪૯
૧૬૭. વાણિયાની રંગભડી ૨૫૦
૧૬૮. વાતોનાં વાળુ ૨૫૨
૧૬૯. વાણિયાની ભમ્મ પાંચશેરી ૨૫૪
૧૭૦. વારી જાઉં તુમારે બોલકુ, સૂંથણું લઈ ગયું ખોલકું ! ૨૫૬
૧૭૧. વચ્ચેનો કન્દ તે આરોગે નન્દ ૨૫૭
૧૭૨. વાત કરો તમે બહાર જ બેઠા ૨૫૮
૧૭૩. વાંદરાની એકાદશી ૨૫૯
૧૭૪. વૉટર કહેતો જાન ગયો ને ઢોલિયા હેઠળ પાણી ૨૬૦
૧૭૫. વાઘનો અપવાસ ૨૬૧
૧૭૬. વાળંદ ને વળી વહેલમાં બેઠો ૨૬૧
૧૭૭. સૂરજ સામે લડાઈ ૨૬૨
૧૭૮. સીદીનું સીદીને વહાલું ૨૬૫
૧૭૯. સરકારકે સિપાઈ સે ભી બાંકી ? ૨૬૬
૧૮૦. સોકે ભયે સાઠ ૨૬૮
૧૮૧. સંઘર્યો સાપ પણ કામનો છે ૨૬૮
૧૮૨. સૂરદાસકી ટિક્કી, લગી તો લગી ૨૭૧
૧૮૩. સગાઈમાં સગાઈ, તેમાં શાની ઠગાઈ ? ૨૭૩

૧૮૪. સાધુજીની ગોદડી ૨૭૫
૧૮૫. સાચને નહિ આંચ ૨૭૭
૧૮૬. સોબતે અસર ૨૮૧
૧૮૭. સાસરા સુખવાસરા ૨૮૩
૧૮૮. સ્નેહી ગયે ગીલો રહે, વાકે મુખ પર ધૂલ ૨૮૪
૧૮૯. સાંસા ગડથલ ૨૮૪
૧૯૦. સજ્જનનું તુંકારે મોત ૨૮૫
૧૯૧. સબ સબકી સમાલિઓ, મેં મેરી ફોડતા હું ૨૮૭
૧૯૨. સુઈ ઊઠ્યા ? તો કે' કેમ જાણ્યું ? તો કે' આચારે ૨૮૮
૧૯૩. સઈ સવાદ વગરનું ચાટે, ને મોચી વગર ભારનું કાંસે ૨૮૮
૧૯૪. સારે નિશાળીએ ઊચકી મહેતાજીની સોય ૨૮૯
૧૯૫. સ્થાન પ્રધાન, નહિ બળ પ્રધાન ૨૮૯
૧૯૬. સરું ન આવ્યું શીંદરા ૨૮૯
૧૯૭. શેરને માથે સવાશેર ૨૯૦
૧૯૮. શેઠની શિખામણ ઝાંપા સુધી ૨૯૦
૧૯૯. હાજર તે હથિયાર ૨૯૫
૨૦૦. હડક્યા ગધેની પાણી ૨૯૬
૨૦૧. હડાળાની ફૂલરી ૨૯૭
૨૦૨. હાથી કાપડને ખાયે, ને કાપડ હાથીને ૨૯૯
૨૦૩. હીરો ઘોઘે જઈ આવ્યો ૩૦૦
૨૦૪. હર હર ગંગા ગોદાવરી, કણુ શ્રદ્ધા કણુ જોરાવરી ૩૦૧
૨૦૫ હાથ ફેરવવા મોકલજો ૩૦૩
૨૦૬. હાથનાં કર્યાં હૈયે વાગ્યાં ૩૦૩
૨૦૭ હમ ભી ડીચ ૩૦૫
૨૦૮. હૂક કહેડનો દાગ નહિ ૩૦૬
૨૦૯. ગાગરું નાગ ન પાડે ૩૦૬

૨૧૦. મરવાની આળસે જીવવું ૩૦૯
૨૧૧. તારા બાપના તબેલામાં ૩૧૧
૨૧૨. નવ્વાણું, ત્યાં પૂરા સો ૩૧૨
૨૧૩. વાણિયા મૂછ નીચી ૩૧૫
૨૧૪. ચકલી નાની ને ફૈડકો મોટો ૩૧૮
૨૧૫. કોથળામાંહેથી બિલાડું નીકળી પડ્યું ! ૩૧૯
૨૧૬. માં, આજે તો મેં કાગ ઠગિયો ! ૩૨૦
૨૧૭. મારો બળદ કૉલેજ ભણ્યો નથી ને ! ૩૨૧
૨૧૮. પૈસો પૈસાને ખેંચે ૩૨૨
૨૧૯. પીછેસે ચલી આતી હૈ ! ૩૨૪
૨૨૦. ઠાકોરજીના થાળનું દાતણ ૩૨૪
૨૨૧. આમદાની ટોપી મામદાને માથે ૩૨૬
૨૨૨. નક્કા રાજાની નગરી ૩૨૭
૨૨૩. એક પાયો રમતો ૩૨૮
૨૨૪. ક્યાં રાજા ભોજ, ને ક્યાં ગાંગો તેલી ! ૩૨૮
૨૨૫. બાબાશાઈ ખાતું છે ! ૩૩૦
૨૨૬. ધોબીના કૂતરા જેવું ૩૩૧
૨૨૭. રઢિયાળા તો હમણાં મૂકે પણ સૂંઢાળા ક્યાં છોડે છે ! ૩૩૨
૨૨૮. અમરેશરી કટારી ૩૩૪
૨૨૯. તોગારી તલવાર ૩૩૬
૨૩૦. રાઠોડી પંજો ૩૩૭

# કહેવત–કથાનકો

## ૧. અગસ્ત્યનો વાયદો

એક સમયે વિંધ્યાચલ અને મેરુપર્વત વચ્ચે ઊંચાઈની સ્પર્ધા થઈ, ને એ બંનેએ આકાશ તરફ જોવા માંડયું. વિંધ્યાચલ ભરતખંડની વચ્ચોવચ્ચ આવેલો છે. એણે વધવામાં જે ઝપાટો કર્યો તે છેક સૂરજનો માર્ગ રોકીને એ ઊભો, ને દેશના બે એવા ભાગ થઈ ગયા કે એકમાંથી બીજામાં જઈ શકાય નહિ. છેવટે દેવોએ આ સંકટમાંથી ઉગારવા અગસ્ત્ય મુનિને વિનંતિ કરી. મુનિ એ પર્વતને મળવા ગયા, એટલે પર્વતે લાંબા સૂઈને એમને દંડવત્ કર્યા, ને આજ્ઞા માગી. મુનિએ આજ્ઞા આપી કે હું જઈને પાછો ન આવું ત્યાં સુધી તારે ઊભા થવું નહિ. મુનિ ગયા તે ગયા, હજી પાછા આવ્યા નથી, ને પર્વત પણ લાંબો થઈને સૂતેલો, હજી ઊભો થયો નથી.

અગસ્ત્ય મુનિની આ વાતનું રહસ્ય ઘણું રસમય છે. પ્રાચીન સમયમાં આર્યોએ ઉત્તર તથા મધ્ય હિન્દમાં પોતાની સંસ્કૃતિનું વર્ચસ્વ સારી રીતે જમાવ્યું હતું. પરન્તુ દક્ષિણ ભારતમાં જવાનો માર્ગ વિંધ્યાચળે રોકેલો હતો. આર્ય સંસ્કૃતિને સર્વથી પ્રથમ વિંધ્યાચળ પાર કરીને દક્ષિણમાં લઈ જઈ, ત્યાં એની પ્રતિષ્ઠા વધારનાર એ મહા-પુરુષ અગસ્ત્ય જ હતા કે જેમણે સાગરમાં છુપાઈને આર્યોને રંજાડતા અનાર્યોને સાગર પાર કરીને પણ જેર કર્યા હતા, જેના ઉપરથી અગસ્ત્ય મુનિ સાગર પી ગયાની પુરાણકથા રચાએલી છે.

---

## ૨. અજા કુંજર શિર પર મનમાન્યાં ફળ ખાય

એક બકરી નદીએ પાણી પીવા ગઈ. ત્યાં એણે વાઘનાં તાજાં પગલાં દીઠાં. એણે જાણ્યું કે મોત જરૂર આવ્યું, કેમ કે વાઘ આટલામાં જ હશે, ને એની ઝપટમાંથી નસાશે નહિ. પણ જો નદીને સામે પાર પહોંચી જવાય તો કદાચ ઊગરી શકાય ખરું.

એણે એક યુક્તિ અજમાવી; વાઘનાં પગલાંને ફરતું કુંડાળું આલેખીને એ ત્યાં બેસી ગઈ. થોડી વારમાં ત્યાં હાથી પાણી પીવા આવ્યો. બકરીએ એને વાઘનું પગલું બતાવીને કહ્યું, "હાથીભાઈ, તમે ભલે આવ્યા. મને વાઘે અહીં બેસાડી છે, ને કોઈ શિકાર આવે તો તેને ખબર આપવા મને કહ્યું છે તેથી હું ખબર આપવા આ ચાલી."

બકરીએ ચાલવા માંડ્યું એટલે હાથી ગભરાયો. એણે બકરીને રોકીને કહ્યું, "બકરીબાઈ, મારા સમ, વાઘને ખબર આપો તો. આપણે બંને ઘાસ ખાનારાં પ્રાણી છીએ. તેથી તમારે તો મને વાઘથી ઊગરવાનો રસ્તો કહેવો જોઈએ."

બકરીએ પળવાર વિચાર કરીને કહ્યું, "જો તમે મને માથે બેસાડીને નદીને સામે પાર લઈ જાઓ, તો બચી જવાય. પણ તમારો શો ભરોંસો ? તમે કદાચ પાણીમાં અડધે વહેણે નાંખી દો તો ?"

હાથી નેક હતો. એણે વચન આપ્યું કે જીવતાં સુધી હું તમને મારે માથે ફેરવીશ.

બકરી સંમત થતાં હાથીએ એને ઉપાડીને માથે મૂકી, ને નદી પાર કરી. ત્યારથી એ બકરી હાથીને માથે બેસીને મોજ કરે છે. તેથી દોહરો છે કે:—

સંગત કીજિયે સાધ કી, બનત બનત બન જાય,
અજા કુંજર શિર પર, મનમાને ફલ ખાય.

## ૩. અગમબુદ્ધિ વાણિયો ને પચ્છમબુદ્ધિ બ્રહ્મ...

બે મિત્રો હતા. એમને એકબીજા પ્રત્યે ઘણો પ્રેમ હતો. તેમાંનો એક હતો વાણિયો ને બીજો હતો બ્રાહ્મણ. એક દિવસ આ બંને દોસ્તો મુસાફરીએ નીકળ્યા. રસ્તામાં એક મુસલમાન મળ્યો. ત્રણે જણા વાતો કરતા ચાલ્યા જાય છે. વાત કરતાં કરતાં જુદા જુદા ધર્મોની એકબીજાને વિચિત્ર લાગતી માન્યતાઓનો વિષય નીકળ્યો. એમાં પરસ્પર મજાક–મશ્કરીનો પ્રસંગ આવતાં બ્રાહ્મણથી બોલાઈ ગયું કે, "ખાં સાહેબ, તમે પીરને માનો છો તેના કરતાં જો હરમાનદાદાને માનો, તો તમારે માથે પણ શિખા રહે, ને લોક તમને મશ્કરીમાં બાંડાભાઈ કહે છે તે પણ ન કહે."

આ સાંભળીને મુસલમાનને ગુસ્સો આવ્યો, એટલે આગળપાછળનો વિચાર ન કરતાં એણે ઉપાડીને બ્રાહ્મણને બે ધોલ ખેંચી કહાડી, ને જોતજોતામાં ત્યાં જામી પડી. વાણિયાએ વચમાં પડીને બ્રાહ્મણને ઠપકો આપ્યો કે "બોલતાં જરા વિચાર કરીએ, ને કોઈને માઠું લાગે તેવું મજાક–મશ્કરીમાં પણ જેમ મોંએ આવે તેમ ભચડી મારીએ નહિ." અને મિયાંને કહ્યું કે "મજાક–મશ્કરી કરીએ, તો બે કહીએ તેમ બે સાંભળી પણ લઈએ."

એમ સમાધાન કર્યું ખરું, પણ એના મનમાં એવી ગાંઠ પડી ગઈ, કે એમ એ વાતવાતમાં બગડી બેસે, એ ન ચાલે, માટે એને બરાબર દાખલો બેસાડી આપવો જોઈએ. જરા આગળ ચાલતાં તુળસીનો છોડ જોવામાં આવતાં બ્રાહ્મણે એને હાથ જોડયા. મિયાંએ પૂછ્યું કે "આ ઝાડવાનાં ઝાંખરાને સલામ કરવાનું શું કારણ?" વચમાં પડીને વાણિયાએ ઉત્તર આપ્યો કે "એ તો અમારા હિન્દુ લોકની માતા છે." એટલું કહેતાં જ મિયાંએ એનું ડાળખું તોડીને તેના ઉપર પોતાના બે પગ જોરથી ઘસ્યા, ને ગુસ્સાથી એ બોલી ઊઠ્યો,

"તુમ્ બેવકૂફ હો ઔર મુઝે બી બેવકૂફ બનાતે હો. અગર યહ તુમારી અમ્મા હે, તો લો, ઈશકું મેં મેરે પાઉં સે રગડ દેતા હું. તુમ સે જો કુછ હો સકે, કર લો!"

આ બે મિત્રો કશું બોલ્યા નહિ. વાણિયાએ સાનમાં બ્રાહ્મણને ચૂપ રહેવા કહી દીધું. આગળ ચાલતાં કૌવચનો વેલો એક વાડમાં ખૂબ ફૂલ્યોફાલ્યો પથરાયેલો દીઠો. એના ઉપર કૌચની શીંગો બરાબર પાકીને ઝૂલતી હતી. વાણિયો તેને ખૂબ નીચો નમીને પગે લાગ્યો. મુસલમાને વળી પૂછ્યું કે "ઈસકો કયું ઈતના ઝૂકકે સલામ કરતે હો? યહ તો મામુલી સી બેલ હૈ." વાણિયાએ હસીને નમ્રતાથી કહ્યું, "ખાં સાહેબ, એ તો અમારા હિંદુ લોકના બાપા છે."

એટલી જ વાર. ખાં સાહેબે "કયા કહું તેરા બાવા કી...લે, લેતા જા" કરીને બે હાથે કૌવચો તોડીને મસળી; ને એના ઝાંખરામાં ઘૂસીને એવા ઝનૂનથી વેલાને ફીંદી નાખ્યો કે કૌવચો તેના આખા શરીર ઉપર સારી રીતે રગદોળાઈ. પછી બધી ઘસડીને જમીન ઉપર નાખીને એના ઉપર ખૂબ પગ ઘસીને ખાં સાહેબ બોલ્યા, "દેખ, તેરા બાવા કી હાલત. મુઝે યે કયા કર શકતા હે?"

થોડી વારમાં ખૂજલી ઊપડી. જોતજોતામાં માથાથી તે પગ સુધી એવી ચળ ઊપડી, કે મિયાં ઘબડતા ઘબડતા રાડ નાખી ગયા. કૌવચની ખૂજલીમાં શું બાકી રહે? અને ખાં સાહેબે દાંત કચકચાવીને એનું આખે શરીરે મર્દન કર્યું હતું. એ રાડેરાડ નાખવા માંડ્યા. પેલા બે મિત્રો ત્યાંથી કયારના રસ્તે પડી ગયા હતા.

આ ભાઈ અહીં આળોટતા, બરાડતા ને ખણતા પડ્યા હતા ત્યાં થઈને એક ભરવાડ નીકળ્યો. એણે રોકાઈને મિયાંને તેમની આવી દશા થવાનું કારણ પૂછ્યું. મિયાંએ રડતે રડતે, ઘબડતે ઘબડતે બધી વાત કહી, ને પછી હાથ નાખીને ભરવાડને હાથ જોડીને અરજ ગુજારી કે ,'ભાઈ, તુમારા બાવાકુ કુછ સમઝાવો. ફિર મેં કભી ઉસકા નામ નહિ

લુંગા. મુઝે ક્યા માલૂમ કે ઉસકા ગુસ્સા ઈતના તેઝ હે ? અરે ભાઈ, હિંદુ લોક કી અમ્મા તો બડી શરીફ હે, લેકીન બાવા બહુત ખૂરા હૈ. ભાઈ, મુઝે બચાઓ... "

ભરવાડ સમજી ગયો કે ખાં સાહેબને બે જણે બરાબર પરચો બતાવ્યો. એણે કહ્યું, " ખાં સાહેબ, તમે હવે બરાબર લખી રાખજો, કે અગમબુદ્ધિ વાણિયો, પચ્છમબુદ્ધિ બ્રહ્મ, તરત બુદ્ધિ તરકડો કે ધોલ મારે ધમ્મ. માટે કોઈને છેડતા પહેલાં વિચાર કરજો ! "

ભરવાડે મિયાંને ઘેર લઈ જઈ, આખા શરીરે ખૂબ છાણ ચોળી, ખૂબ પાણીથી ધમારીને પછી ઘી ચોળ્યાં, ત્યારે એના જીવમાં જીવ આવ્યો.

---

## ૪. અક્કલ બડી કે ભેંશ ?

એક રાજા હતો. તે એક દિવસ શિકારે નીકળ્યો. શિકાર ખેલતાં એ એક હરણની પાછળ પડ્યો. હરણ જીવ લઈને નાઠું, ને રાજાએ પોતાનો ઘોડો એની પાછળ મારી મૂક્યો. એનો ઘોડો એના બધા સાથીઓના ઘોડા કરતાં ઘણી વધારે સારી જાતનો હતો, તેથી બધાથી આગળ નીકળી ગયો. બહુ દૂર સુધી હરણની પાછળ એ દોડ્યો, પણ છેવટે શિકાર છટકી ગયો.

રાજાએ પાછા ફરવાનો વિચાર કર્યો, પણ એને માર્ગની ખબર નહોતી. આમતેમ ફરતાં એક ગામ આવ્યું. પૂછપરછ કરતાં એને જણાયું કે એ ગામ તો એના પોતાના જ રાજ્યનું હતું. સીમમાં એક ખેતરમાં એણે બે છોકરાને દેખ્યા. સારું છાયાવાળું ઝાડ દેખીને રાજાએ ત્યાં ઊતરીને ઘોડો બાંધ્યો, ને પેલા છોકરાઓને બોલાવ્યા. કોઈ સારું માણસ લાગે છે એમ સમજીને છોકરાએ રાજાને પાણી લાવી આપ્યું, બની શકે તેટલી એની સરભરા કરી, ને પછી રાજધાનીનો માર્ગ પણ બતાવ્યો.

આ બન્ને છોકરા કણબીના હતા. એમની વર્તણૂકથી રાજી થઈ ને રાજાએ એમને પૂછ્યું, અલ્યા છોકરાઓ, તમારે જે વસ્તુની ઇચ્છા હોય તે મારી પાસેથી માગી લ્યો. હું તમને જરૂર આપીશ, માટે માગવામાં અચકાતા નહિ.”

આ અભણ ગામડિયા છોકરાને કદી એવી રીતે માગી લેવાનો વિચાર શેનો આવ્યો હોય ? તેથી એ વિચારમાં પડી ગયા. મોટા છોકરો હતો તેને લાગ્યું કે આપણા ઘરમાં જો દૂઝણું હોય તો મઝા પડે. એ...ને ઘી, દૂધ ને છાશ ખાઈએ, ને લહેર કરીએ. તેથી એણે સારી ભેંશ માગી લીધી. રાજાએ તેની માગણી મંજૂર રાખી.

પછી બીજા છોકરાને પૂછ્યું, “અને તારી શું ઇચ્છા છે ?”

નાના છોકરાએ વિચાર કર્યો કે આવા મોટા માણસનું પનારું પડ્યું, તો યે એકાદું જાનવર માગીને બેસી જવું, એ તો મૂર્ખાઈ કહેવાય. માટે એવું માગવું કે જે જનમભર કામમાં આવે, ને દુનિયામાં આબરૂ વધે. હું અભણ અને અક્કલ વગરનો છું, ને મારા જોવામાં આવ્યું છે કે અક્કલવાળા માણસો બધી વાતે ડાહ્યા, હુંશિયાર ને આબરૂ ઇજ્જતવાળા હોય છે. બીજું જો વાડીવજીફા જેવું માગીશું તોપણ મારા જેવા બુડથલ માણસથી એનો સારો કારભાર થઈ શકશે નહિ. આવા મોટા માણસોની મહેરબાનીથી સારી અક્કલ હશે તો એ બધું આફુરતું આવી મળશે. માટે એવું માગવું કે જેને ચોર ચોરી શકે નહિ, જે ખોવાય નહિ, જેના ભાગ ન પડે, ને રાજા જેવો રાજા પણ જેને પડાવી શકે નહિ.

તેથી એણે રાજાને વિનંતિ કરી કે મને અક્કલ આપો.

એની માગણી પણ મંજૂર કરીને રાજા પોતાને મહેલે ગયો. ત્યાં જઈને તરત એણે ઊંચામાં ઊંચી જાતની એક ભેંશ મોટા છોકરાને ખોરડે મોકલી આપી. પછી રહી નાનાની વાત. અક્કલ કેવી રીતે

આપવી? અક્કલ આપી અપાતી નથી. એને તો યોગ્ય શિક્ષણ વડે કેળવીને બહાર આણી શકાય છે. તેથી એણે નાના છોકરાને ભણાવવા વિચાર કર્યો.

રાજાએ છોકરાને પોતાને મહેલે બોલાવીને રાખ્યો, ને સારા પંડિતો રાખીને એને ભણાવવા માંડ્યો. છોકરો હોંશથી ભણતો હતો. એક પછી એક વિદ્યા એ ઝપાટાબંધ શીખીને ચાલાક થઈ ગયો. એની બુદ્ધિ ખીલી નીકળી, અને ચારેક વરસમાં તો એ ખરેખરો બાહોશ જુવાન બની ગયો.

દરમિયાન મોટાને ત્યાં ભેંશ હતી. તેણે દૂધ–ઘીની છોળો ઉડાડી, ને ઘરમાં આનંદ વરતાઈ રહ્યો. એ પેલા નાનાની મૂર્ખતા ઉપર હસતો હતો, કે મૂરખાએ અક્કલ માગી, તે અક્કલને કૈં બચકાં ભરાય છે? પણ ભેંશ માગી હત તો મારા જેવો એ પણ સુખી ન થઈ જાત?

પણ દૈવયોગે વરસ દિવસ પછી ભેંશ મરી ગઈ, ને કણબી પહેલાં હતો તેવો કોરો ધાકોર થઈ રહ્યો.

આ તરફ નાનો છોકરો ભણીગણીને તૈયાર થઈ ગયો. રાજા પણ એની તૈયારી જોઈને ખુશી થયો, ને એને રાજ્યના ખેડૂતોનો ઉપરી બનાવ્યો. રાજ્યના બધા ખેડૂતો ઉપર એની દેખરેખ રહેતી, અને ખેડૂતોને લગતી બધી કામગીરી રાજા એની મારફત જ કરતો. એણે પોતાની આવકમાંથી પોતાની ખેતી વસાવી, ને એને આબાદ બનાવી. છેવટે રાજાએ એને મહેસૂલનો ઉઘરાતદાર નીમ્યો, ને દરેક ખેડૂત દીઠ મહેસુલ ઉઘરાવવા બદલ એને લાગો બાંધી આપ્યો. એમ કરતાં કરતાં એ રાજ્યનો ધણીરણી જેવો થઈ પડ્યો, ને એની કીર્તિ ચોતરફ પ્રસરી.

એક દિવસ એ પોતાની ફરજ અંગે પોતાને ગામ ગયો, ત્યાં ભેંશ માગનાર મોટો એને મળ્યો. એણે પોતાની દશાની વાત કરી, એટલે નાનાએ એને પૂછ્યું, "કહો ભાઈ, અક્કલ બડી કે ભેંશ?"

---

આ બન્ને છોકરા કણબીના હતા. એમની વર્તણૂકથી રાજી થઈને રાજાએ એમને પૂછ્યું, અલ્યા છોકરાઓ, તમારે જે વસ્તુની ઇચ્છા હોય તે મારી પાસેથી માગી લ્યો. હું તમને જરૂર આપીશ, માટે માગવામાં અચકાતા નહિ."

આ અભણ ગામડિયા છોકરાને કદી એવી રીતે માગી લેવાનો વિચાર શેનો આવ્યો હોય? તેથી એ વિચારમાં પડી ગયા. મોટો છોકરો હતો તેને લાગ્યું કે આપણા ઘરમાં જો દૂઝણું હોય તો મઝા પડે. એ...ને ઘી, દૂધ ને છાશ ખાઈએ, ને લહેર કરીએ. તેથી એણે સારી ભેંશ માગી લીધી. રાજાએ તેની માગણી મંજૂર રાખી.

પછી બીજા છોકરાને પૂછ્યું, "અને તારી શું ઇચ્છા છે?"

નાના છોકરાએ વિચાર કર્યો કે આવા મોટા માણસનું પનારું પડ્યું, તો યે એકાદું જાનવર માગીને બેસી જવું, એ તો મૂર્ખાઈ કહેવાય. માટે એવું માગવું કે જે જનમભર કામમાં આવે, ને દુનિયામાં આબરૂ વધે. હું અભણ અને અક્કલ વગરનો છું, ને મારા જોવામાં આવ્યું છે કે અક્કલવાળા માણસો બધી વાતે ડાહ્યા, હુંશિયાર ને આબરૂ ઇજ્જતવાળા હોય છે. બીજું જો વાડીવજીફા જેવું માગીશું તોપણ મારા જેવા બુડથલ માણસથી એનો સારો કારભાર થઈ શકશે નહિ. આવા મોટા માણસોની મહેરબાનીથી સારી અક્કલ હશે તો એ બધું આફુરતું આવી મળશે. માટે એવું માગવું કે જેને ચોર ચોરી શકે નહિ, જે ખોવાય નહિ, જેના ભાગ ન પડે, ને રાજા જેવો રાજા પણ જેને પડાવી શકે નહિ.

તેથી એણે રાજાને વિનંતિ કરી કે મને અક્કલ આપો.

એની માગણી પણ મંજૂર કરીને રાજા પોતાને મહેલે ગયો. ત્યાં જઈને તરત એણે ઊંચામાં ઊંચી જાતની એક ભેંશ મોટા છોકરાને ખોરડે મોકલી આપી. પછી રહી નાનાની વાત. અક્કલ કેવી રીતે

આપવી? અક્કલ આપી અપાતી નથી. એને તો યોગ્ય શિક્ષણ વડે કેળવીને બહાર આણી શકાય છે. તેથી એણે નાના છોકરાને ભણાવવા વિચાર કર્યો.

રાજાએ છોકરાને પોતાને મહેલે બોલાવીને રાખ્યો, ને સારા પંડિતો રાખીને એને ભણાવવા માંડ્યો. છોકરો હોંશથી ભણતો હતો. એક પછી એક વિદ્યા એ ઝપાટાબંધ શીખીને ચાલાક થઈ ગયો. એની બુદ્ધિ ખીલી નીકળી, અને ચારેક વરસમાં તો એ ખરેખરો બાહોશ જુવાન બની ગયો.

દરમિયાન મોટાને ત્યાં ભેંશ હતી. તેણે દૂધ–ઘીની છોળો ઉડાડી, ને ઘરમાં આનંદ વરતાઈ રહ્યો. એ પેલા નાનાની મૂર્ખતા ઉપર હસતો હતો, કે મૂરખાએ અક્કલ માગી, તે અક્કલને કૈં બચકાં ભરાય છે? પણ ભેંશ માગી હત તો મારા જેવો એ પણ સુખી ન થઈ જાત?

પણ દૈવયોગે વરસ દિવસ પછી ભેંશ મરી ગઈ, ને કણબી પહેલાં હતો તેવો કોરો ધાકોર થઈ રહ્યો.

આ તરફ નાનો છોકરો ભણીગણીને તૈયાર થઈ ગયો. રાજા પણ એની તૈયારી જોઈને ખુશી થયો, ને એને રાજ્યના ખેડૂતોનો ઉપરી બનાવ્યો. રાજ્યના બધા ખેડૂતો ઉપર એની દેખરેખ રહેતી, અને ખેડૂતોને લગતી બધી કામગીરી રાજા એની મારફત જ કરતો. એણે પોતાની આવકમાંથી પોતાની ખેતી વસાવી, ને એને આબાદ બનાવી. છેવટે રાજાએ એને મહેસૂલનો ઉઘરાતદાર નીમ્યો, ને દરેક ખેડૂત દીઠ મહેસૂલ ઉઘરાવવા બદલ એને લાગો બાંધી આપ્યો. એમ કરતાં કરતાં એ રાજ્યનો ધણીરણી જેવો થઈ પડ્યો, ને એની કીર્તિ ચોતરફ પ્રસરી.

એક દિવસ એ પોતાની ફરજ અંગે પોતાને ગામ ગયો, ત્યાં ભેંશ માગનાર મોટો એને મળ્યો. એણે પોતાની દશાની વાત કરી, એટલે નાનાએ એને પૂછ્યું, “કહો ભાઈ, અક્કલ બડી કે ભેંશ?”

---

### ૫. "અબે ઊંટવાલે, યે ખિન્ની મેરે મુંહમેં ડાલ દે તો !"

એક આરામતલબી ભાઈ હતા. એમને આળસ ઘણી. નછૂટકે કરવું પડે તેટલું જ કરે; અને તેટલું કરે તો યે મહેરબાની. એક વાર એ ભાઈ ગામ બહાર એક ઝાડ નીચે લાંબી ખેંચીને ઝોકાં ખાતા હતા. એ ઝાડ હતું રાયણનું, ને રાયણની મોસમ હતી એટલે ફળ પાક્યાં હતાં. ભાઈસાહેબ પડ્યા હતા તેની નજીકમાં જ એક પીળી પાકી રાયણ પડી હતી. એવી સરસ હતી કે એને જોઈને એના મોંમાં પાણી છૂટ્યું, ને ખાવાનું ઘણું મન થયું પણ હાથ લાંબો કરીને ઉપાડીને મોંમાં મૂકવાની તસ્દી લેવી એમને વધારે પડતી લાગી. તેથી પડ્યા પડ્યા એ રાયણને જોતા હતા અને ઇચ્છતા હતા કે એ પોતાની મેળે ઊઠીને મોંમાં આવી જાય તો કેવું સારું !

એટલામાં એક ઊંટવાળો ઊંટને ઝપાટાબંધ દોડાવતો પસાર થતો હતો. તેને એણે હાંક મારી, "અબે ઊંટવાલે અબે ઊંટવાલે !"

ઊંટવાળો અવાજ સાંભળીને સમઝ્યો કે બિચારો કોઈ પડ્યો છે તેને મદદની કૈં જરૂર હશે, તેથી દોડતી સાંઢણી એણે રોકીને પૂછ્યું, "શું છે ભાઈ ?"

"દેખ, નીચે ઊતરકે એ ખિન્ની મેરે મુંહમેં ડાલ દે !"

આ વિચિત્ર માગણી સાંભળીને ઊંટવાળાને હસવું આવ્યું, ને ગુસ્સો પણ ચડ્યો, કે આટલા માટે મને રોક્યો. જરા ખીજાઈને એણે ઠપકો આપ્યો, "અલ્યા ભાઈ, એટધી બધી આળસ શેની ? તારા મોંમાં રાયણ નાખવા હું ઊંટને બેસારું, નીચે ઊતરું, તને રાયણ ખવાડું, ને પછી ઊંટ ઉપર ચડી, એને ઉડાડીને આગળ જઉં, એ તે કેવી વાત ! તું તે માણસ છે કે ફાનસ ! જરા હાથ લાંબો કરીને ઉપાડી લેને, એટલે કોઈની સાડાબારી નહિ."

પોતાની વાજબી માગણીને આવો જવાબ મળતો જોઈને સૂતેલા



"દેખ, નીચે ઉતર કે યે ખિન્ની મેરે
મૂંહમેં ડાલ દે."

પૃ. ૮

"તું વિધવા થઈ એમ ફલાણા ભાઈએ મને વાવડ આપ્યા. એ સાંભળીને મને બહુ લાગી આવ્યું, કેમ કે હિંદુ સંસારમાં વિધવાના દુઃખનો પાર નથી હોતો."

બાઈ ભોળા પતિનું ભોળપણ જોઈને હસી. એણે પૂછ્યું, "તમારે એઠે હું કેવી રીતે વિધવા થઉં ?"

"હા, એ વાત ખરી." એમ કહીને પતિદેવે શોક છોડી દીધો એમને હકીકત સમજાઈ.

---

## ૧૦. આદત જાય મુવે

એક બ્રાહ્મણ હતો. તે મહા ખટપટી ને ઠગારો હતો. એની કુટિલતાએ અનેક ઘરોના સુખનો ધાણ્ વાળી નાખ્યો હતો, ને કલેશ-કંકાસની હોળીઓ સળગાવી હતી.

ઘણાં વરસ સુધી આ ધંધો કર્યા પછી એના કોઈ સારા સંસ્કાર જાગ્યા હશે, તે એને વિચાર આવ્યો, "આ કયા ભવનું હું ભાતું બાંધું છું ? હવે બહુત ગઈ, ને થોડી રહી, માટે તીર્થયાત્રા કરીને આ બધાં કુકર્મો ધોઈ નાખું, ને કોરે પાને જીવતર પાછું માંડું. એમાં જ પ્રભુ રાજી રહેશે."

આ શુભ સંકલ્પ કરીને એ જાત્રાએ નીકળી પડ્યો. એ ધીમે ધીમે જ્યાં ઠીક લાગ્યું ત્યાં નીરાંતે રહેતો રહેતો, કેટલા યે વરસે લાંબી યાત્રા પૂરી કરીને પોતાને ગામ પાછો ફર્યો. સાંઝ પડી ગઈ હતી, બ્રાહ્મણ થાકયો હતો, એટલે એક ગૃહસ્થને ઘેર જઈને એણે વિનંતિ કરી, કે હું લાંબે પંથે આવ્યો છું, ને થાકી ગયો છું, તેથી રાતવાસો કરવા દેશો તો યાત્રાળુ બ્રાહ્મણને આશ્રય આપ્યાનું પુણ્ય થશે.

ઘરમાલિકે એને સત્કાર્યો, ને ઉતારો તેમ જ ભોજન-પાણીની

વ્યવસ્થા કરી આપી. પછી એ આ પ્રવાસી મહેમાન સાથે વાતો કરવા બેઠો. એ વખતે આ જૂના ખટપટના ભરાડીને વિચાર આવ્યો કે લોકના ઘરમાં કલેશ-કંકાસ કરાવવાનો હુન્નર ઘણાં વરસથી અજમાવ્યો નથી, પણ આ લાગ સરસ છે, તો લાવ પ્રયોગ કરી જોઈએ, કે હથોટી રહી છે કે નહિ.

પછી એણે બહુ અફસોસનો ડોળ કરીને કહ્યું, "શેઠજી, દસ દસ વરસ તીરથોમાં ભટકીને મેં પુણ્ય મેળવ્યું, પણ શું કહું? તમારા ઘરમાં આશરો કરીને અન્ન લીધું, તેથી એ સઘળું બળીને ખાખ થઈ ગયું છે."

યજમાન ગભરાયો. એણે કહ્યું, "મહારાજ, એમ કહેવાનું શું કારણ બન્યું છે? મારે ત્યાં કોઈ કમાણસ નથી. બધાં જ સંસ્કારી ને ધર્મમાં આસ્થાવાળાં છે. તોયે તમે આવું શા માટે બોલો છો?"

બ્રાહ્મણે વાતમાં મોણ ઘાલ્યું, "ભાઈ, તમને કહું તો ગમશે નહિ, પણ જ્યોતિષ સાચું જ કહે છે. તો યે, તમારો જીવ દૂભવવો નથી, એટલે શું કહું? જે ભાગ્યમાં હોય તે મિથ્યા થતું નથી."

જજમાનનું કુતૂહલ વધ્યું. કુટુમ્બમાં એવું તે શું પાપ છે એ જાણવાની એની આતુરતા તીવ્ર થઈ. છેવટે બ્રાહ્મણે કહ્યું, "ભાઈ, વાત એવી છે, કે તમારી પુત્રવધૂ ડાકણ છે. એ તમારું કાળજું ખાવા ઇચ્છે છે."

ઘરધણી ચમકી ગયો, ને ઠપકો આપતાં બોલ્યો, "મહારાજ, આ તમે શું કહો છો! મારી પુત્રવધૂ તો સદ્‌ગુણનો ભંડાર છે, માટે વગર વિચાર્યું બોલશો નહિ."

બ્રાહ્મણે કહ્યું, "ભાઈ, જેવી તમારી મરજી. મને તો જે વિદ્યા મળેલી છે તે ખરી હકીકત કહી દે છે. તમારે ન માનવું હોય તો તમારી ખુશી, પણ આ વાતની નિશાની એ છે કે રાતના તમે જાગતા રહેજો,

ને પછી જો જો કે વહુ મધરાતે તમારું કાળજું ખાવા આવે છે કે નહિ. પહેલાં એ તમારું નાક કરડશે, ને પછી લોહી પીશે."

યજમાન બહુ દિલગીર થયો, પણ પારખું જોવાનો નિશ્ચય કરીને એ ગયો.

તે પછી એનો પુત્ર મહેમાન પાસે અલકમલકની વાતો કરવા ગયો, કેમ કે પ્રવાસી પાસે અનેક રસભરી વાતો હોય છે. એણે આવીને વિનય કર્યો, "મહારાજ, તમે તીરથ કરીને આવ્યા, તેથી તમારાં પુણ્ય પગલાંથી અમારાં પાપ બધાં બળી ગયાં."

ત્યારે બ્રાહ્મણે ઘણો જ શોકભર્યો દેખાવ કરીને કહ્યું, "ભાઈ, એ હશે, પણ તમારું અન્ન ખાધું, ત્યાં મારાં બધાં પુણ્ય બળી ગયાં, તેનું શું ?"

છોકરો ગભરાયો, ને આવાં વેણનું કારણ એણે જાણવા માગ્યું. યોગ્ય પ્રમાણમાં એનું કુતૂહલ જાગ્રત કરીને આ ખટપટિયાએ એને કહ્યું, "જો ભાઇ, તારો બાપ તારી વહુ ઉપર ખરાબ નજર કરે છે, ને એ બાઈ પણ બદચાલની છે. એવા ઘરમાં આશરો લેનારનાં બધાં પુણ્ય બળી જાય."

છોકરો ગુસ્સે થઈ ગયો, કેમ કે એને પોતાની ગુણશીલવતી પત્ની તથા ધર્માચરણી પિતા પરત્વે ખૂબ જ વિશ્વાસ અને માન હતાં. બ્રાહ્મણે ઠંડે કલેજે કહ્યું, "જો ભાઈ, આમાં ગુસ્સે થવાની વાત નથી. તારે પારખું જોવું હોય, તો જોજે, કે મધરાતે તારી વહુ તારા બાપ પાસે જાય છે કે નહિ. પછી જેવી તારી મરજી."

છોકરો ક્રોધ, શોક વગેરેથી ધૂંધવાતો ચાલ્યો ગયો. તે પછી તેની વહુ મહેમાનને પૂછવા આવી, કે પથારીપાણી બરાબર છે કે નહિ.

એને પણ પેલા ભામટાએ કહ્યું, "બાઇ, બધું યે ઠીક છે, પણ મહા ખેદની કથા છે કે આ ઘરનાં અન્નજળ લઈને મેં મારાં બધાં પુણ્ય બાળી નાખ્યાં છે."

વહુ ગભરાઈ, ને આવું કહેવાનું કારણ એણે પૂછ્યું. બ્રાહ્મણે કહેવાની આનાકાની કરી, એટલે બાઈએ વચન આપ્યું કે હું કોઈને કશું નહિ કહું, પણ મારી મેળે જ જે કરવું હશે તે કરીશ.

છેવટે આ ઉફાંદિયાએ એને કહ્યું, "જો બેન, તારો સસરો રોજ છોકટો થાય છે. એવા દુષ્ટના ઘરનું અન્ન તો પુણ્યનો નાશ જ કરે."

વહુને આ ન ગમ્યું. "મહારાજ, એવું ન બોલશો. મારા સસરાજી તો ધર્મના અવતાર છે."

બ્રાહ્મણે કહ્યું, "બાઈ, જેવી તારી મરજી. પણ પારખું જોવું હોય, તો મધરાતે જઈને તારા સસરાનું મોં જરા સૂંઘી જોજે, એટલે તને ખબર પડશે. બાકી મારાં જેવાં ભાગ્ય!"

વહુ સમસમતી ઘરમાં જતી રહી. એ રાતે બાપ, દીકરો ને વહુ ત્રણે જાગતાં પડી રહ્યાં.

મધરાત થઈ એટલે વહુએ વિચાર કર્યો, કે બ્રાહ્મણના બોલનું પારખું જોઈએ: પણ કોઈને કશું નહિ કહેવાનું વચન આપેલું હોવાથી એ ઊઠીને સસરાના સૂવાના ખંડ તરફ ગઈ. એને જતી જોઈને એનો પતિ પણ ચૂપચાપ તેની પાછળ ચાલ્યો. એ સમજ્યો કે ખરેખર, કૂલટા પોતાનું નીચ કર્મ કરવા જાય છે.

અહીં એનો બાપ જાગતો પડ્યો હતો. મધરાત થતાં ધીમે પગલે વહુને એણે અંદર આવતી દીઠી, એણે જાણ્યું કે ડાકણ ખરેખર આવી! વહુએ વાંકી વળીને એનું મોં સૂંઘ્યું એટલે સસરો ચમક્યો, કે ખરેખર હમણાં મારું લોહી પી જશે. એટલે એણે રાડ નાખી કે "કોઈ આવજો, મને ડાકણે ખાધો!"

તે જ વખતે છોકરાએ બૂમ પાડી, "રાંડ કુભારજા, આવા ધંધા કરે છે?" એ સમજ્યો કે આ બલા મારા બાપને ધીમેથી જગાડે છે! એણે બાપ તથા વહુ બન્નેને ગાળો ભાંડવા માંડી. એકાએક આ કોલાહલ

થતાં લોક જાગી ઊઠ્યા. પેલા બ્રાહ્મણે જોયું, કે હુન્નર હજી બરાબર આવડે છે! એણે પોતાની સલામતી માટે પોટલું ઉપાડીને રસ્તો માપ્યો.

અહીં જ્યારે અરસપરસ ખુલાસા થયા, કે પેલા બ્રાહ્મણે જ બધાને ભંભેર્યા છે, ત્યારે એને શોધવા બધા નીકળી પડ્યા. લોકોએ એને નાસતો પ્રકડ્યો, ને ઓળખ્યો કે આ તો પેલો જ મહાકુટિલ બ્રાહ્મણ દસ વરસની જાત્રા કરી તો યે આદત ન ગઈ તે ન ગઈ! કેમ કે ' ટહાડ જાય રૂએ, ને આદત જાય મુએ!"

---

## ૧૧. આંધળો ઘા પાધરો

ટીડા જોશીના નામની ઘણી વાતો ગુજરાતમાં પ્રચલિત છે. કૈંક ચાલાકી, ને કૈંક નશીબની યારીના રૂડા પ્રતાપે આંધળા ઘા પણ કેવા પાંસરા પડી જાય છે તેના દાખલા ટીડા જોશીને લગતાં કથાનકો આપે છે.

એક વાર ટીડો જોશી સાસરે ગયા. માર્ગમાં એણે ગામની સીમમાં રખડતો બળદ દીઠો, એટલે એને થોડા વેલા ખેંચી લાવીને એક ઝાડ સાથે બાંધ્યો, ને પોતે ગામમાં ગયા. સાસરે જઈને એ બેઠા હતા, ને સાસુ અંદર રોટલા ઘડતી હતી. એણે નવરા બેઠા ગણતરી કરી, તો તેર વાર રોટલા ઘડવાના ટપકારા નવેસરથી શરૂ થતા એણે સાંભળ્યા.

જમવા બેઠા, ને જોશીને નવ રોટલા સાસુએ જમાડ્યા, પણ ટીડો તરત બોલી ઉઠ્યો, "ટપ તેર, નવ કેમ?" સાસુએ જાણ્યું કે જમાઈ ખરો ઉસ્તાદ છે. એણે તરત જવાબ આપ્યો, "ચૂપ, ચાર છાશમાં." ટીડાએ છાશમાં બાકીના ચાર રોટલા પણ ચટ કરી દીધા.

સાસુ તો જમાઈની જોષ જોવાની શક્તિ ઉપર વારી વારી ગઈ. એણે પોતાના પતિને આગળ વાત કરી, કે કહો પણ જમાઈ પાસે ચમત્કાર છે. એ સાંભળીને સસરાએ જમાઈને વિનંતિ કરી, "મારો બળદ ખોવાઈ ગયો છે, માટે એનો કૈં પત્તો મેળવી આપો."

ટીડાએ તરત જ ધન, મકર કરીને વેઢા ગણવા માંડ્યા ને કુંડળી કહાડવાનો ડોળ કરીને પછી કહ્યું કે અમુક દિશામાં જાઓ, એટલે તમને બળદ મળશે. બળદને તો પોતે જ સીમમાં બાંધ્યો હતો, એટલે એ જાણતો જ હતો. સસરો જોષીના સૂચન પ્રમાણે ગયો, ને એને તો બળદ જડ્યો.

સસરાએ જમાઈની જ્યોતિષ વિદ્યાનાં વખાણ ચારેકોર કરવા માંડ્યાં. વાત કર્ણોપકર્ણ રાજા સુધી પહોંચી. હવે થવા કાળ તે એ વખતે રાણીનો હાર ખોવાઈ ગયો હતો. રાજાએ વિચાર્યું કે જોષીને પકડી મંગાવીએ.

એણે તો જોષીને બોલાવ્યા, ને એક કોટડીમાં પૂરીને કહ્યું કે જ્યારે હારનો પત્તો મેળવી આપશો ત્યારે છોડવામાં આવશે.

જેલની કોટડીમાં જોષીને ઊંઘ કયાંથી આવે ? એટલે એણે "નીંદરડી, નીંદરડી" કહીને રાતભર સાદ કર્યા. હવે થયું હતું એવું કે રાણીની નીંદરડી નામની નોકરડીએ હાર ચોર્યો હતો. એણે જાણ્યું કે જોષીને ખબર પડી ગઈ છે, ને એ મને સાદ કરે છે, એટલે એ ચૂપચાપ હાર લઈને જોષીને આપી આવી, ને પગે લાગીને વિનંતિ કરી કે મારું નામ દેશો નહિ. જોષીએ પરોઢીએ હાર રાજાને સોંપ્યો.

રાજા ખુશ થઈ ગયો, પણ એણે જોષીની એક કસોટી કરવાનો વિચાર કર્યો. એક તીડ મુઠીમાં રાખ્યું, ને જોષીને પૂછ્યું, "કહો જોષીજી, મારી મુઠીમાં શું છે ?"

ટીડો જોશી હવે કંટાળી ગયો હતો, તેથી એણે રાજાને કહ્યું કે ભાઈ, મારી પાસે કશી કરામત નથી:

"ટપટપ કરતાં ગણી પોળી, ડુંગર ચાલતાં દીઠો ડોળી,
નિંદરડીએ આપ્યો હાર, મૂક રાજા ટીડાનો ખ્યાલ !"

રાજાએ જાણ્યું કે મારી મૂઠીમાં "તીડ" છે એ જોષીને ખબર

પડી ગઈ છે, ને તેથી એ તીડને મૂકી દેવા મને કહે છે! એણે તીડ છોડી દીધું, ને જોષીનાં ઘણાં આદરમાન કર્યાં.

એનું નામ તે આંધળો ઘા પાધરો પડવો.

---

## ૧૨. આકડા ભાળી ઘોડા ગુડે

એક બહારવટીઓ ઘોડે ચડીને જતો હતો. કૈંક અવાજ થતાં એણે પાછળ નજર કરી, તો છેટેથી માણસો આવતાં દેખાયાં. એ જરા ઉતાવળિયો હતો, તેથી એણે માની લીધું કે જરૂર વાર મારી પાછળ પડી છે, ને મને બરાબર આંતર્યો છે, માટે હવે ઘોડા ઉપર બેસીને નાસી શકાશે નહિ. એટલે એણે નીચે ઊતરી, ઘોડાને ગુડી( કાપી ) નાખ્યો, ને પોતે ડુંગરની ખીણમાં ઊતરી ગયો.

પણ ખરું જોતાં એ માણસો નહોતા, પણ આકડાને ફૂલ બેઠાં હતાં તેનાં માથાં પવનમાં હાલવાથી તાપમાં એવું ભાસતું હતું કે જાણે ધોળાં પાઘોટાંવાળા સવારો મારતે ઘોડે આવે છે! ઉતાવળિયા સ્વભાવ-વાળા માણસોને માટે આ કહેવત વપરાય છે. વળી “ઓડાં દેખી ઘોડાં ગુડે” પણ કહેવાય છે, કેમ કે હારબંધ ખેતરોમાં ઊભા કરેલા ચાડિયાનાં ઓડાંથી પણ છેતરાઈને ઉતાવળિયો ચોર ઘોડાને મારી નાખીને સંતાઈ જવાની મૂરખાઈ કરે એવો સંભવ મનાય છે.

---

## ૧૩. આખું કોળું શાકમાં

વાણિયાઓની ન્યાતમાં એક ગામે લગનગાળામાં એક ઘરમાં ટાણું હતું. એક સ્થળે ન્યાત જમાડવા માટે રસોઈ થતી હતી, ને દાળ જરા ઠાઠમાઠથી કરેલી હોઈ તેમાં સારી રીતે શાક નાખ્યું હતું. રાતનો વખત હતો, ને દીવાબત્તી એ સ્થળે ઝાંખાં હતાં. ગામડામાં ક્યાંથી

વીજળી કે પેટ્રોમેક્સ હોય ? અને તે યે, આ તો જૂના જમાનાની વાત છે કે જ્યારે શહેરોમાં યે એ વસ્તુઓનાં ઠેકાણાં નહોતાં.

ત્યાં ફરતું ફરતું ક્યાંકથી ભૂંડનું બચ્ચું આવી લાગ્યું, ને કોઈનું ધ્યાન નહોતું તે વખતે સૂંઘતું સૂંઘતું પાસે આવ્યું. શાકથી ભરેલી કડા પાસે આવતાં કોણ જાણે શું થયું તે એ ચકરાઈને તેની અંદર પડીને ડૂબી ગયું.

થોડી વાર પછી કોઈકને વિચાર આવતાં એણે કડછાથી શાક હલાવ્યું, તો એમાં કશું મોટું, ભારે ને ગોળ ગોળ નડયું. એ ખીજાઈને બોલી ઉઠ્યો કે, "શાક સમારનારાને બેવકૂફ કહેવા, કે વઘારનારને ગધેડા કહેવા ? મારા દીકરાઓએ આખું કહોળું જ શાકમાં ધકેલી મૂક્યું લાગે છે !"

પણ હવે એને બહાર કહાડ્યાથી શો ફાયદો ? એણે બીજા એક બે જણને બોલાવ્યા, ને બધાને કડછા તવેતા પકડીને એ 'કોળા'ને ટોકી કાપીને એકરસ કરી નાખ્યું.

પણ પીરસવા માટે શાક કહાડતાં જ્યારે ખડીંગ કરતાં હાડકાં પીરસવાથી થાળીમાં પડ્યાં એટલે બધા ચમક્યા. જરા તપાસ કરતાં એમને આખા કોળાનો ભરમ સમજાયો, જોતજોતામાં બેઠેલી ન્યાતમાં વાત ફેલાઈ ગઈ, કે ફલાણા ભાઈને ત્યાં આવી રીતે આખું કોળું શાકમાં ગયું હતું !

---

## ૧૪. આંધળે બહેરું કૂટી ખાધું

પંચાશી નામે એક ગામ હતું. તેમાં પ્રેમદાસ નામનો વાણિયો રહેતો હતો. પીઢ વયમાં તે ઘરભંગ થતાં તે જમાનાના રિવાજ મુજબ એ ફરીથી પરણ્યો. પરણનારાની વય ગમે તે હોય પણ આપણા જૂના સમાજમાં પરણનારી તો વયમાં નાની જ હોય. એ રીતે પ્રેમદાસની

ઘરવાળી જુવાન હતી એટલું જ નહિ પણ એ જરા જેને છેલછબીલી કહેવામાં આવે છે તેવી હતી. પતિ ઘરડો હોવાનો તેના મનમાં સંતાપ હતો, ને જુવાન પતિ ન મળવાથી એનું મન વ્યગ્ર રહેતું હતું. પ્રેમદાસને મળવા કરવા આવનારા અનેક મિત્રો હતા તેમાં એક છેલબટાઉ જુવાનિયો હતો. એની સાથે એ બાઈનો મેળ બેસી ગયો. એ જુવાનિયો હતો ફક્કડ પણ કાને બહેરો હતો, પરન્તુ એ કૈં મુશ્કેલી નહોતી.

પણ પ્રેમદાસ ચકોર માણસ હતો. તે સાજો સમો સામે બેઠેલો હોય ત્યાં સુધી આ પ્રેમીઓ મોકળે મને મહાલી શકે તેમ નહોતું. તેથી પેલી બાઈ પૂજા કરીને રોજ એવી પ્રાર્થના કરતી કે પ્રેમદાસ આંધળો થઈ જાય, તો અમારો માર્ગ નિષ્કંટક બની રહે, તેથી હે ભગવાન ! એને અંધાપો આપજે. પ્રેમદાસને બની રહેલી ઘટનાની ગંધ ક્યારની આવી ગઈ હતી, તેમાં વળી એણે પોતાની અર્ધાંગનાએ માંડેલા અનુષ્ઠાનની હકીકત પણ જાણી. એણે વિચાર કર્યો, કે આવી બાબતમાં કશું પણ બોલવાથી કે ધાંધલધમાલ કરવાથી કાંઈ અર્થ સરશે નહિ, નકામો ઢેડફજેતો થશે, ને જૂની કહેવત પ્રમાણે સ્ત્રી તો "રહે તો આપથી ને જાય તો બાપથી". તેથી તેને ધાર્યું કે આપણે આંધળા થવાનો ઢોંગ કરવો, ને મામલો ક્યાં જાય છે તે જોવું.

એણે બીજે દિવસથી આંખે ઝાંખ વળતી હોવાની ફરિયાદ કરવા માંડી. હાલતાંચાલતાં, બે હાથ આગળ પસારીને જ કશું નહિ દેખાતું હોવાનું દુઃખ રડવાનું નાટક એણે ચલાવ્યું. બેત્રણ દિવસમાં આંખે સાવ ઘબ થઈ ગયાનો એણે દેખાવ કર્યો. એની ઘરવાળી સમજી કે ભગવાને સામું જોયું છે, ને ડોસો સાચેસાચ આંધળો થઈ ગયો છે.

પછી તો એણે તથા એના બહેરા પ્રેમીએ મન મોકળાં કર્યાં. પ્રેમદાસ બધું જોતો હતો, પણ કશું ન બોલતાં પોતાનો લાગ સાધતો હતો. એમ કરતાં કરતાં હોળીનો દિવસ આવ્યો. પેલો બહેરો ઘરમાં આવ્યો એટલે એણે નોકર મોકલીને પોતાની પોળના પંચને પોતાને

ઘેર બોલાવ્યા. એની વહુએ એવો રિવાજ રાખ્યો હતો કે ઘરમાં પ્રેમી હોય ત્યારે કોઈ આવી ચડે, તો એક મોટી લાકડાની પેટી હતી તેમાં એને પૂરી દેવો, ને વાદળ પાછાં વિખરાય ત્યારે પાછો બહાર કહાડવો. એ પ્રમાણે, પંચ આવી લાગતાં એણે બહેરાને પેલા પટારામાં પૂરી દઈને તેને તાળું લગાવી દીધું.

પંચની આગતાસ્વાગતા કરીને પ્રેમદાસે એમને અરજ કરી કે "તમે જાણો છો તેમ, થોડા દિવસ થયાં મને અકારણ અંધાપો આવ્યો છે; પણ હું માતાજીને મારું દુઃખ ટાળવા વિનંતિ રોજ કરતો હતો તેથી ગઈ કાલે રાતે મને હોળી માતાએ સ્વપ્નમાં દેખા દઈને કહ્યું છે કે જો, તારા ઘરમાં જે લાકડાનો પટારો છે, તેને જો તું એવો બંધ ને બંધ ઉપડાવીને તેમાં તારી જે માલ-મિલકત હોય તે સહિત હોળી માતામાં પધરાવી દે, તો તારો અંધાપો મટી જશે. માટે આપને મારી અરજ છે કે આપ બધાની હાજરીમાં અને આપને હાથે જ એ પટારો હોળી માતામાં હોમાય."

પંચ તો આ સાંભળીને રાજી થઈ ગયા. એમણે આ દેવકાર્યમાં મદદ કરવાની તત્પરતા બતાવી. પ્રેમદાસે કહ્યું : "મુરબ્બીઓ ધર્મના કામમાં ઢીલ થવી ઘટે નહિ, માટે હાલ હોળીના ઘેરૈયાને બોલાવો, ને પેટી હોળીમાં પધરાવો કે જેથી હું જલદી દેખતો થઈ જઉં."

પેલી બાઈ આ બધું સાંભળી રહી હતી, પણ એનાથી કશું પણ થઈ શકે એમ નહોતું. અને અંદર બેઠેલા ભાઈ હતા બહેરા, એટલે એમને પોતાનો ઘાટ ઘડાઈ રહેલો હોવાની કશી ખબર નહોતી. ઘેરૈયા આવી પહોંચ્યા; શેઠની ધર્મભાવનાનાં સૌ કોઈ વખાણ કરતું હતું. ઓહો ! આવો ભારે પટારો છે, તેની અંદર કોણ જાણે કેવી કીમતી વસ્તુઓ ભરી હશે. પણ શેઠને તેની કશી માયા નથી. અંદર શું છે ને શું નહિ તેનો વિચાર સરખો કર્યા વગર શેઠ પટારો હોળીમાં પધરાવી દે છે, એ કંઈ જેવી તેવી વાત ન કહેવાય.

વાજતેગાજતે, ધામધૂમથી સામૈયું કહાડીને બધાએ ભેગા મળીને હૈંશો હૈંશો કરતાં પટારો ઉપડાવીને હોળીએ પહોંચાડયો, ને પછી તેને અંદર પધરાવી તેના ઉપર છાણાં લાકડાં વગેરેનો નાનો સરખો ડુંગર વાળ્યો, ને પછી સળગાવી દીધી.

તરત જ પ્રેમદાસે જાહેર કર્યું કે માતાજીની કૃપાથી હું દેખતો થયો છું ! એણે ઘેરૈયા છોકરાઓની સાથે હોળીને ફરતા નાચવાકૂદવા માંડયું, ને ઝંબે ઝંબે (જય અંબે, જય અંબે) કરતાં તાળીઓ પાડવા માંડી; જોત જોતામાં પટારો બળીને રાખ થઈ ગયો. તેમાં પેલા બહેરિયાનું નામનિશાન પણ રહેવા પામ્યું નહિ. માત્ર જરા વાસ આવી તે ઉપરથી લોક સમજ્યા કે કપડાં બળ્યાની ગંધ હશે.

પ્રેમદાસ કાખલી કૂટતો જાય, ને ગાતો જાય : "આંધળે બહેરું કૂટી બાળ્યું, આંધળે બહેરું કૂટી બાળ્યું."

---

## ૧૫. આપ્યું વાણિયાએ ને ખાધું પ્રાણિયાએ

પ્રાણશંકર નામનો એક ગરીબ બ્રાહ્મણ હતો. ગામડાના બ્રાહ્મણોની રીત પ્રમાણે છોકરાને જનોઈ દેવાનાં હોય કે દીકરીને પરણાવવાની હોય ત્યારે બ્રાહ્મણ ટહેલ લઈને નીકળે છે ને ટીપ કરે છે. પ્રાણશંકરની એક દીકરી પરણાવવા જેવડી થઈ હતી, તેથી એણે પણ એ જ માર્ગ લીધો. એક હજાર રૂપિયાની ટહેલ નાખતો એ ગામમાં ફરવા માંડ્યો, ને એણે વ્રત લીધું કે જ્યારે મારો સવાલ પૂરો થશે અને એક હજાર રૂપિયા પુરા મળશે ત્યારે હું અન્ન લઈશ, ને ત્યાં સુધી ફરાળ ઉપર રહીશ.

દિવસ ઉપર દિવસ જવા લાગ્યા. પ્રાણિયો શંકરનો ભક્ત હતો. રોજ એ ગામને પાદરે આવેલા મંદિરે જઈને મહાદેવની પૂજા કરીને પ્રાર્થના કરતો કે, હે ભગવાન ! તમે દીનદયાળુ છો, ને મારો સવાલ પૂરો કરજો.

પ્રાણિયાને દુઃખી જોઈ ને મહાદેવને દયા આવી. પોતાની નજીકમાં વિરાજેલા પોતાના પુત્ર ગણપતિને એમણે કહ્યું કે "ભાઈ ગણપતિ, આ પ્રાણિયો બહુ દુઃખી થાય છે. બિચારો સારો માણસ છે. આપણે દેવો આવી રીતે કોઈનું દુઃખ જોઈ શકતા નથી. માટે તું કોઈ પણ રીતે એને હજાર રૂપિયા અપાવી દે, એટલે એનું દુઃખ ટળે."

ગણપતિએ કહ્યું, "પિતાજી, એ વાત ખરી છે. પણ એને રૂપિયા અપાવવા ક્યાંથી ? એમ ને એમ ખોટા રૂપિયા બનાવીને તો આપણાથી ન અપાય."

મહાદેવજીએ હસીને જવાબ આપ્યો, "ગણપતિ, લોક મને ભોળો કહે છે, પણ તમે તો મારાથી યે વધારે ભોળા નીકળ્યા ! રૂપિયા તે વળી ક્યાંથી આવતા હશે ? એક પાસેથી લઈ ને બીજાને અપાય."

ગણપતિ સમજી ગયા, ને "જેવી પિતાજીની આજ્ઞા" એમ કહીને એમણે નક્કી કર્યું કે આવતી કાલે કોઈની પાસેથી રૂપિયા કઢાવીને બ્રાહ્મણની ઝોળી ભરી દઈશ.

આ વાત ત્યાંથી પસાર થતો એક વાણિયો સાંભળી ગયો. એણે વિચાર કર્યો કે પ્રાણિયાને આ વાતની ખબર નથી કે એની ઝોળીમાં કાલે હજાર રૂપિયા આવવાના છે. હું પણ ખરો વાણિયો કે એની પાસેથી થોડો ઘણો ભાગ એમાંથી પડાવું.

એ સીધો ગયો પ્રાણશંકરને ઘેર, ને એને કહ્યું કે ભાઈ, તારી મને બહુ દયા આવે છે, માટે તને મદદ કરવાનો મેં વિચાર કર્યો છે. આવતી કાલે તારી ઝોળીમાં જે આવે તે મને તું આપી દેજે, એટલે તેના બદલામાં હું તને પાંચસો રૂપિયા આપીશ."

બ્રાહ્મણ આ ઉદાર વચન સાંભળીને રાજી રાજી થઈ ગયો. વાણિયાએ પોતાનો લાગો પાકો કરવા માટે ચાર સારા માણસોની હાજરીમાં આ સાટાનું સાક્ષી સાહેદી સાથે પાકું લખાણ કરાવી લીધું, કે જેથી પાછળથી પેલો ફરી જાય નહિ.

બીજે દિવસે સવારે બ્રાહ્મણ ઝોળી લઈને નીકળ્યો. આખો દિવસ ફર્યો ત્યારે એમાં માંડ પાંચ શેર દાણા થયા. સાંજ પડી એટલે પેલા વાણિયાને ત્યાં જઈને એણે ઝોળી ખાલી કરી આપી, ને કબૂલાત પ્રમાણે સામા રૂપિયા માગ્યા. વાણિયાએ છટકવાનાં ઘણાં યે ફાંફાં માર્યા, પણ એણે પોતાને હાથે કરીને જ કામ એવું પાકું કર્યું હતું કે રૂપિયા ગણી દીધા વગર એનો છૂટકો નહોતો. પ્રાણિયો રૂપિયા લઈને ઘેર ગયો.

વાણિયાને ગણપતિ ઉપર ખૂબ ખીજ ચડી હતી. રૂપિયા જવાથી દાઝે બળતો એ દોડતો મંદિરે ગયો, ને ત્યાં ગણપતિની મૂર્તિ આગળ જઈને ગાળો દેવા લાગ્યો કે તમે જ મને છેતર્યો, ને મારા પાંચસો રૂપિયા ખોવરાવ્યા. ગુસ્સામાં ને ગુસ્સામાં એણે ગણપતિના પેટ ઉપર જોરથી લાત મારી. પગ અથડાતાની સાથે પેટ ફૂટી ગયું ને એનો પગ એમાં ખૂંચી ગયો. એવો સજ્જડ ખૂંચી ગયો કે ગમે તેટલાં ફાંફાં માર્યાં તોપણ નીકળ્યો નહિ. એણે રાડારાડ કરી મૂકી, ને લોક ભેગું થઈ ગયું પણ પગ છૂટચો નહિ.

તે જ વખતે મહાદેવજીએ ગણપતિને કહ્યું, "હે પુત્ર! ગઈ કાલે તમે કહ્યું હતું કે પ્રાણિયાને હજાર રૂપિયા અપાવીશ. આજે રાત પડવા આવી, તોપણ હજી એનો સવાલ પૂરો થયો નથી. એમ કેમ?"

ગણપતિએ ઉત્તર આપ્યો, "પિતાજી, આપની આજ્ઞાનું હું પાલન કરી જ રહેલો છું. આ લોભી વાણિયા પાસેથી પ્રાણિયાને મેં પાંચસો તો ક્યારના અપાવી દીધા છે, ને બીજા પાંચસો એની પાસેથી જ અપાવવા એનો પગ ઝાલ્યો છે. આપ જોયા કરો કે શું થાય છે!"

આ સાંભળીને ભેગા થયેલા લોકને હસવું આવ્યું. વાણિયાને દબાવીને પૂછતાં એણે પોતાના લોભની વાત કબૂલ કરી લીધી. પછી ત્યાં ને ત્યાં વાણિયા પાસે પાંચસો રૂપિયા કબુલાવીને પ્રાણિયાને પહોંચતા કર્યા, ત્યારે વાણિયાનો પગ છૂટચો.

રાતે પ્રાણિયાએ કંસાર કર્યો, તે જોઈને પાડોશીએ એને પૂછ્યું કે ભાઈ, ટહેલ પૂરી થઇ નથી, ને આ શું ? પ્રાણિયાએ તરત જવાબ આપ્યો, કે ટહેલ પૂરી થઈ, ને રૂપિયા આવી પણ ગયા, પછી શા માટે ભૂખે મરું ?

પાડોશીને નવાઈ લાગી, ક્યાંથી આવ્યા ? કોણે આપ્યા ?"

પ્રાણિયાએ હસીને ઉત્તર આપ્યો, "આપ્યું વાણિયાએ ને ખાધું પ્રાણિયાએ !"

---

## ૧૬. આખા ગામનું ખાડું આપ્યું

એક ગામમાં ભવાઈયાની મંડળી આવી, ને એણે રમત માંડી. ગામના નાનામોટા બધા લોક ભેગા થયા. એક પછી એક એમણે વેષ કહાડવા માંડ્યા. ગણેશ, જુઠણ, મિયાંબીબી, ઝંડાઝૂલણ, કેરબા એમ જાતજાતના વેષ કહાડતા જાય, ને પોતાની કળા બતાવતા જાય. કેરબાના વેષમાં જુદા જુદા પ્રકારનાં નૃત્યો જોતાં ગામલોક ખુશખુશ થઈ ગયા, ને બધાએ પોતાના ગજાસંપત બક્ષિશો આપી. ભવાઈનો ગુજારો કંઈ ટિકિટો વેચીને નહોતો થતો, પણ આવી રીતે ગામલોકોને ખુશ કરીને જ થતો હતો.

બધાને ઇનામો આપતા જોઈને ગામનો વાણિયો પણ ખુશ થઈ ગયો, ને એનાથી બોલાઇ ગયું, "જા, એક ભેંશ આપી." ભવાઈયા તો રાજી રાજી થઈ ગયા, ને એના નામની ભુંગળો વગાડીને "થેઈ થેઇ, તાતા થેઈ થેઈ" કરીને જે બોલાવી.

વાણિયાથી બોલતાં બોલાઈ ગયું, પણ પછીથી એને વિચાર આવ્યો કે ડાહી માનો દીકરો થઈને મેં આ શું કાચું કાપ્યું ! વાણિયો બહુ રીઝે તો લે તાળી; પણ ઊઠીને આખી ભેંશ જાહેર કરી, એ કેમ ખમાય ? માટે કોઈ પણ રીતે પથરા તળે આવેલો હાથ કહાડી લેવો જોઈએ.

ભવાઈ આગળ ચાલી, ને કજોડાનો વેશ આવ્યો. ભવાઈયાઓએ કમાલ કરી, ને લોકને ખૂબ રીઝવ્યા, એટલે વળી કેટલાકોએ ઇનામ આપ્યાં; ત્યાં વાણિયો વચમાં પુરાયો, "મારા તરફથી બે ભેંશ !"

વાહ ભાઈ વાહ ! ભવાઈયા તો ન્યાલ થઈ ગયા ! એ પણ રંગે ચડ્યા. એક એકથી સવાયા વેષ એ કહાડવા માંડ્યા. વાણિયો પણ જાણે વાયરે ચડ્યો હોય તેમ, બેની ત્રણ, ને ત્રણની ચાર ભેંશો બોલી ગયો. ગામલોક જોઈ જ રહ્યું, કે માટલાના પાણી જેવા ટહાડા પેટવાળા વાણિયાને આજે શું ભૂત ભરાયું છે !

પછી તો છેવટે વાણિયો છેલ્લે પાટલે બેઠો, ને એણે જાહેર કર્યું, "જા આખા ગામનું ખાડું આપ્યું !

આ સાંભળીને બધા વિસ્મય પામ્યા. કોઈએ કહ્યું, "અરે શેઠ, ગામનું ખાડું તે તમારાથી અપાતું હશે ? ઘેલા થયા કે શું ?"

વાણિયાને એટલું જ જોઈતું હતું; એણે તરત ફેરવી તોલ્યું, ને હેં હેં કરતા હસી પડીને એણે સામું સંભળાવી દીધું, "આપવા બેઠા ત્યાં જીભમાં મોળા શા માટે ઊતરિયે ? ખાડું ન અપાય ત્યારે ભેંશ જેવી આખી એક ભેશ પણ કંઈ કોઈએ આપી સાંભળી છે ? હેં હેં ! તમ તમારે સાંભળ્યા કરોને ! કહેનાર ઘેલો, ને સાંભળનાર પણ..."

---

## ૧૭. ગામનાં છોકરાં દૂધચોખા જમે છે

વાળંદનો સ્વભાવ આમે યે બોલકો હોય છે. પ્રાચીન કાળમાં વાળંદ જ ફરતું છાપું ગણાતો. લોકો હજામત કરાવીને એની પાસેથી ગામના સમાચાર કઢાવતા.

રાજા એક દિવસ હજામત કરતે પૂછવા લાગ્યા, કે "રાત, ગામના લોક સુખી તો છે ને ?"

હવે બન્યું હતું એવું કે વાળંદની પડોશમાં સુખી લોક રહેતાં હતાં, ને એમને ઘેર દૂઝણું હતું, પણ વાળંદને ત્યાં દૂધનો અભાવ હતો, એટલે એણે જવાબ દીધો, "મહારાજ, શું કહું? ગામમાં દુકાળ પડ્યો છે, ને ગામનાં છોકરાંને ટીપું દૂધેય નથી મળતું."

રાજાને ખેદ થયો. એણે તરત કારભારીને બોલાવીને કહ્યું કે "તમારે જોઈએ તેટલો ખર્ચ કરો, પણ ગામલોકનું દૂધનું દુઃખ નીકળી જવું જોઈએ."

ચતુર દીવાનને વહેમ પડ્યો કે વાળંદની કંઈ તરકીબ છે. એણે તપાસ કરાવીને હકીકત જાણી લીધી. પછી એક દૂઝણી ભેંશ અને એક ગુણ ચોખા વાળંદને ઘેર પહોંચતા કરીને રાજાને રિપોર્ટ કર્યો કે આપનો હુકમ બજાવ્યો છે, પણ ખર્ચ દસ હજાર થઈ ગયો છે. રાજાએ પારખું જોવા વિચાર્યું, ને ફરીથી હજામત કરવા બેઠા ત્યારે રાતને પૂછ્યું, "કેમ, રાત, ગામના લોક હવે તો સુખી છે ને?"

વાળંદ તરત બોલ્યો: "મહારાજ, શું દીવાન સાહેબનાં વખાણ કરું? ગામનાં છોકરાં દૂધચોખા જમે છે!"

દીવાનની ઝડપી કાર્યદક્ષતા ઉપર ખુશ થઈને રાજાએ તેને ખર્ચની રકમ અને ઉપર સરપાવ પણ આપ્યો.

---

## ૧૮. આજ સેવીયાં ખાઈ

એક મિયાભાઈ હતા. હતા તો મુફલીસ, પણ ભારે મરડાટવાળા. મૂછના આંકડા વળદાર ચડાવીને ફરે. પણ વળ ચડાવવો શેનાથી? ઘરમાં તેલના વાખા, ત્યાં અત્તરફુલેલ ક્યાંથી લાવે? તેથી દીવાના કોડિયામાં આંગળી બોળીને દીવેલથી આમળા ચડાવતા.

એક દિવસ આંગળી ઉપર દીવેલ સાથે બળી રહેલી ટુકડો વાટ

આવીને મૂછમાં ભરાઈ ગઈ. રસ્તે ચાલતા કોઈ મિત્ર મળ્યા. એમણે પૂછ્યું કે ખાં સાહેબ મૂછમાં શું ભરાયું છે?

મિયાંજીએ હાથ ફેરવીને એ 'કશુંક' ઉપાડી લીધું, ને જોયું તો દીવેટ હતી! પણ એમ કબૂલ કર્યું કેમ પાલવે? દમમાં ને દમમાં એમણે જવાબ દીધો, "આજ સેવીયાં ખાઈથી, તે મૂછ મેં રેહ ગઈ" એમ કહીને સેવીયાંનું પાકું કરવા દીવેટ ચાવી ગયા

---

## ૧૯. ઇશ્ક લગા મેડકીસે તો પદ્મિની કયા ચીઝ હૈ?

એક ગામમાં એક કસાઈ રહેતો હતો. તેને એક જુવાન દીકરી હતી. એ છોકરી એવી તો બદસૂરત, જાડી, ઠીંગણી, કાળી ને બેડોળ ચહેરાવાળી હતી કે, લોકો એને મેડકી(દેડકી) કહેતા. એ ખાટકીના પડોશમાં એક સોદાગર રહેતો હતો. સોદાગર જુવાન અને શ્રીમંત હતો. દરેક વાતે એ સુખી હતો. એની બીબી પણ ફૂલ જેવી રૂપાળી અને ગુણવતી હતી. તેમ છતાં વિધિની એવી ફાંટાબાજી હતી કે એ સોદાગરને મેડકી સાથે પ્રીતિ બંધાઈ હતી. દુનિયામાં ઘણે સ્થળે જોવામાં આવે છે તેમ, પોતાની રૂપાળી ભાર્યા દરેક રીતે અનુકૂળ અને સદ્‌ગુણી હોવા છતાં તેનું દિલ એ મેડકીમાં લાગ્યું હતું.

કેટલાક સમય સુધી ખાટકીને તેની દીકરી તથા સોદાગરના સ્નેહ-સંબંધની ખબર નહોતી. સોદાગર એના પ્રેમમાં દીવાનો બની ગયો હતો, ને મેડકી વગર એને ઘડીભર પણ ચેન પડતું નહોતું. છેવટ વાત ઊડતી ઊડતી મેડકીના બાપને કાને ગઈ. એણે સોદાગરને મળીને એને ઘણો સમજાવ્યો કે એક તો તારા ઘરમાં ગુણિયલ રૂપસુન્દરી છે, તેથી તું બીજે નજર નાખે એ યોગ્ય નથી; વળી પડોશીના ઘરમાં બદનજર કરવી, એ સારા માણસને છાજતું નથી. પણ સોદાગર કેમે કર્યો માને નહિ. છેવટે ખાટકીએ એને ધમકી આપી, તોપણ એ એકનો બે થયો

નહિ, ને એણે સામો પડકાર કર્યો કે મેડકીના પ્રેમને હું કદી પણ છોડવાનો નથી, ને તારાથી થાય તે તું કરી લેજે.

એક દિવસ ખાટકી બહારગામ ગયો હતો, તેનો લાગ જોઈને સોદાગર એને ઘેર ગયો, ને પ્રેમીઓ મળ્યાં. ખાટકીને કોઈ કારણસર એકાએક પાછું ફરવું પડયું. ઘરમાં એણે સોદાગરને દીઠો. મેડકીને બહાર મોકલી દઈને ખાટકીએ ગુસ્સામાં ને ગુસ્સામાં સોદાગરને ઝબ્બેહ કરી નાખ્યો.

મારતાં તો મારી નાખ્યો, પણ પછી એની લાશનો નિકાલ કરવાની મુઝવણ થઈ. છેવટે એણે નક્કી કર્યું કે એવું કામ કરવું કે જેથી લાશ ઠેકાણે પડે, ને સામી તેમાંથી કમાણી થાય. તેથી એણે એ શરીરના માંસના ટુકડા બીજા પ્રાણીઓના માંસ સાથે ભેળવી દીધા, પછી બજારમાં એ માંસ વેચવા બેઠો. જે પહેલો ઘરાક આવ્યો, એણે માટીનો ભાવ પૂછચો. ખાટકીએ જવાબ આપ્યો કે પૈસે શેર.

તરત જ ટોપલીમાં પડેલા સોદાગરની કાયાના ટુકડામાંથી અવાજ આવ્યો "અને ઇશ્કના સવાશેર!"

આ ગેબી અવાજ સાંભળીને ઘરાક તેમ જ ખાટકીને આશ્ચર્ય થયું. બીજા ઘરાકે ભાવ પૂછતાં તેને ખાટકીએ એ જ ભાવ કહ્યો ત્યાં તરત જ ટોપલીમાંથી અવાજ આવ્યો, કે 'ઇશ્કના સવાશેર.' લોકમાં કુતૂહલ થઈ પડયું, ને કર્ણોપકર્ણ વાત ચાલી. ગામના અમલદારોએ આવીને જાતે આ ઘટના નિહાળી. છેવટે રાજાને કાને આ વિચિત્રતા પહોંચી ગઈ, ને એ પણ તરત ત્યાં આવી લાગ્યો. રાજાએ પણ સવાલજવાબ કરી જોયા. એને વહેમ પડ્યો કે દાળમાં કંઈ કાળું છે. એણે ખાટકીને જરા તપીને કહ્યું કે "તું સાચું કહી દે કે આ માટી કોની છે. જો સાચું નહિ કહે તો તારી બૂરી વલે કરીશ."

અહીં કસાઈ ગભરાઈને લોચા વાળતો હતો ત્યાં સોદાગરનાં સગાંસંબંધીઓ તથા તેની બીબી કકળાટ કરતાં આવી પહોંચ્યાં. એમણે

રાજાને ફરિયાદ કરી, કે ગઈ કાલે સોદાગર કસાઈને ઘેર ગયા હતા ત્યાંથી એ ગુમ થઈ ગયા છે, ને એનો ક્યાં યે પત્તો નથી; વળી કસાઈને એના ઉપર વેર હતું તેથી અમને તેના ઉપર વહેમ આવે છે, માટે આપ તપાસ કરીને સોદાગરનો પત્તો મેળવી આપો.

પૂછપરછ કરતાં સોદાગરના મેડકી સાથેના પ્રેમની તથા કસાઈ સાથે સોદાગરને થયેલી બોલાચાલીની હકીકત મળી, ને તેની બીબીએ પોતાના મનમાં જે શંકા હતી તે કહી દીધી, કે મેડકીની સોબત કસાઈને નામંજૂર હતી, તેથી એણે જરૂર લાગ જોઈને મારા પતિનું ખૂન કર્યું હોવું જોઈએ. રાજાએ તરત મેડકીને બોલાવી મંગાવી. એ છોકરીનાં ભયાનક રૂપરંગ જોઈને રાજા હબકી ગયો. સોદાગરની મોહક બીબીને પણ એણે જોઈ હતી. એવી સ્ત્રીને પડતી મૂકીને કોઈ પણ અકલમંદ માણસ મેડકી જેવી બેડોળ છોકરી તરફ દૃષ્ટિ કરે, એ તેના મનમાં વસ્યું જ નહિ.

છેવટે એણે યુક્તિ કરી. મેડકીને એણે આજ્ઞા કરી, કે તારા બાપને માટીનો ભાવ પૂછ. મેડકીએ ભાવ પૂછ્યો; રાજાના હુકમથી કસાઈએ જવાબ આપ્યો કે “ પૈસે શેર. ” પોતાની પ્રિયતમાનો અવાજ સાંભળીને ટોપલીમાંના ટુકડા ગરજી ઊઠ્યા કે “ પણ ઇશ્કના સવાશેર, સવાશેર, સવાશેર ! ” જોતજોતામાં એ ટુકડા ટપોટપ જોડાઈ ગયા, ને તેમાંથી સોદાગરનો દેહ પાછો ઊભો થયો, ને પોતાની પ્રેયસીને આલિંગન દીધું.

રાજાએ સોદાગરને પૂછ્યું કે ભાઈ, આ બધું જે થયું તે ઠીક જ થયું, ને બધાનું પરિણામ સુખમાં આવ્યું તે જોઈને હું રાજી થયો છું. પણ મને તું એ સમજાવીશ, કે તારા ઘરમાં આવી પદ્મિની વિરાજે છે, છતાં તું આ મેડકીમાં જીવ નાખે છે, તેનું શું કારણ ? ”

ત્યારે સોદાગરે આ કહેવતવાળું વચન કહ્યું; ને રાજા સમજી ગયો, કે એ દલીલનો કોઈ જ જવાબ નથી.

---

## ૨૦. ઈશ્વર કરે તે સારા માટે

એક ગામ હતું. ત્યાં એક કણબીને ત્યાં અસલ જાફરાબાદી ભેંશ હતી. એનું દૂઝણું ભરચક હતું, ને ખેડૂતને ત્યાં દૂધછાશની લીલા-લહેર હતી.

એક દિવસ વગડામાં ચરતાં બીજી ભેંશ સાથે આ ભેંશને ટક્કર લાગી ગઈ. તેમાં બન્ને જાનવરોનાં વાંકડિયાં શિંગડાં એકબીજામાં ભરાઈ ગયાં ને આ ભેંશ નીચે પડી જતાં એનો એક પગ પણ ભાગી ગયો.

જેમ તેમ કરીને ભેંશને ઘેર આણી, ને ગામમાંથી જાણકારને બોલાવીને હાડકું બેસાડીને એની સારવાર તો કણબણે કરવા માંડી. ધણી ખેતરેથી આવતાં બાઈએ ફરિયાદ કરી, કે ભેંશનો ટાંટિયો ભાગ્યો છે. [કણબી ભગત માણસ હતો. એણે ધીરેથી ઉત્તર આપ્યો, "બહુ ખોટું થયું, પણ ઈશ્વર જે કરે તે સારા માટે સમજવું."

કણબણ આ વેણ સાંભળીને છેડાઈ પડી; "તમારે તો ઠીક છે કે આ પરોઢ થઈને સાંતીડું જોડીને ચાલ્યા વગડે. પણ ઘેર કેમ થાય છે એ મને ખબર પડે ને! તમને કશી ફિકર નથી ને ભગવાન ભગવાન કરતા નફકરા થઈ ગયા છો, પણ આ જંજાળ તો મારે કરવાની રહીને! ભેંશનો પગ ભાગ્યો તેમાં દુઃખ મને, તમને શું?"

ભગતે દિલાસો આપ્યો, કે જે થાય છે તે સારા માટે જ થાય છે એમ માનીને ચાલવાથી મનને દુઃખ લાગે નહિ. વળી દેવની ગતિમાં આપણાથી કશું થઈ શકે નહિ ત્યાં અફસોસ કરવો નકામો છે.

આ રકઝક ચાલતી હતી ત્યાં તો પાદરમાં ઢોલ રણક્યો. ગામ ઉપર લૂંટારાનો કે બીજો ભય આવી પડતાં એમ ઢોલ પીટીને ગામલોકને જાણ કરવાનો રિવાજ છે. પટેલે બહાર જઈને તપાસ કરી, તો ખબર પડી કે બહારવટિયા આવ્યા હતા, ને સીમમાં ચરતું આખા ગામનું ખાડું વાળી ગયા હતા!

ભગવાન શિવ નટરાજ છે. એક દિવસ પાર્વતીજીએ એમની સાથે નૃત્યમાં હરીફાઈ માંડી. શિવજી જે નૃત્ય કરે, તે એ જરા પણ ઓછાં ઊતર્યા વગર કરી બતાવે. બધી જ રીતે ને પ્રત્યેક પ્રકારે દેવીએ સરસાઈ બતાવી. અંતે શિવજીએ એક ચરણ ઊર્ધ્વ કરીને નૃત્ય કર્યું. ઊર્ધ્વચરણ મસ્તક સુધી ઊંચું જ રાખ્યું. દેવીનો વારો આવ્યો ત્યારે એમનાથી એ નૃત્ય કેમ થાય ? કોઈ પણ સન્નારીથી એવી ચેષ્ટા ન થઈ શકે કેમ કે અંગો ઉઘાડાં થઈ જાય. થોડી વાર વિચાર કરીને એમણે હાર કબૂલી લીધી, અર્થાત્ શિવજીએ પોતાની બે સાથળો સાથે હતી તેનો ઊરુ-ભેદ કર્યો ત્યારે તેમને નૃત્યમાં શ્રેષ્ઠતાની સરળતા પ્રાપ્ત થઈ. એ ચાલાકીની દૃષ્ટિ એ કહેવતને સાર્થક કરે છે.

---

## ૨૨. ઊંટવૈદું

એક ગામમાં એક રાવળિયાનું ઊંટ માંદું પડ્યું. ઘરડા લોકોએ ભેગા થઈને તપાસ કરી, તો તેના ગળામાં કશાકનો ડૂચો ભરાયો હતો તેથી તે ગૂંગળાતું હતું એવું જણાયું, એટલે એક શાણા માણસે એના પેટમાં જોરથી લાત મારી. લાત વાગતાં ઊંટ ચમક્યું, ને પેલો ડૂચો ફટ દઈને નીકળી ગયો, ને ઊંટ સારું થઈ ગયું.

આ બનાવ ત્યાં ઊભેલા એક ભાઈના જોવામાં આવ્યો. એ વૈદું કરતા હતા. ગૂંગળામણનો આ સીધો ને સાદો ઇલાજ તરત એના ધ્યાનમાં બેસી ગયો. એક દિવસ એને ત્યાં એક ડોશી આવી. એને ગળામાં કફ ભરાઈ ગયો હતો. તેથી શ્વાસ લેવાતો નહોતો. પેલા મુરખ માણસને ઊંટવાળો કિસ્સો યાદ આવ્યો કે પેટમાં લાત મારવાથી ઊંટ સાજું થઈ ગયુ હતો, એટલે એણે આ ડોશીની બાબતમાં પણ એ જ ઇલાજ અજમાવ્યો, ને ડોશીના પેટમાં જોરથી પાટુ માર્યું.

ડોશી ત્યાં ને ત્યાં મરી ગઈ. લોક ભેગા થઈ ગયા, ને ડોશીને લાત મારવાનું કારણ પૂછતાં "વૈદરાજે" ઊંટનો દાખલો આપ્યો.

તે ઉપરથી, અનાડી વૈદ, અથવા પોતે નહિ જાણતો હોય તેવો ધંધો કરનારને "ઊંટવૈદ" કહેવામાં આવે છે.

---

## ૨૩. એક જ પાઈ—એક જ ક્ષણ

નાગરોને મુત્સદ્દીગીરીનો ઘણો ફાંકો સામાન્યતઃ હોય છે, અથવા પહેલાં હતો. સાધારણ રીતે એ જાત ચતુર હોય છે. એક નાગરે એક વખત પોતાના ઇષ્ટ શ્રીહાટકેશનું ઉગ્ર તપ કર્યું. તેના તપથી ઇષ્ટ પ્રસન્ન થયા, ને પ્રત્યક્ષ થઈને તેને પૂછ્યું; "હે વત્સ, હું તારી ભક્તિથી વિસ્મય પામ્યો છું, ને સંતુષ્ટ થયો છું. માગ, જે માગે તે આપું."

નાગરથી પ્રસંગ આવતાં સીધું સીધું કેમ બોલી દેવાય? સ્વભાવતઃ એનાથી મુત્સદ્દીગીરી થઈ ગઈ. એણે દંડવત્ પ્રણામ કરીને પૂછ્યું, "હે ભગવન્! પ્રથમ એક પ્રશ્ન પૂછું? શાસ્ત્રો કહે છે તેમ આપની એક મિનિટ તે અમારા મર્ત્ય લોકનાં એક કરોડ વર્ષ?"

શિવજીએ હા કહી.

"અને બીજો એક પ્રશ્ન છે" નાગરે ચતુરાઈ ચલાવી, 'કે તે રીતે જોતાં એ પણ સાચી વાત છે ને, કે આપની એક પાઈ ને અમારા કરોડ રૂપિયા?"

શિવજીએ કહ્યું, "હા, એ પણ ખરું."

નાગરે હાથ જોડીને માગણી કરી, "ત્યારે ભગવન્! મને આપની એક જ પાઈ આપો એટલે બસ; વિશેષ મારે કશું નથી જોઈતું."

શિવજી હસ્યા; એમણે કહ્યું: "ઠીક માગ્યું તેં, વત્સ; હમણાં આપું છું. એક જ મિનિટ થોભ!" એ તો નાગરોના પણ ઇષ્ટ એટલે સવાયા ખરા ને?

દોઢડાહ્યો ત્રણ ઠેકાણે ખરડાય એવો આ કિસ્સો છે.

---

## ૨૪. એક તેતરને કારણે અલ રાખી અખિયલ

આ એક કડીની બીજી પંક્તિ છે. પહેલી પંક્તિ છે: "પડ્યા ચભાસર પાંચસો, સોઢા વીસું સાત." થરપારકરમાં દુકાળ આવતાં એક સાલ ત્યાંના સોઢા પરમાર રાજપૂતો ત્યાંથી નીકળીને નજીક કાઠિયાવાડમાં મુળી પાસે ધાગરિયા ગામમાં વસ્યા. ત્યાંના ચભાડ જાતના રજપૂત ઠાકોરે એક દિવસ શિકારમાં એક તેતરને ઘાયલ કર્યું. તેતર નાસીને સોઢાના વાસમાં ભરાયું. ચભાડ ઠાકોરે તેતર એમની પાસે પાછું માગ્યું. પણ શરણાગતના રક્ષણની ટેકવાળા સોઢાઓએ તેમ કરવાની ના પાડી. પરિણામે ધીંગાણું થયું, તેમાં ૫૦૦ ચભાડ અને ૧૪૦ સોઢા પરમાર ખપી ગયા. એની યાદમાં આ કહેણી પ્રચલિત થઈ.

---

## ૨૫. એક ટાંગની મુરઘી

એક મુસલમાને પોતાને ઘેર બાવરચી રાખેલો હતો. એ બાવરચી બહુ ચાલાક માણસ હતો અને તે સાથે જીભનો સ્વાદી હતો, એટલે રસોઈ માટે જે માલ આવે તેમાં અવારનવાર પોતાનો ભાગ કાઢી લેતો.

એક દિવસ એણે પોતાના માલિક માટે મુરઘી પકાવી ને શેઠ આગળ મૂકી. પણ મુરઘીની એક ટાંગ એણે પોતાને માટે કાઢી લીધી હતી. શેઠે જોયું કે પીરસેલી મુરઘીને એક જ ટાંગ છે. એણે ખુલાસો પૂછતાં નોકરે કહ્યું કે આ મુરઘી એક જ ટાંગવાળી હતી પણ એક પગવાળી મુરઘી હોવાનું શેઠના માન્યામાં આવ્યું નહિ.

બીજે દિવસે ઘરના આંગણાની વાડ ઉપર એક મુરઘી એક પગ ઊંચો કરી પીંછાંમાં સમાવીને એક પગે ઊભી હતી. તે જોઈને બાવરચીએ શેઠને બોલાવીને બતાવીને કહ્યું, "જુઓ શેઠ, તમે માનતા નહોતા, પણ આ રહી એક ટાંગવાળી મુરઘી."

શેઠે પાસે જઈને સીસકારો કર્યો એટલે ઝટ મુરઘી બીજો પગ બહાર કાઢીને નાસી ગઈ.

એ જોઈને નોકરે કહ્યું : "શેઠ સાહેબ, આપે ગઈ કાલે પેલી મુરઘીને સીસકારો કર્યો હોત તો એ પણ બીજી ટાંગ કહાડત !"

---

## ૨૬. એકથી બે ભલા !

લાકડું એકલું કદી બળતું નથી. એણે સળગાવો, તોપણ સળગાવેલો છેડો સમસમ્યા કરે; સરખી રીતે બળે નહિ; પણ બે ભેગાં થાય કે તરત ભડકો થાય. તેમાં ત્રીજું, નાનું કે મોટું ઉમેરાય, તો આગ વધારે લાગે. એ ત્રણને છૂટા પાડીને અલગ અલગ ખસેડો, તો તે દરેકની જ્વાળા સંકેલાઈ જશે, ને કજળાવા લાગશે.

માનવલાકડું પણ નિરુપાધિક એકલું હોય તો આગરૂપી સંસારથી પણ સલામત છે. બે થતાં સંસાર સળગે, ને તેમાં પછી સંખ્યા ઉમેરાતાં ભડકાનો પાર ન રહે.

બીજે પક્ષે, કાર્ય કરવું હોય, કોઈ કામ પાકું કરવું હોય તો એકથી લગભગ નહિ જેવું થાય; બે હોય તો પાકા કાર્યમાં સરળતા આવે; ત્રણનો મેળ થતાં કામ ઝપાટાબંધ બને; અને ઝાઝા હાથ રળિયામણા. એક લાકડે કશું ન રંધાય; બેથી થોડી સરળતા આવે, ત્રણથી રસોઈ ઝપાટાબંધ બને; પણ જેમ ઝાઝી સુઘરિયાણીએ વેતર બગડે, ને વધારે પડતાં લાકડાંથી સમૂળગું હોલવાઈ જાય, તેમ વધારે પડતા કાર્યકર્તાથી કામ બગડ્યા વગર ન રહે.

---

## ૨૭. એકલ દોકલકા અલ્લા બેલી

સુરત શહેરની ઉત્તરે કીમ નામનું ગામ આવેલું છે. ત્યાં રેલવેનું સ્ટેશન પણ છે. આ વાત ઘણા જૂના સમયની છે.

એ વખતે કીમથી સુરત જવાની સડકે એક ડોશી અને તેનો દીકરો લૂંટનો ધંધો કરતાં હતાં. ડોશી સડકને પડખે બેસીને ભીખ માગે. એનો દીકરો બાજુ ઉપર ઝાડીમાં સંતાઈ રહેતો. ત્યાંથી કોઈ એકલદોકલ મુસાફર નીકળે, અને એનામાં કંઈ કસ જેવું દેખાય ત્યારે ડોશી બોલતી, "એકલ દોકલકા અલ્લા બેલી."

આ સંકેત સમજી જઈને એનો દીકરો હથિયાર ઉગામીને બહાર નીકળતો, ને વટેમાર્ગુને લૂંટી લેતો. પણ જો વધારે માણસો હોય તો ડોશી "હો ચાર કે સંગ" બોલતી, એટલે એનો દીકરો ચેતી જતો કે અહીં જરા કાળજીપૂર્વક કામ લેવાનું છે.

આ ઉપરથી, જેને કોઈ સથવારો ન હોય તેવા મુસાફર માટે ચેતવણીરૂપે આ વાક્ય બોલાતું આવ્યું છે.

---

## ૨૮ એક એક કોદરે કાળ જાય

જમુના કાઠાંના એક પ્રદેશમાં ભયંકર દુકાળ પડ્યો. દુકાળ લીલો હતો. પાક ઉપરાઉપરી રેલથી ધોવાઈ ગયા, તેને લીધે આવી દશા થઈ પડી હતી. ભૂખ અને રોગથી માણસો મરવા માંડ્યા. નદીકાંઠાનાં બીજાં શહેરોમાં આ કાળની ખબર પડતાં એમણે અનાજનાં વહાણો ભરીને એ તરફ રવાના કર્યાં, પણ તોફાની હવાને લીધે એ બધાં ખરાબે ચડી ગયાં, ને માત્ર એક જ વહાણ ધારેલે સ્થળે પહોચ્યું. એ વહાણમાં કોદરી ભરી હતી. તેમાંની ઘણીખરી પાણીથી ખરાબ થઈ ગઈ હતી. અથવા ઉંદરોએ એનો નાશ કર્યો, ને બહુ જ થોડો ભાગ બચ્યો હતો.

કોદરી કહાડી, ને દુકાળરાહત માટે નીમાએલા પંચે દરેક ઘર દીઠ સરખે ભાગે એની વહેંચણી કરી, પણ ઘર દીઠ માંડ એક એક મુઠી અનાજ આવ્યું. કેટલાંક ઘરોમાં તો માથા દીઠ લગભગ એક એક કણ જ આવ્યો ! કેટલાક ડાહ્યા લોક હતા તેમણે આ જૂજ અનાજ ખાવાને બદલે પોતાના વાડામાં નાખી દીધું, ને નદીમાંથી પાણી લાવી તેને પાવા લાગ્યા.

ખરાબે ચડેલાં વહાણો પાછાં ધીમે ધીમે તરતાં કરાયાં, ને આગળ ચાલ્યાં. દુકાળના પ્રદેશમાં લોક ઘણાં મરી ગયાં. પણ જેમણે કોદરીના કણ વાડા કે ખેતરમાં નાખ્યા હતા, તેમને ત્યાં એના ફણગા ફૂટયા. અહીં વહાણો એક પછી એક આવવા લાગ્યાં, ને મુઠી મુઠી અનાજ વહેંચાવા માંડયું. સાથે સાથે કોદરા પણ થવાં માંડયાં. બે અઢી મહિને કણસલાં તૈયાર થવા આવ્યાં ને એનો પોંક સેહ પૂરતો થયો.

એ કણ કણ કોદરામાંથી ફૂટેલા છોડને સારાં કણસલાં લાગ્યાં કેમ કે પાણીની ખોટ હતી જ નહિ, અને બધાં વહાણો આવી પહોંચે ત્યાં સુધીમાં ઘણાં ઘરોમાં એણે કાળને ખાળ્યો. છેવટે બધાં વહાણો આવી પહોંચ્યાં, લોકને અન્ન મળ્યું, ને એ પૂરું થતાં સુધીમાં કોદરા લણાયાં, ને ઝુડાઈ ને ઘરમાં પણ આવી ગયા.

આ પ્રમાણે એક એક કોદરે ખરેખર કાળ જેવો કાળ ગયો.

---

## ૨૯. એક કામનાં ચાર કામ

એક હતા શેઠ. એને ત્યાં નોકર હતો. નોકર અક્કલનો સાવ ઓથમીર. કશું પણ કામ એને ચીંધવામાં આવે, તો તે કહ્યું હોય તેટલું જ કરે. કરવામાં જરાયે અક્કલ ન ચલાવે. એને એમ કહ્યું હોય કે ફલાણું લઈ આવ, કબાટના ઉપલ્યા ખાનામાં હશે, તો તે કબાટ ઉઘાડે, ને ઉપલ્યાને બદલે નીચલ્યા ખાનામાં હોય, તો ન લાવે. બીજું ખાનું જુવે જ નહિ. એક વાર શેઠે એને પાનબીડાંનો સામાન લાવવા

મોકલ્યો. પહેલે ધક્કે એ પાન લઈ આવ્યો; પછી ચૂનો, કાથો, સોપારી, દરેક માટે એણે જુદોજુદો ધક્કો ખાધો, એટલે શેઠે એને સમજણ પાડી, કે "કામ બતાવીએ, ને એટલું એક જ તો ગમે તે કરી લાવે, પણ એક કામ બતાવીએ, ને અક્કલ ચલાવીને બીજાં ચાર કામ પણ સાથે સાથે કરતો આવે, તે ખરો ડાહ્યો કહેવાય. પાનનો સામાન કહેતાં, પાન બનાવવામાં કાથો, ચૂનો ને સોપારી તો જોઈએ જ, એટલો વિચાર કરીને ચારે ય કામ તારી મેળે કરતો આવત, તો કેવો હુશિયાર ગણાત!"

આ વાતની નોકરના મનમાં ઘડ બેસી ગઈ. એણે ત્યારથી નક્કી કર્યું કે હવેથી એક કામનાં ચાર કામ કરી લાવવાં, ને હુશિયારમાં ખપવું.

એક દિવસ શેઠાણીએ એને કહ્યું કે "જો, શેઠને મૂળા ખાવાની ઇચ્છા થઈ છે, માટે સારા જોઈને બશેર મૂળા લઈ આવ."

નોકરે એક કામનાં ચાર કામ કરી બતાવવાનો લાગ જોઈને ખૂબ બુદ્ધિ દોડાવી. પહેલાં તો એણે બજારમાં જઈને મૂળા લીધા. પછી વિચાર કર્યો કે શેઠ મૂળા ખાશે; એમને મૂળા બહુ ભાવે છે એટલે જરૂર વધારે પડતા ખાશે; તેથી એમને પિત્ત થયા વગર નહિ રહે. પિત્ત થશે એટલે એ માંદા પડશે. અને માંદા પડશે તો વૈદની જરૂર તો પડવાની જ. આપણે ત્યાં જરૂર પડતાં ઘણુંખરું ફલાણા વૈદ આવે છે. તેથી હું અત્યારથી જ વૈદને કહી આવું, એટલે એટલો ધક્કો બચે.

એણે તો જઈને વૈદને ખબર આપી, કે શેઠને વધારે પડતા મૂળા ખાવાથી પિત્તની માંદગી માટે દવા કરવાની છે, માટે ઘેર જવું.

આટલું કામ કર્યા પછી વળી એણે ભેજું દોડાવ્યું, કે દવા કરવા છતાં શેઠને મટવું મુશ્કેલ છે, કેમ કે એમને દાઢ સવાદ બહુ ભારે હોવાથી એ પથ્ય પાળશે નહિ, ને કુપથ્ય કરશે. કુથ્ય કરવાથી રોગ વધી જશે, ને છેવટે શેઠ ગુજરી જશે. હાય હાય! શેઠ ગુજરી જશે

તો બહુ માઠું થશે. પણ એ તો આપણા હાથની થોડી જ વાત છે? પણ એ પ્રસંગ બનતાં ન્યાતીલાને ખબર આપવાની ઊભી જ રહે. માટે લાવ, ખબર આપતો જ જઉં, એટલે ત્રણ કામ થયાં.

એણે તો સગાંવહાલાંને ત્યાં જઈને બધે ખબર કરી, કે વધારે પડતાં મૂળા ખાવાથી શેઠને પિત્ત થયું, ને દવા કરવા છતાં રોગ મટયો નહિ, ને શેઠ ગુજરી ગયા, માટે છેવટના સંસ્કાર માટે જજો.

પણ એક ખાસ વાત તો રહી ગઈ! ખાંપણ વગર કેમ ચાલશે? એને માટે પાછો કોઈને આંટો ખાવાનો તો રહેવાનો જ! લાવને ત્યારે એ પણ ભેગાભેગી હું જ લેતો જઉં. પછી તો કોઈ એમ નહિ કહી શકેને, કે એક કામનાં ચાર કામ કરવાની પહોંચ મારામાં નથી.

ન થાય ભૂંડો, તે એ ખાંપણ પણ ખરીદી લાવ્યો, ને મૂળા તથા ખાંપણનો સામાન લઈને ઘેર પહોંચ્યો.

ઘેર ધમ્માચકડી થઈ રહી હતી. વૈદરાજે જઈને બહુ ગંભીરતાથી શેઠની તબિયતના સમાચાર પૂછ્યા. શેઠ તો મજામાં બેઠા હતા. એમને વૈદના આવવાથી નવાઈ લાગી, પણ ખબર કાઢવા આવ્યા હશે એમ ધારી લીધું. પણ વૈદે વધારે આગ્રહથી પૂછપરછ કરતાં શેઠે આટલી ચિન્તા કરવાનું કારણ જાણવા માગ્યું. વૈદે ખુલાસો કર્યો કે તમારો નોકર કહી ગયો કે શેઠે વધારે પડતા મૂળા ખાવાથી પિત્ત થયું છે!

આ ચર્ચા ચાલતી હતી, ત્યાં તો બારણે પોક સંભળાઈ. શેઠાણીએ હાંફળીફાંફળી દોડીને જોયું, તો શેઠના પિતરાઈ માથે ફાળિયું ઓઢીને શેઠના નામની પોક મૂકતા હતા! એને એમ કરવાનું કારણ પૂછતાં એણે કહ્યું કે નોકરે હમણાં જ ખબર આપી કે, શેઠે વધારે પડતા મૂળા ખાધા, ને વૈદની દવા કરી, પણ પથ્ય પાળ્યું નહિ તેથી રામશરણ થયા છે. “અરેરે, બહુ માઠું થયું. લાખ રૂપિયાનો માણસ...પણ તમે આવે વખતે આમ શું શણગારાઈને બેઠા છો. શરમ નથી આવતી?”

એ ભાઈને અંદર બોલાવીને એની સાથે વાતચીત કરે છે, ત્યાં તો કાકા, મામા, ફુવા, માસા, ભાણેજ, ભત્રીજા, સાસરિયાં, બધાં એક પછી એક, ને બબ્બે ત્રણ ત્રણ થઈને થયાં ભેગાં, ને કાણિયાનો મેળો જામી પડ્યો. જોતજોતામાં કૂટતી ને શેઠના નામના રાજિયા લેતી ન્યાતીલીઓએ ભેગી થઈને બારણા આગળ રાગડા શરૂ કર્યા. ઘરનાં માણસો બેબાકળાં થઈ ગયાં. શેઠ ધુંવાંફુંવા થઈ ગયા. એમણે બારીમાંથી બહાર ડોકિયું કરીને હોકાટો કર્યો "આ શું ધમાલ મારે બારણે માંડી છે ? હું તો જીવતોજોધ બેઠો છું, ને આ તોફાન શું ?

એટલામાં એક હાથમાં મૂળાની ઝોળી ને બીજા હાથમાં ખાંપણનો ભારો લઈને નોકર આવી પહોંચ્યો. એની ખુશાલી માતી નહોતી, કેમ કે આજે એ એક કામ ચીંધ્યાનાં ચાર કામ કરીને આવ્યો હતો, ને એને સો ટકા ખાતરી હતી કે શેઠ શાબાશી તો આપશે જ આપશે, પણ ઉપર ઇનામ પણ આપશે.

શેઠે એને ઉપર બોલાવીને ધમધમાવ્યો ત્યારે એને બહુ માઠું લાગ્યું. કે દુનિયામાં ગુણની તો કોઈને કદર જ નથી. શેઠના કહ્યા પ્રમાણે એક કામનાં ચાર કામ કર્યાં તો યે નશીબમાં અપજશ રહ્યો !

હજી સુધી એને નથી સમજાતું, કે આટલી બધી બુદ્ધિ ચલાવી, તો યે શેઠ નારાજ કેમ થયા ! એ હવે એવા મતનો છે કે શેઠની જાત જ અવળચંડી છે. ચીંધ્યું કામ કરો તો યે દુઃખ, ને એકનાં ચાર કરો તો યે દુઃખ !

---

## ૩૦. એક જાલેમેં સો સાપ

કેટલાક ભાઈબંધો એક ગામથી બીજે ગામ જતાં માર્ગમાં એક ઝાડ નીચે વિસામો ખાવા બધા બેઠા. તેમાંના એક મુસલમાન ભાઈ લોટો લઈને જંગલ ગયા. જતે જતે એક સ્થળે એક જાળામાં એમને કશો સળવળાટ થતો હોય એમ લાગ્યું. જરજાનવરના ભયથી

એ ત્યાંથી વેગળા ખસી ગયા. પછી પાછા પોતાના ભાઈબંધો પાસે આવ્યા, ત્યારે એમના મોં ઉપર ગભરાટની નિશાનીઓ જોઈને એમના સાથીઓએ પૂછ્યું કે અલ્યા શું થયું છે તે આમ ગભરાયો છે ?

મિયાંએ પરાણે અકડાઈ રાખીને જવાબ આપ્યો : "ક્યા હુવા હે ક્યા, યે તો હમ થે તો ઠીક હી થે. દુસરા કોઈ હોતા, તો ટાંગ ઢીલી હો જાતી."

"એવું તે શું થયું ? જરા કહે તો સમજણ પડે ને."

મિયાંએ વાતમાં મોણ ઘાલ્યું, "ક્યા કહે ? જીસકો બીતે વો જાને. મેરી જગા પર દુસરા કોઈ હોતા તો યહાં તક વાપિસ આને નહિ પાતા."

"તો યે આખર થયું શું ?"

"અરે યાર, મેં લોટે ગયા થા, તો મેંને એક જાલે મેં સો સાપ દેખે !"

"સો સાપ ? એટલા બધા ?"

"હાં સો, પૂરા સો. ઉસસે કમ નહિ હોગા."

આ કથન ઝટ ગળે ન ઊતર્યું એટલે એક જણે વળી પૂછ્યું, "મિયાં, એક નાનકડા જાળામાં એક સો સાપ તે ભલા હોઈ શકે ? કહેતા દીવાના ઓર સૂનતા ભી દીવાના ? જરા હાંકતે વિચાર તો કરીએ ને, કે કોઈ માની શકે."

"અરે ભઈ, સો નહિ, તો પચાસ હોંગે, તો ભી ક્યા હો ગયા ?"

તો યે વાત માન્યામાં ન આવી. "ખાં સાહેબ, પચાસ ન હોય. પચાસ સાપ એટલે કેટલા થાય એનો કંઈ વિચાર કર્યો કે બસ આંખ મીંચીને દીધે જ રાખો છો ? જરા વિચાર કરી જુઓ. પચાસ હોઈ જ ન શકે. આખા પાદરમાંથી વીણી વીણીને ભેગા કરો તો યે એટલા ન થાય."

"પચાસ નહિ તો વીસપચીસ સહી. ઉસસે કમ નહિ થે."

ભાઈબંધો પોતાના દોસ્તને બરાબર ઓળખતા હતા. એમણે હસીને વળી પાછો વાંધો ઉઠાવ્યો, "એમ નહિ મિયાં સાહેબ. તમે એ કકડે કકડે ઠેકાણે આવો એ બરાબર નહિ. વીસપચીસ જેટલા સાપનો ભારો ભેળો થઈને ત્યાં શું કરતો હતો? આપણે બેઠા છીએ એમ કુંડાળું વળીને તાપવા બેઠા હતા? એટલા બધા ન હોય ભાઈ, એ તો માનવા જેટલું હોય તેટલું મનાય. આખો લાડવો ગળે ન ઊતરે."

મિયાંને પણ આ ખરું લાગ્યું. જરા વિચાવ કરીને એમણે કહ્યું, "દેખો, બીસપચીસ નહિ હોંગે, તો દસબારહ સે કમ તો નહિ જ થે."

"દસબાર તમે દીઠા હતા? સાચું કહો છો? જોજો હાં, અમે જઈને જોઈ શું, ને તમે ખોટા પડશો."

"તુમ તો યાર બડે ચીકને હો. દસબારહકો મારો ગોલી. પાંચસાત તો જરૂર હોંગે. ઇતને ભી ન હો, તો ફિર બાત મેં કરને કા ક્યા રહેતા?"

"જુઓ ભાઈ, ખાલી વાતને કરવા જેવી બનાવવા માટે એટલા બધા કહેવાની જરૂર નથી. ખરેખરા જેટલા હશે તેટલાથી અમને સંતોષ થશે. માટે મારા સમ, ખરું કહી દો કે કેટલા હતા."

"કસમ મત ખાઇએ દોસ્ત; એસા કહો તો ફિર એકદો તો જરૂર હોંગે. એકદો સે કમ નહિ થે."

"ભાઈબંધ, તમે સાચું કહો છો? ઈમાનથી? તમે નજરેનજર દીઠા હતા? ઈમાનથી કહો કે ખરી વાત શું છે"

ઈમાનની વાત આવી, ને મિયાં ટાઢાબોળ થઈ ગયા. ધીમે સાદે એમણે છેવટે કબૂલ કર્યું: 'આખર ઉસમેં કુછ હિલતા તો જરૂર થા!"

---

## ૩૧. ઔસત જ્યોં કી ત્યોં, તો કુનબા ડૂબા કયોં ?

એક અધકચરું ભણેલો ગામડિયો હતો. તેને ગામેતરુ કરવાનો પ્રસંગ આવ્યો, એટલે પોતાનાં બાળબચ્ચાંને સાથે લઈને બીજે ગામ જવા નીકળ્યો.

રસ્તામાં નદી આવી. નદીને સામે પાર જવાનું હતું. પણ પાણી કેટલું ઊંડું છે તેની તેને ખબર નહોતી. તેથી તેણે કોઈને પૂછ્યું કે: આ નદીમાં આ સ્થળે પાણી કેટલું ઊંડું હશે ?

જવાબ મળ્યો: "ઔસતન, તીન ફીટ હોગા." અર્થાત્ સરેરાશ ત્રણ ફીટ.

પેલા ભાઈએ વિચાર કર્યો કે મારાં સ્ત્રીબાળકોમાંથી ત્રણ ફીટથી નીચું કોઈ નથી, એટલે કોઈ ડૂબી જાય એવો ભય નથી, કેમ કે સરેરાશ ઊંડાઈ ત્રણ જ ફીટ છે.

એમ વિચારીને એણે કુટુંબને નદીમાં ઉતાર્યું, પણ નદીના પાણી કોઈ સ્થળે બે ફીટ, તો કોઈ સ્થળે ૭ ફીટ ઊંડાં, એમ બધું મળીને સરેરાશ ત્રણ ફીટ હતાં. એટલે છીછરું પાણી જઈને ધરો આવ્યો, ત્યાં બધાં ડૂબી મૂવાં.

ગામડિયો વિચારમાં પડી ગયો. નદીની ઊંડાઈ વિશે એને ખોટી માહિતી તો નહોતી મળી ? એણે વળી પાછું પૂછી જેયું, તો એ જ ઉત્તર મળ્યો, કે "ઔસતન તીન ફીટ".

એને સમજ ન પડી. ઔસત તો એટલી ને એટલી જ હતી, ત્યારે આમ કેમ થયું ? "ઔસત જ્યોં કી ત્યોં, તો કુનબા ડૂબા કયોં ?"

---

## ૩૨. કાલે જમે

મહેસાણા તરફ ભાટ લોકોની મોટી વસ્તી છે, ને એક જમાનામાં તેમનું જોર ત્યાં બહુ હતું. આજે યે એ પ્રદેશમાં એકંદર એમનું જોર ઠીક ઠીક છે, પરન્તુ સર્વત્ર જે "જાગ્રતિ"નું મોજું ફરી વળ્યું છે તેને લીધે પહેલાંના જેવું એમનું વર્ચસ્વ નથી રહ્યું.

આ મહેસાણાના ભાટ ભાઈઓનો ગામના મહાજન ઉપર અમુક અમુક પ્રસંગોએ જમવાનો લાગો હતો, અને તેમાં એ કદી મોળા ઊતરતા નહિ. એક વાર કોઈ ખાસ પ્રસંગ આવ્યો, ને મહાજનને જમણવાર કરવો પડ્યો, ત્યારે ભાટોએ પોતાનો જમવાનો લાગો ઊભો કર્યો. મહાજને એમને કહ્યું કે એ નહિ બને, કેમ કે લાગાવાળા પ્રસંગોમાંનો આ નથી. તોપણ ત્રાગા માટે મશહૂર જાત, તે એમણે જમવાની હઠ પકડી, ને મહાજનને બારણે લાંઘણ માંડી.

મહાજન મક્કમ હતું કેમ કે એને ડોશી મુવાનો નહિ પણ જમ પેંધો પડવાનો, નવો લાગો ઊભો થવાનો ભય હતો. બે દિવસ લાંઘણ કરી, ને જમણવારની તૈયારી થઈ એટલે ભાટોએ ત્રાગું માંડ્યું, ને મહાજન ઉપર દેવીપુતરોનું લોહી છાંટવાની ધમકી આપીને એ લોક પોતાનું લોહી પાડવા હથિયારો લઈને ટોળાબંધ મહાજનને બારણે ભેગા થઈ ગયા. ગામમાં ધાંધલ થઈ પડી, ને જૈનોની વસ્તી વધારે તે લોક મહાજનને ઠપકો આપવા લાગ્યા, કે એ તો અઝડ છે પણ તમે ય એવા થાઓ તે કેમ ચાલે! ભાટચારણનાં લોહી રેડાવા દેશો તે અમે નહિ સાંખીએ, માટે ભલા થઈને એમને જમાડો, કેમ કે એમ કરવાથી એમની ધાંધલ બંધ પડશે, ને તમે મોટા કહેવાશો.

છેવટે ગામના દબાણને વશ થઈને મહાજને ભાટોને જમાડવાની હા પાડી; પણ આજની રસોઈ થઈ ગઈ હતી, તેમાં ભાટની ન્યાત સમાય નહિ, તેથી એમણે કહ્યું કે "ભાટોને કાલે જમાડીશું."

પણ મહાજન જેવા મહાજનના વેણમાં ભાટોએ ભરોસો મૂક્યો નહિ, ને એમણે માગણી કરી કે મહાજનને એ મુજબ લખી આપવું. પોતાના વચન ઉપર કોઈ વિશ્વાસ ન મૂકે, તે મહાજનને કેમ પોસાય? છતાં એમણે લખી આપ્યું કે 'મહેસાણાના ભાટ કાલે જમે."

બીજે દિવસે ભાટ હાજર થઈ ગયા ને જમણની માગણી કરી. મહાજને જવાબ આપ્યો, "તમને કાલે જમવાનું કહ્યું છે તે જમાડીશું; માટે કાલ થાય ત્યારે આવજો."

"પણ ગઈ કાલને હિસાબે તો કાલ આજે થઈ" એવી ભાટોએ દલીલ કરી.

મહાજને જવાબ આપ્યો, "તમારે લાગ જોઈને લખાવી લેવું હતું, તે લખાવી લીધું, હવે લખેલું પળવું પડશે. આ રહ્યું એ લખાણ. એમાં ક્યાંયે એવું લખ્યું છે ખરું, કે અમુક તિથિ કે તારીખથી કાલ ગણવી? માટે હવે તો જ્યારે કાલ થાય ત્યારે મહેસાણાના ભાટ જમશે!"

---

## ૩૩. કાલે ક્યાં આઢશું?

બે ભાઈબંધ ભરવાડો હતા. ઘણુંખરું એ રોજે ઢોર ક્યાં ચારવાં ને ક્યાં નહિ એની સંતલસ કરતા હતા.

એક દિવસ એક ભરવાડ નદીકાંઠે પોતાનાં ઢોર ચારતો હતો. સામે કાંઠે પોતાના ભાઈબંધને ઢોર ચારતો જોઈને એણે એને સાદ કરીને બોલાવ્યો. પેલાએ સામું પૂછ્યું કે કોઈ જરૂરી કામ હોય તો આવું, કેમ કે વચ્ચમાં આડી નદી હતી, તેને પાર કરવામાં મુશ્કેલી હતી.

આ ભરવાડે એને વળી પાછો ટહૂક્યો, ને બહુ જરૂરી કામ હોવાનું કહીને બોલાવ્યો. પેલાના મનથી કે છેક નદી પાર કરીને આવવાનું કહે છે તે ખરેખર બહુ ભારે કામ હશે, માટે જવું જોઈએ.

## ૩૨. કાલે જમે

મહેસાણા તરફ ભાટ લોકોની મોટી વસ્તી છે, ને એક જમાનામાં તેમનું જોર ત્યાં બહુ હતું. આજે યે એ પ્રદેશમાં એકંદર એમનું જોર ઠીક ઠીક છે, પરન્તુ સર્વત્ર જે "જાગ્રતિ"નું મોજું ફરી વળ્યું છે તેને લીધે પહેલાંના જેવું એમનું વર્ચસ્વ નથી રહ્યું.

આ મહેસાણાના ભાટ ભાઈઓનો ગામના મહાજન ઉપર અમુક અમુક પ્રસંગોએ જમવાનો લાગો હતો, અને તેમાં એ કદી મોળા ઊતરતા નહિ. એક વાર કોઈ ખાસ પ્રસંગ આવ્યો, ને મહાજનને જમણવાર કરવો પડ્યો, ત્યારે ભાટોએ પોતાનો જમવાનો લાગો ઊભો કર્યો. મહાજને એમને કહ્યું કે એ નહિ બને, કેમ કે લાગાવાળા પ્રસંગોમાંનો આ નથી. તોપણ ત્રાગા માટે મશહૂર જાત, તે એમણે જમવાની હઠ પકડી, ને મહાજનને બારણે લાંઘણ માંડી.

મહાજન મક્કમ હતું કેમ કે એને ડોશી મુવાનો નહિ પણ જમ પેંધો પડવાનો, નવો લાગો ઊભો થવાનો ભય હતો. બે દિવસ લાંઘણ કરી, ને જમણવારની તૈયારી થઈ એટલે ભાટોએ ત્રાગું માંડ્યું, ને મહાજન ઉપર દેવીપુતરોનું લોહી છાંટવાની ધમકી આપીને એ લોક પોતાનું લોહી પાડવા હથિયારો લઈને ટોળાબંધ મહાજનને બારણે ભેગા થઈ ગયા. ગામમાં ધાંધલ થઈ પડી, ને જૈનોની વસ્તી વધારે તે લોક મહાજનને ઠપકો આપવા લાગ્યા, કે એ તો અઝડ છે પણ તમે ય એવા થાઓ તે કેમ ચાલે! ભાટચારણનાં લોહી રેડાવા દેશો તે અમે નહિ સાંખીએ, માટે ભલા થઈને એમને જમાડો, કેમ કે એમ કરવાથી એમની ધાંધલ બંધ પડશે, ને તમે મોટા કહેવાશો.

છેવટે ગામના દબાણને વશ થઈને મહાજને ભાટોને જમાડવાની હા પાડી; પણ આજની રસોઈ થઈ ગઈ હતી, તેમાં ભાટની ન્યાત સમાય નહિ, તેથી એમણે કહ્યું કે "ભાટોને કાલે જમાડીશું."

પણ મહાજન જેવા મહાજનના વેણમાં ભાટોએ ભરોંસો મૂક્યો નહિ, ને એમણે માગણી કરી કે મહાજનને એ મુજબ લખી આપવું. પોતાના વચન ઉપર કોઈ વિશ્વાસ ન મૂકે, તે મહાજનને કેમ પોસાય ? છતાં એમણે લખી આપ્યું કે ' મહેસાણાના ભાટ કાલે જમે. "

બીજે દિવસે ભાટ હાજર થઈ ગયા ને જમણની માગણી કરી. મહાજને જવાબ આપ્યો, " તમને કાલે જમવાનું કહ્યું છે તે જમાડીશું; માટે કાલ થાય ત્યારે આવજો. "

" પણ ગઈ કાલને હિસાબે તો કાલ આજે થઈ " એવી ભાટોએ દલીલ કરી.

મહાજને જવાબ આપ્યો, " તમારે લાગ જોઈને લખાવી લેવું હતું, તે લખાવી લીધું, હવે લખેલું પળવું પડશે. આ રહ્યું એ લખાણ. એમાં ક્યાંયે એવું લખ્યું છે ખરું, કે અમુક તિથિ કે તારીખથી કાલ ગણવી ? માટે હવે તો જ્યારે કાલ થાય ત્યારે મહેસાણાના ભાટ જમશે ! "

---

## ૩૩. કાલે ક્યાં આઢશું ?

બે ભાઈબંધ ભરવાડો હતા. ઘણુંખરું એ રોજે ઢોર ક્યાં ચારવાં ને ક્યાં નહિ એની સંતલસ કરતા હતા.

એક દિવસ એક ભરવાડ નદીકાંઠે પોતાનાં ઢોર ચારતો હતો. સામે કાંઠે પોતાના ભાઈબંધને ઢોર ચારતો જોઈને એણે એને સાદ કરીને બોલાવ્યો. પેલાએ સામું પૂછ્યું કે કોઈ જરૂરી કામ હોય તો આવું, કેમ કે વચમાં આડી નદી હતી, તેને પાર કરવામાં મુશ્કેલી હતી.

આ ભરવાડે એને વળી પાછો ટહૂક્યો, ને બહુ જરૂરી કામ હોવાનું કહીને બોલાવ્યો, પેલાના મનથી કે છેક નદી પાર કરીને આવવાનું કહે છે તે ખરેખર બહુ ભારે કામ હશે, માટે જવું જોઈએ.

મહાકષ્ટે એણે નદી પાર કરી, ને પલળી તથા થાકી ગયો, ને પોતાના ભાઈબંધ પાસે જઈને પૂછ્યું, "શું કામ હતું ?"

આ ભાઈએ ઠંડે કલેજે એને પૂછ્યું, "કાલે આપણે ચ્યાં આઢહું ?"

તા.ક. "આઢવું" એટલે ઢોર ચરાવવા લઈ જવાં.

---

## ૩૪. કૂતરું કાશીએ જાય, તો જાતભાઈ જ નડે

ગુજરાતમાંથી એક સંઘ કાશી જવા નીકળ્યો. બે પેઢીની વાત ઉપર આગગાડીની સવડ નહોતી, ને તેમાં પણ જાત્રા તો બનતાં સુધી સંઘરૂપે નીકળતી અને ગાડાં વડે થતી. એકાદ શ્રીમંત શ્રદ્ધાળુ આગળ પડીને સંઘ ઉપાડે, અને જેમની જાત્રાની ઇચ્છા હોય તે એમાં સંઘની શરતો પાળીને જોડાય. એવી રીતે મોટા મોટા સંઘ નીકળતા અને જેને ખરેખર જાત્રા કહેવાય તે થતી. એવા સંઘ કાઢનારા સંઘવી કહેવાતા.

આ કાશીનો સંઘ નીકળ્યો, તેની સાથે ગામનો એક કૂતરો પણ જોડાઈ ગયો. એના તરફ કોઈનું ધ્યાન ગયું નહિ, પણ છેક સાંજે સંઘે પડાવ નાખ્યો ત્યારે કૂતરાની ખબર પડી. હવે હસતાં પણ પરોણો ને રોતાં પણ પરોણો! કૂતરાને કંઈ હાંકી કઢાય છે?

બધી વાતે કૂતરાને સુખ હતું. ખાવાનાં એને વલખાં હતાં. બધાં માણસો એને લાડ કરતા હતાં, ને એની જાગ્રત ચોકીદારીથી સંઘને પણ નીરાંત હતી. પણ ગામેગામનાં કૂતરાં ભેગાં થઈને એને પીંખતાં હતાં. જ્યાં કોઈ ગામની સીમ આવી, ત્યાં આ ભાઈના ભોગ લાગ્યા. કાશી પહોંચીને ત્યાંથી પાછા વળતાં સુધીમાં, એણે જેટલું ખાધુંપીધું તેટલું એના જાતવાળાએ એને પાછો હાંકી કાઢવાની ધૂનમાં એનું લોહી પીધું, ને એને અડધો ફાંફેડી ખાધો.

ગામે પાછા ફરતાં એના ગામના એના જાતભાઈઓએ સામૈયું કાઢ્યું, ને પછી સભા ભરી. એમાં પોતાને થયેલા અનુભવનું ભાષણ કરતાં એને કહેવું પડ્યું, કે મને બધી વાતે સુખ હતું, ફક્ત આપણા

જાતભાઈ જ મારો જીવ લેતા હતા. કૂતરું કાશીએ જાય, તો એને બીજું કોઈ નહિ પણ એના જાતભાઈ જ નડે !"

---

## ૩૫. કૂતરું ત્યાં પહાણો નહિ, ને પહાણો ત્યાં કૂતરું નહિ

તામિલ ભાષામાં એક કહેવત છે, તેનો અર્થ એવો થાય છે કે, કૂતરું હોય ત્યાં પહાણો નથી હોતો, ને પહાણો હોય ત્યાં કૂતરું નથી હોતું. સામાન્ય રીતે આનો અર્થ એવો કરવામાં આવે છે કે એક માણસ રસ્તે જતો હતો, ત્યાં કૂતરાં પાછળ પડ્યાં, એને મારવા માટે એણે પહાણો શોધ્યો, પણ એકે હાથ લાગ્યો નહિ. પરંતુ થોડા સમય પછી એ તીર્થયાત્રાએ ગયો, ત્યાં નદીતટે એણે હજારો મજાના નાના મોટા પહાણા પથરાયેલા દીઠા. એ જોઈને એને વિચાર આવ્યો, કે અહીં આટલા બધા પહાણા છે, ત્યારે કૂતરું નથી કે જેને એના વડે મારીએ !

અર્થાત્ સંસાર એવો ઊલટો છે, માણસને જે જ્યારે જોઈતું હોય તે ત્યારે મળતું નથી, ને જેની જરૂર ન હોય તે ન માગે તો યે દોડતું આવે છે. ધનસંપત્તિ હોય ત્યાં પુત્ર ન હોય, ને સંતાનની વિપુલતા હોય ત્યારે ધનના સાંસા હોય છે, ઇત્યાદિ.

પરંતુ આ કહેવતનું રહસ્ય જુદું જ છે. હકીકત એમ બની કે સુંદર શિલ્પની કારીગરીઓનો એક સંગ્રહ હતો, તે જોવા એક શિલ્પી જઈ ચઢ્યો. એક એકથી અધિક સુંદર કૃતિઓ જોતાં એને ઘણો આનંદ થયો. ફરતો ફરતો એ એવા સ્થળે પહોંચ્યો કે જ્યાં સામે એક ભયંકર ડાઘીઓ કૂતરો નજરે પડ્યો. એનો બિહામણો દેખાવ જોઈને શિલ્પીને લાગ્યું કે હમણાં જ કૂદીને એ મને મારી નાખશે. એણે ભયથી આંખો મીંચી દીધી. થોડો સમય વીત્યો તોપણ કૂતરાએ હુમલો ન કર્યો, એટલે એણે વિચાર્યું કે એને બાંધેલો હશે. ભયમુક્ત થઈને એણે આંખો ખોલી. કૂતરો ભયાનક રીતે ઊભો હતો પણ એ હાલ્યો નહિ. શિલ્પીને

લાગ્યું કે આમાં કંઈક ભેદ છે. એણે બીતાં બીતાં એની પૂંછડીને સ્પર્શ કર્યો--ને એને ખૂબ હસવું આવ્યું; એ તો પહાણાનો બનેલો હતો! પણ એની કારીગરી તથા રંગરચના એવાં અદ્ભુત હતાં, કે ગમે તેની દૃષ્ટિ છેતરાઈ જાય. એણે વિચાર્યું, અરે આ તો પહાણો છે, કૂતરો નથી.

અર્થાત્, એ વસ્તુ કૂતરારૂપ લાગી તેટલો સમય તે "પહાણો" નહોતી ને, "પહાણો" હાથ લાગ્યો ત્યારે "કૂતરો" મટી ગયો.

આ સંસારનું પણ એવું જ છે. સંસાર "છે" ત્યાં પરમાત્મા "નથી" પણ તેનું પરમાત્મરૂપ વરતાતાં જ, સંસાર નથી રહેતો. એકમાં અનુરાગ જ્યાં હોય ત્યાં ઇતરને અવકાશ ન હોય.

---

## ૩૬. કુહાડીમાં હાથો ભળ્યો

એક કઠિયારાને લાકડાં કાપવાં હતાં. એણે લુહાર પાસે કુહાડીનું ફળ તૈયાર કરાવરાવ્યું. કુહાડી મોટી, વજનદાર હતી; અસ્ત્રા જેવી એની ધાર, અને તે પણ ખરી પાણીદાર હતી. પણ એને હાથો નહોતો. કુહાડી લઈને એ ગયો જંગલમાં, ને ઝાડો પાસે માગણી કરી કે મને ફક્ત બે હાથનો ટુકડો એકાદ ડાળમાંથી આપશો તો તમારો ઉપકાર માનીશ.

પણ એક ઘરડું ઝાડ હતું તેને કઠિયારાનો અનુભવ હતો. એણે પોતાના બધા ભાઈબંધોને ચેતવી દીધા કે ખબરદાર, એક ટુકડો પણ આપ્યો છે તો જાણજો કે બધાના ભોગ મળી ગયા. બધાં ઝાડોએ સંપ કર્યો કે કઠિયારાને છોડિયું સરખું આપવું નહિ.

કઠિયારાએ એકલી કુહાડીથી ઝાડ કાપવાની ઘણી મહેનત કરી; ગમે તેટલી તેજદાર હોવા છતાં એનાથી છોતરું પણ ઉખડ્યું નહિ. એને મથતો દેખીને બધાં ઝાડ હસવા અને તેની મશ્કરી કરવા લાગ્યાં.

કઠિયારાની દશા જોઈને એક ઝાડને દયા આવી એણે એને કહ્યું, “અલ્યા, જો તું ફક્ત સુકાઈ ગયેલાં ઝાડને જ કાપવાનું વચન આપે, તો વળી કટકો લાકડું આપું.”

કઠિયારાએ ઘણી ખુશીથી વચન આપ્યું. પણ જેવો કુહાડીમાં હાથો પડ્યો, કે તરત કઠિયારો ફરી વળ્યો! પોતાનો જાતભાઈ ફૂટ્યો, ત્યાં આખી જાતનું સત્યાનાશ નીકળ્યું. વનનાં વૃક્ષો અફસોસ કરતાં કહેવા લાગ્યાં, “વન પતળ્યું, કુહાડીમાં હાથો ભળ્યો!”

---

## ૩૭. કોડી હરામ, બચકા હલાલ

એક નેક પણ ગરીબ મુસલમાન હતો. પારકો માલ હજમ કરવાની દાનત એણે કદી રાખી નહોતી. પોતાનું જે અદના કામકાજ હતું તે એ ખૂબ ઈમાનદારીથી કરતો. નોકરીચાકરીમાં ચોરીમેરીની એણે કદી લાલચ રાખી નહોતી. કોઈની ચીજ–વસ્તુ ઓળવવાની ઇચ્છા એણે કરી નહોતી. કદી કોઈ નાની મોટી વસ્તુ ક્યાંકથી જડે, તો એ ખૂબ કાળજીપૂર્વક એના માલિકને શોધી કહાડીને સોંપી આવતો. લોકોમાં એની નામના બહુ સારી હતી, અને જેમાં તેમાં ઈમાનદારી તથા નેકી માટે એનો દાખલો અપાતો.

પોતાના નાના સરખા વર્તુલમાં, પોતાના નાના સરખા વ્યવહારમાં, પોતાને ભાગે આવતા નાના સરખા પ્રસંગોમાં એણે જે આબરૂ મેળવી હતી, તેનું મૂલ્ય જેટલું આંકીએ તેટલું ઓછું જ હોય; પણ એમ કરવાથી એનું દળદર જરા પણ ફીટતું નહોતું. એના ગુણનાં વખાણ કરનારામાંથી કોઈ એને ન્યાલ કરી નાખતું નહોતું. એના દાંતને ને અન્નને ઘડપણ સુધી ઓછોવત્તો વેરભાવ જ રહ્યા કર્યો હતો.

એક દિવસ આ ભાઈ રસ્તેથી જતા હતા, ત્યાં એમણે એક બાજુ ઉપર પડેલી વસ્તુઓ દીઠી. ત્યાં જઈને જોયું તો બે કોડી, ને એક બચકી નધણિયાતી પડી હતી. આસપાસ જોતાં કોઈ દેખાયું નહિ,

એટલે કોઈને પૂછી જોવાનો સવાલ નહોતો. તેથી એ વસ્તુઓ ઉપાડીને એ પોતાને ઘેર ગયો. બચકી છોડીને જુએ છે, તો તેમાં એક દાબડો હતો. દાબડો ઉઘાડતાં તેમાં હીરા-સોનાના દાગીના ભરેલા દીઠા !

આ મામલો જોઈને પોતાના સ્વભાવ પ્રમાણે એને એક વાર તો વિચાર આવ્યો, કે આ હકીકત જાહેર કરીને માલ એના માલિકને સોંપી દઉં પણ ઘરેણાંનો ચળકાટ જોઈને એ વિમાસણમાં પડ્યો.

જિંદગી આખી નેકીની આબરૂ કમાવામાં વીતી ગઈ. ઘડપણ આવી પહોંચ્યું પણ નેકીએ ભૂખનો એક પણ કાંકરો ખેરવ્યો નહિ. અહીં અલ્લામિયાંએ વગર માગે એનો બદલો મોકલી આપ્યો છે. તે જો પાછો ઠેલું તો અલ્લાનો જ ગુનેગાર બનું, માટે એવી યુક્તિ કરવી કે જેથી આપણી નેકીની નામના વધે, ને તે સાથે આ ખુદાની બક્ષિસ પણ હજમ થઈ જાય.

એ બીજે દિવસે બન્ને ચીજો ઝોળીમાં મૂકીને બજારમાં ગયો ને સાદ પાડવા લાગ્યો, મોટે ઘાંટે—"કિસીકી કોડી" (કોઈ ન સાંભળે એવા ધીમે સાદે—"કિસીકી બચકી"—(વળી મોટે સાદે) "હાથ લગી હૈ, જીસકા હો સો બોલિએ !" આવી રીતે બચકાવાળો ભાગ છેક મનમાં બોલતો. આ ટહેલ એણે આખા ગામમાં નાખી, પણ કોડીનો કોણ ઘરાક થાય ? છતાં લોક વખાણ કરવા લાગ્યા કે મિયાં શું ઈમાનદાર છે ! કોઈની કોડી પણ એને ખપે નહિ !

આ વખાણ સાંભળીને મિયાં મનમાં બોલ્યા, "કોડી હરામ ઓર બચકા હલાલ !"

---

## ૩૮. કોણ કહે છે રાંપીનો ઘા ?

એક મોચીની દુકાન શેરીના બરાબર ખૂણા ઉપર પડતી હતી. ગામડું ગામ રહ્યું, એટલે ઢોરઢાંખરની અવરજવર તો રહે જ. ત્યાં થઈને આવતાં જતાં ઢોર મોચીની દુકાનને ખૂણે ઘસાઈને જતાં. બીજા

જાનવર તો ઠીક, પણ ભેંશો ખૂણો દેખે ને ત્યાંથી પડખું ઘસ્યા વગર કદી જાય ખરી? તેમાં યે એક પાડી એવી પેંધી પડી હતી કે એ એનું કાળી પાટ જેવું પડખું એ ખૂણે ઘરડ ઘરડ ઘસ્યા વગર આવે-જાય નહિ એને બિચારો મોચી ઘણો ય હાંકે, મારે, ખીજવાઈને ગાળો ભાંડે તોપણ ડોબું જેનું નામ તે દર વખતે સંતોષથી ખૂણે પડખું ઘસે. કેટલી યે વાર ખૂણો પડી ગયો, ને કેટલી ય વાર મોચીએ પાછો ઊભો કર્યો, પણ ભેંશ હાજરની હાજર. એના ઉપર મોચીને એવી ખીજ હતી કે એનું ચાલે તો એનું જીવતાં ચામડું ઉતારે!

એક દિવસ મોચી પોતાના કામમાં મશગુલ હતો. કરાંજી કરાંજીને એ જોડાના તળિયામાં દોરી ભેરવીને તાણતો હતો. ત્યાં વળી પેલો ઘરડ-ઘરડ અવાજ સંભળાયો. એણે ઊંચું જોયું, તો પેલી પાડી પડખું ઘસતી હતી. એકાએક એનો પિત્તો ઊકળી આવ્યો, ને પાસે રાંપી પડી હતી તે ઉપાડીને જોરથી ઝીંકી. બનવાજોગ તે એની ચોટ બરાબર લાગી ને ભેંશની ગર્દનમાં એ ઊંડી ઊતરી ગઈ.

મારતાં તો માર્યું, પણ આવો ગંભીર ઘા થયેલો જોઈને એ ગભરાયો. આજુબાજુ જોયું તો કોઈ નહોતું. કોઈએ દીઠું નથી એમ જાણીને એણે છૂટકારાનો દમ ખેંચ્યો ને રાંપી ઉપાડી લઈ, ધોઈને પાછો જાણે કંઈ જાણતો ન હોય તેમ કામે લાગી ગયો.

પાડી લોહી દદડતી ત્યાંથી થોડે છેટે જઈને બેઠી. આવતા જતા લોકોએ એને દીઠી ને અંદરઅંદર પૂછાપૂછ ચાલી, કે આવું તે કોણે માર્યું હશે. તમાશાને તેડાની ગરજ નથી હોતી. થોડી વારમાં ગામના મોટેરા ભેગા થઈ ગયા. કોઈએ કદી કોઈ પણ ઢોરને આવો તીક્ષ્ણ હથિયારનો ઘા કર્યાનો બનાવ ગામમાં બન્યો નહોતો. કોણે માર્યો હશે?

પણ મારનારો હોય તો યે કબૂલ શેનો કરે? કોણે માર્યો હશે તેની અટકળો ચાલી. પોલિસને ખબર કરવી કે નહિ તેની ચર્ચાઓ મંડાઈ.

પેલા મોચીનું ગુનેગાર મન, તે એ ઊંધું ઘાલીને જોડા સીવ્યા કરે, પણ એના કાન લાંબા થઈને આ લોકોની વાતો સાંભળવામાં રોકાયા હતા ને ત્રાંસી આંખે એ તેમના તરફ જોયા કરતો હતો.

પોલીસને ખબર આપવાના લાભગેરલાભ, કોણે માર્યું હશે તેની અટકળો, ને શા માટે માર્યું હશે તેની ચર્ચાઓ ચાલતી હતી ત્યાં કોઈએ પૂછ્યું કે ઘા શાનો હશે તે ખબર પડે છે? એ બાબત પણ જાતજાતની અટકળો ચાલી. પેલા મોચીના હોશકોશ ઊડી ગયા હતા. રાંપીનો ઘા છે, એવી રખે કોઈને ખબર પડી જાય, એવી દહેશતથી એનું કાળજું ધડકધડક થતું હતું. એના જીવમાં જીવ નહોતો. એને ફડક પેઠી હતી કે રાંપીનો ઘા છે એવું પરખાઈ જશે તો બાર વાગી જશે.

કોઇએ એવો મત આપ્યો કે ફરશીના જેવો ઘા લાગે છે. કોઈને લાગ્યું કે જમૈયાનો જખમ એવો હોય, તેથી કોઈ આરબનું આ કામ હશે.

ત્યાં સુધી તો અદ્ધર શ્વાસે મોચી સાંભળ્યા કરતો હતો. અને અડધું સંભળાય, ને અડધું ન સંભળાય, તેથી ગભરાટ વધારે થતો હતો. ફરશી ને જમૈયાનાં નામ સાંભળ્યાં ત્યાં સુધી એ બેસી જ રહ્યો.

ત્યાં એક ખેડૂતે એવો અભિપ્રાય આપ્યો કે સાવ દેખીતું છે કે આ ખરપડીનો ઘા છે. ખરપડી વળી શું, એવું કોઈએ પૂછતાં ખેડૂતે ખુલાસો કર્યો કે ઘાસને ઉખેડવા માટે મોચી લોક વાપરે છે તે રાંપી જેવી એ હોય છે, તેનો આ ઘા છે.

રાંપી, ઘા, એ શબ્દો કાને પડચા, તે મોચીના ગુનેગાર મનને લાગ્યું કે રાંપીનો ઘા પરખાઈ ગયો. એકદમ એનાથી ફાટે ઘાંટે બોલી જવાયું, 'કોણ કહે છે કે રાંપીનો ઘા છે?"

---

## ૩૯. કંકોરીમાં કીરા પરા, સાબુરી તો સરી ગઈ, લોઢું ચુવા ખાઈ ગિયા, ને હુરબાઈને બગલા લઈ ગયા !

એક સારો વેપારી હતો. નેકીથી વેપાર કરીને એ બે પૈસા કમાયો હતો ને બધી વાતે સુખી હતો. પાછલી અવસ્થામાં એણે વિચાર કર્યો કે આખું જીવન સંસારની ખટપટ અને આજીવિકાની કમાણીના રગડામાં ખરચી નાખ્યું છે, તો હવે જ્યારે વળતાં પાણી થયાં છે ત્યારે જાત્રા કરીને મનખો સાર્થક કરી લેવો જોઈએ.

લાંબી જાત્રા કરવાનો વિચાર હોવાથી એણે પોતાને વાટમાં જરૂર પડે તેટલી ખર્ચી હાથ ઉપર રાખીને બાકીની પૂંજી હતી તે કોઈ સારા માણસને ત્યાં મૂકવાનું નક્કી કર્યું. તે વખતમાં બૅન્કો નહોતી, તેથી જરૂર પડતાં લોકો સારા શરાફ અથવા ઓળખીતાપાળખીતા શાહુકારને ત્યાં પોતાની થાપણ રાખતા હતા. આ વેપારીએ પણ પોતાની ઓળખાણના કોઈ ઈમાનદાર શાહુકારને ત્યાં પોતાની થાપણ મૂકવાનું નક્કી કર્યું.

એને પોતાની પડોશમાં દુકાન ચલાવતા એક વહોરા વેપારી સાથે સારો સમ્બન્ધ હતો. મુલ્લાંજી માણસ દેખાતો હતો નેકીવાળો, ને બોલચેચાલવે ઘણો મીઠો હતો. એને માટે આપણા આ વેપારીને બહુ ઊંચો અભિપ્રાય હતો, તેથી એની પાસે જઈને એણે વાત કરી કે આ પ્રમાણે અમારે આખા કુટુમ્બને લાંબી જાત્રાએ જવું છે તેથી મારી જે કૈં આછીપાતળી થાપણ છે તે તમારે ત્યાં અનામત રાખશો તો હું તમારો આભારી થઈશ. મુલ્લાંજીએ તરત જ કાને આડા હાથ દઈને કહ્યું કે, ભાઈ મારા, તમે ધરમના કામે જાઓ છો તે તો બહુ સારું છે, ને ખુદા ખેર કરશે. પણ એવી જવાબદારી મારાથી લેવાય નહિ.

છેવટે પોતાનો પૂરેપૂરો વિશ્વાસ જાહેર કરીને એને ઘણો સમજાવ્યો ત્યારે, કોઈને પણ એ થાપણ મૂક્યાની વાત નહિ કરવાનું વચન લઈને વહોરો એ અનામત રાખવા કબૂલ થયો. "થાપણ રાખ્યાની વાત

પેલા મોચીનું ગુનેગાર મન, તે એ ઊંધું ઘાલીને જોડા સીવ્યા કરે, પણ એના કાન લાંબા થઈને આ લોકોની વાતો સાંભળવામાં રોકાયા હતા ને ત્રાંસી આંખે એ તેમના તરફ જોયા કરતો હતો.

પોલીસને ખબર આપવાના લાભગેરલાભ, કોણે માર્યું હશે તેની અટકળો, ને શા માટે માર્યું હશે તેની ચર્ચાઓ ચાલતી હતી ત્યાં કોઈએ પૂછ્યું કે ઘા શાનો હશે તે ખબર પડે છે? એ બાબત પણ જાતજાતની અટકળો ચાલી. પેલા મોચીના હોશકોશ ઊડી ગયા હતા. રાંપીનો ઘા છે, એવી રખે કોઈને ખબર પડી જાય, એવી દહેશતથી એનું કાળજું ધડકધડક થતું હતું. એના જીવમાં જીવ નહોતો. એને ફડક પેઠી હતી કે રાંપીનો ઘા છે એવું પરખાઈ જશે તો બાર વાગી જશે.

કોઈએ એવો મત આપ્યો કે ફરશીના જેવો ઘા લાગે છે. કોઈને લાગ્યું કે જમૈયાનો જખમ એવો હોય, તેથી કોઈ આરબનું આ કામ હશે.

ત્યાં સુધી તો અદ્ધર શ્વાસે મોચી સાંભળ્યા કરતો હતો. અને અડધું સંભળાય, ને અડધું ન સંભળાય, તેથી ગભરાટ વધારે થતો હતો. ફરશી ને જમૈયાનાં નામ સાંભળ્યાં ત્યાં સુધી એ બેસી જ રહ્યો.

ત્યાં એક ખેડૂતે એવો અભિપ્રાય આપ્યો કે સાવ દેખીતું છે કે આ ખરપડીનો ઘા છે. ખરપડી વળી શું, એવું કોઈએ પૂછતાં ખેડૂતે ખુલાસો કર્યો કે ઘાસને ઉખેડવા માટે મોચી લોક વાપરે છે તે રાંપી જેવી એ હોય છે, તેનો આ ઘા છે.

રાંપી, ઘા, એ શબ્દો કાને પડ્યા, તે મોચીના ગુનેગાર મનને લાગ્યું કે રાંપીનો ઘા પરખાઈ ગયો. એકદમ એનાથી ફાટે ઘાંટે બોલી જવાયું, 'કોણ કહે છે કે રાંપીનો ઘા છે?"

---

## ૩૯. કંકોરીમાં કીરા પરા, સાબુરી તો સરી ગઈ, લોઢું ચુવા ખાઈ ગિયા, ને હુરભાઈને બગલા લઈ ગયા !

એક સારો વેપારી હતો. નેકીથી વેપાર કરીને એ બે પૈસા કમાયો હતો ને બધી વાતે સુખી હતો. પાછલી અવસ્થામાં એણે વિચાર કર્યો કે આખું જીવન સંસારની ખટપટ અને આજીવિકાની કમાણીના રગડામાં ખરચી નાખ્યું છે, તો હવે જ્યારે વળતાં પાણી થયાં છે ત્યારે જાત્રા કરીને મનખો સાર્થક કરી લેવો જોઈએ.

લાંબી જાત્રા કરવાનો વિચાર હોવાથી એણે પોતાને વાટમાં જરૂર પડે તેટલી ખર્ચી હાથ ઉપર રાખીને બાકીની પૂંજી હતી તે કોઈ સારા માણસને ત્યાં મૂકવાનું નક્કી કર્યું. તે વખતમાં બૅન્કો નહોતી, તેથી જરૂર પડતાં લોકો સારા શરાફ અથવા ઓળખીતાપાળખીતા શાહુકારને ત્યાં પોતાની થાપણ રાખતા હતા. આ વેપારીએ પણ પોતાની ઓળખાણના કોઈ ઈમાનદાર શાહુકારને ત્યાં પોતાની થાપણ મૂકવાનું નક્કી કર્યું.

એને પોતાની પડોશમાં દુકાન ચલાવતા એક વહોરા વેપારી સાથે સારો સમ્બન્ધ હતો. મુલ્લાંજી માણસ દેખાતો હતો નેકીવાળો, ને બોલવેચાલવે ઘણો મીઠો હતો. એને માટે આપણા આ વેપારીને બહુ ઊંચો અભિપ્રાય હતો, તેથી એની પાસે જઈને એણે વાત કરી કે આ પ્રમાણે અમારે આખા કુટુમ્બને લાંબી જાત્રાએ જવું છે તેથી મારી જે કંઈ આછીપાતળી થાપણ છે તે તમારે ત્યાં અનામત રાખશો તો હું તમારો આભારી થઈશ. મુલ્લાંજીએ તરત જ કાને આડા હાથ દઈને કહ્યું કે, ભાઈ મારા, તમે ધરમના કામે જાઓ છો તે તો બહુ સારું છે, ને ખુદા ખેર કરશે. પણ એવી જવાબદારી મારાથી લેવાય નહિ.

છેવટે પોતાનો પૂરેપૂરો વિશ્વાસ જાહેર કરીને એને ઘણો સમજાવ્યો ત્યારે, કોઈને પણ એ થાપણ મૂક્યાની વાત નહિ કરવાનું વચન લઈને વહોરો એ અનામત રાખવા કબૂલ થયો. “થાપણ રાખ્યાની વાત

જાહેર થાય, તો મારા જેવા ઈમાનદાર માણસ પાસે પોતાની રકમો મૂકવા લોકની પડાપડી થાય ને હું મોટી ફિકરમાં આવી પડું, માટે કોઈને ખબર ન પડવી જોઈએ,” એવો એનો આગ્રહ હતો.

મહાપરાણે એને કબુલાવી, પોતાની બધી પૂંજી વાળીઝૂડીને એકઠી કરીને વેપારીએ બે લાખ રૂપિયાની માલ–મિલકત વહોરાને હવાલે કરી, ને પછી એ સુખે જાત્રા કરવા નીકળી પડચો.

વહોરાએ એના જે માલસામાનનો હવાલો લીધો તેમાં ખાસ કરીને કંકોડી, સાબુડી, ને લોખંડનો માલ હતો. એ બધો વખારમાં નંખાવી, રોકડની કોથળી કેડે બાંધીને વેપારીભાઈ નિરાંતના થઈ ગયા હતા.

એ સામાન વહોરો બહુ કાળજીથી જાળવતો હતો. મહિના ઉપર મહિના ને વરસ પર વરસ વીતવા માંડચાં પણ વેપારી પાછો દેખાયો નહિ. વહોરાને એકબે નબળાં વરસ આવ્યાં. તેવે વખતે વખારમાં આ ખૂબ સારા ભાવ ઊપજે તેવો માલ પડચો રહેલો જોઈને એની દાનત ખોરી થઈ. આટલો લાંબો સમય થઈ ગયો છતાં વેપારીના કોઈ ખરખબર નથી, તેથી જરૂર કૈં આસમાની સુલતાની થઈ હોવી જોઈએ, એમ તેણે મન મનાવ્યું. વળી માલની સોંપણી વખતે એનો કોઈ સાક્ષી સાહેદ પણ નહોતો, તેથી એની આ બૂરી દાનતને પોષણ મળ્યું. છેવટે એણે અલ્લાનું નામ લઈને માલના રોકડા કરી નાખ્યા ને કામમાં લઈ લીધા.

ચારપાંચ વરસે આખા દેશનાં ચારે ય ધામ પૂરાં કરીને વેપારી તો પાછો આવી પહોંચ્યો. આવીને એણે વહોરાને ત્યાં જઈ ઘણા પ્રેમથી ખરખબર પૂછી, ને પછી પોતાનું કામકાજ પાછું ચાલુ કરવાની ઇચ્છા બતાવી.

“ઘની જ ખુશીથી પાછી દુકાન ચાલુ કરો સેથ. ખુદા તમુને બરકત આપસે.” મુલ્લાંએ ભલાઈ બતાવી, પણ એના પેટમાં તેલ રેડાયું હતું.

"ત્યારે હવે, પેલો માલ લેવા મારા માણસોને ક્યારે મોકલું ?" વેપારીએ પૂછ્યું.

"માલ ? માલ વરી કેવો ?" વહોરાજીએ અજાણપણું દેખાડયું.

"અરે વાહ મુલ્લાંજી, તમારી વખારમાં કંકોડી, સાબુ ને લોખંડનો બે લાખનો માલ મૂકયો છે તે સાવ એટલી વારમાં ભૂલી જ ગયા ?" વેપારીને વહેમ પડયો કે દાળમાં કંઈ કાળું છે.

"ખરી વાત મારા સેથ. પન હેં હેં, છેને, તે કંકોરીમાં કીરા પરા, સાબુરી સરી ગઇ, ને લોઢું ચુવા ખાઈ ગિયા ! એમાં મેં સું કરું ?"

વેપારી સમજ્યો કે વહોરો માલ હજમ કરી ગયો છે, ને સાક્ષી પણ કોઈ નથી, એટલે કશું સીધેસીધું વળે એમ નથી. જરા વધારે દબાણ કરી જોયું, પણ મુલ્લાંજીના પેટનું પાણી હાલ્યું નહિ, એટલે વેપારી સંબંધ ન બગડતાં હસતું મોં રાખીને "ખેર ત્યારે, પછી વાત" એમ કહી ઊઠી ગયો.

એ પોતાનો લાગ જોયા કરતો હતો, તેવામાં એક વાર એનો ઘાટ બેસી ગયો. વહોરાને હુર નામની નાની દીકરી હતી. એને અને વેપારીની નાની દીકરીને સહીપણાં હતાં. એક વાર હુર પોતાની સહીપણી સાથે રમવા નિશાળમાંથી સીધી એને ઘેર આવી. વેપારીએ એને સારું સારું ખાવાનું આપીને તથા મીઠી જીભથી લટ્ટુ કરી નાખીને પોતાના ઘરના ત્રીજા માળમાં છોડીઓને એવી રમતગમત તથા ખાવાપીવામાં મશ્ગૂલ કરી દીધી કે હુરને વખત ક્યાં જતો હતો તેનું ભાન જ ન રહ્યું.

આ તરફ છોડી ઘેર ન આવી તેથી વહોરાને ચિન્તા થઈ પડી. રાત પડી તો યે ન આવી. બધે માણસો દોડાવીને તપાસ કરી, પણ પત્તો લાગ્યો નહિ, ને વહોરાના ઘરમાં ફિકરનો પાર ન રહ્યો. છેવટે

બીજાં છોકરાં તરફથી એને ભાળ મળી કે હુર તો તેની બેનપણી સાથે રમવા ફલાણા વેપારીને ત્યાં ગઈ છે.

વહોરાજી તરત વેપારીને ત્યાં દોડ્યા. ખુશીખબરની વાતો કરીને પછી એણે હુરબાઈ વિષે પૂછ્યું.

"હુરબાઈ? હુરબાઈ?" વેપારીએ અજાણપણાનો ડોળ કર્યો.

"કેમ સેથ, હુરબાઈ મારી દીકરી, તમારી બેટીની સાથે ઈસ્કોલેથી રમવા તમારે તાં આવેલી છે તે."

"અરે હાં, ખરી વાત" વેપારીએ વાણિયાગત માંડી. "કેવી સરસ, વહાલી લાગે તેવી છોડી હતી! કીકીની બાને તો એ બહુ પ્યારી લાગતી હતી."

આવા ખરખરા જેવા શબ્દો સાંભળીને વહોરાને ફાળ પડી. એણે તરત ને તરત છોડી પોતાને હવાલે કરવાની વિનંતી કરતાં વેપારીએ અફસોસ સાથે કહ્યું, "મૂલ્લાંજી, બહુ દિલગીર છું કે હુરબાઈને તો બગલા લઈ ગયા!"

વહોરો ગુસ્સે થઈ ગયો, કે હુરબાઈ જેવી મોટી છોડીને બગલા તે લઈ જતા હશે! કેવી વાહિયાત વાત! એણે જરા ગરમ થઈને તાકીદ કરી, કે છોકરી સોંપી દો. બગલા લઈ ગયાની વાત માની શકાય નહિ.

ઠંડે કલેજે વેપારીએ જવાબ આપ્યો, "દોસ્ત, કંકોડી જેવી કંકોડીમાં જો કીડા પડે, સાબુડી જેવી સાબુડી સડી જાય, ને લોખંડ જેવા લોખંડને ઉંદર ખાઈ જાય, તો હુરબાઈને બગલા કેમ લઈ જાય નહિ?"

વહોરો ટહાડો બોળ થઈ ગયો. એ સમજ્યો કે વાણિયાએ આબાદ સોગઠી મારી છે. પરાણે હસીને એ બોલ્યો, "અરે મારા સેથ, મેં તો કીયારનો મસખરી કરતો તો તેટલું બી તમે સમજા નહિ? માલ

ખરાબ થતો'તો તે મેં વેચી મારી, ને તેના દામ ચોપરે જમા છે. તે નિરાંતે લેઈ જાઓ."

વેપારી હસ્યો, "ત્યારે ભલા માણસ હુંયે મશ્કરી જ કરું છું ને! છોડી મઝામાં છે, ને રમે છે. કાલે મારી દુકાને વીગતવાર હિસાબ સાથે થાપણ મોકલી આપજો, એટલે હુરબાઈ સહિસલામત તમારે ઘેર પહોંચી જશે. જરાયે ફિકર કરશો નહિ!"

---

## ૪૦. કુશળતાના સમાચાર

એક ઠાકોર મુસાફરીએ નીકળ્યા. જતાં પહેલાં એ ભર્યુંભાદર્યું ઘર અને જરજમીન મૂકીને ગયા. ગમે તે કારણે પણ એમને પરદેશમાં લાંબો વખત નીકળી ગયો. એમને ઘેર, બનવાકાળ તે, બધું ખેદાનમેદાન થઈ ગયું, પણ ઠાકોરને તેની કશી ખબર નહોતી. એના કુટુંબનો એક જૂનો નોકર હતો તેને આ બધી ઘટનાનું ઘણું દુઃખ લાગ્યું. ઠાકોરને કોઈ પણ ભોગે એના ઘરના હાલહવાલ પહોંચાડવા જોઈએ, એવું પોતાનું કર્તવ્ય માનીને એ પોતાના માલિકની શોધમાં નીકળ્યો.

છેવટે એને બાપુની ભાળ લાગી. બાપુએ એને ઘણા ઉમળકાથી બોલાવ્યો, ને ઘરની કુશળતા પૂછી. નોકર મૂંઝવણમાં પડ્યો. બધું ફનાફાતિયા થઈ ગયું હતું, તેના સમાચાર કાળમુખા થઈને એકદમ આપતાં એનો જીવ ન ચાલ્યો, તેથી એણે જે યુક્તિથી પોતાનો ઇરાદો પાર પાડ્યો, તે આ પ્રમાણે હતો.

"કેમ પરતાપ, ઘરની શી ખબર છે? જવાબ કેમ આપતો નથી ભાઈ?"

"સારી ખબર છે બાપુ પણ..."

"પણ કેમ? બધા છે તો હેમખેમ ને?"

"હા, પણ..."

બીજાં છોકરાં તરફથી એને ભાળ મળી કે હુર તો તેની બેનપણી સાથે રમવા ફલાણા વેપારીને ત્યાં ગઈ છે.

વહોરાજી તરત વેપારીને ત્યાં દોડયા. ખુશીખબરની વાતો કરીને પછી એણે હુરબાઈ વિષે પૂછ્યું.

"હુરબાઈ? હુરબાઈ?" વેપારીએ અજાણપણાનો ડોળ કર્યો.

"કેમ સેથ, હુરબાઈ મારી દીકરી, તમારી બેટીની સાથે ઈસ્કોલેથી રમવા તમારે તાં આવેલી છે તે."

"અરે હાં, ખરી વાત" વેપારીએ વાણિયાગત માંડી. "કેવી સરસ, વહાલી લાગે તેવી છોડી હતી! કીકીની બાને તો એ બહુ પ્યારી લાગતી હતી."

આવા ખરખરા જેવા શબ્દો સાંભળીને વહોરાને ફાળ પડી. એણે તરત ને તરત છોડી પોતાને હવાલે કરવાની વિનંતી કરતાં વેપારીએ અફસોસ સાથે કહ્યું, "મૂલ્લાંજી, બહુ દિલગીર છું કે હુરબાઈને તો બગલા લઈ ગયા!"

વહોરો ગુસ્સે થઈ ગયો, કે હુરબાઈ જેવી મોટી છોડીને બગલા તે લઈ જતા હશે! કેવી વાહિયાત વાત! એણે જરા ગરમ થઈને તાકીદ કરી, કે છોકરી સોંપી દો. બગલા લઈ ગયાની વાત માની શકાય નહિ.

ઠંડે કલેજે વેપારીએ જવાબ આપ્યો, "દોસ્ત, કંકોડી જેવી કંકોડીમાં જો કીડા પડે, સાબુડી જેવી સાબુડી સડી જાય, ને લોખંડ જેવા લોખંડને ઉંદર ખાઈ જાય, તો હુરબાઈને બગલા કેમ લઈ જાય નહિ?"

વહોરો ટહાડો બોળ થઈ ગયો. એ સમજ્યો કે વાણિયાએ આબાદ સોગઠી મારી છે. પરાણે હસીને એ બોલ્યો, "અરે મારા સેથ, મેં તો કીયારનો મસખરી કરતો તો તેટલું બી તમે સમજ્યા નહિ? માલ

ખરાબ થતો’તો તે મેં વેચી મારો, ને તેના દામ ચોપરે જમા છે. તે નિરાંતે લેઈ જાઓ.”

વેપારી હસ્યો, “ત્યારે ભલા માણસ હુંયે મશ્કરી જ કરું છું ને! છોડી મજામાં છે, ને રમે છે. કાલે મારી દુકાને વીગતવાર હિસાબ સાથે થાપણ મોકલી આપજો, એટલે હુરબાઈ સહિસલામત તમારે ઘેર પહોંચી જશે. જરાયે ફિકર કરશો નહિ!”

---

## ૪૦. કુશળતાના સમાચાર

એક ઠાકોર મુસાફરીએ નીકળ્યા. જતાં પહેલાં એ ભર્યુંભાદર્યું ઘર અને જરજમીન મૂકીને ગયા. ગમે તે કારણે પણ એમને પરદેશમાં લાંબો વખત નીકળી ગયો. એમને ઘેર, બનવાકાળ તે, બધું ખેદાનમેદાન થઈ ગયું, પણ ઠાકોરને તેની કશી ખબર નહોતી. એના કુટુંબનો એક જૂનો નોકર હતો તેને આ બધી ઘટનાનું ઘણું દુઃખ લાગ્યું. ઠાકોરને કોઈ પણ ભોગે એના ઘરના હાલહવાલ પહોંચાડવા જોઈએ, એવું પોતાનું કર્તવ્ય માનીને એ પોતાના માલિકની શોધમાં નીકળ્યો.

છેવટે એને બાપુની ભાળ લાગી. બાપુએ એને ઘણા ઉમળકાથી બોલાવ્યો, ને ઘરની કુશળતા પૂછી. નોકર મૂંઝવણમાં પડ્યો. બધું ફનાફાતિયા થઈ ગયું હતું, તેના સમાચાર કાળમુખા થઈને એકદમ આપતાં એનો જીવ ન ચાલ્યો, તેથી એણે જે યુક્તિથી પોતાનો ઇરાદો પાર પાડ્યો, તે આ પ્રમાણે હતો.

“કેમ પરતાપ, ઘરની શી ખબર છે? જવાબ કેમ આપતો નથી ભાઈ?”

“સારી ખબર છે બાપુ પણ...”

“પણ કેમ? બધા છે તો હેમખેમ ને?”

“હા, પણ...”

"પણ શું ?"

"એક જરાક કહેવા જેવું છે ખરું."

"કહેવા જેવું શું છે ? કહી નાખ ત્યારે."

"આપણો બાઝિયો કૂતરો મરી ગયો."

"બાઝિયો મરી ગયો ? ખરો વાઘ જેવો હતો. એને શું થયું હતું ? કંઈ રોગરાઈ થયો હતો ?"

"ના રે બાપુ; પણ આપણી ટારડી ઘોડીનાં હાડકાં કરડતાં મરી ગયો."

"ટારડીનાં હાડકાં ? એનાં હાડકાં, શું કામ કરડવાં પડ્યાં ?"

"એ મરી ગઈ."

"ઘોડી પણ મરી ગઈ ? કેવી નમૂનેદાર ઘોડી હતી ! એનો જોટો મલક બધામાં નહોતો."

"બાપુ, એમ દુઃખ કરે પાર આવશે ?"

"પણ એ મરી શાથી ગઈ ?"

"ચાર-ચંદી ખૂટી, એટલે ભૂખે મરી ગઈ !"

"મારી ઘોડી ભૂખે મરી ગઈ ? ચારના ગંજ ને ચંદીના કોઠાર ભરેલા હતા. તેનું શું થયું ?"

"બાપુ, એ બધું તો આઈ માના કારજમાં વપરાઈ ગયું."

"આઈ માનું કારજ ? એ ગુજરી ગયાં ? અરેરે, ખરેખર, તો મારા ઘરની આબરૂ હતાં. આઈ મા શાથી પાછાં થયાં ?

"બાપુ, કુંવરના દુઃખે એમણે દેહ છોડચો."

"કુંવરના દુઃખે ? અલ્યા ? પરતાપ, તું શું કહે છે ? કુંવરને શું થયું હતું તે ?"

"કુંવર પણ પાછા થયા બાપુ. ને તમે હતા પરદેશ, તેથી માને એવું દુઃખ લાગ્યું કે ઝૂરીને ઝૂરીને એમણે દેહ છોડ્યો."

"કુંવર ગયો !...એને શું થયું હતું ?"

"ધાવણ ન મળ્યું."

"શું કહે છે! ધાવણ ન મળ્યું ? ઠકરાણાંને શું થયું હતું તે ? છતી માતાએ બાળકને ધાવણ ન મળ્યું, એ કેમ બને ?"

"બાપું, એ જ દુઃખની વાત છે ને, ઠકરાણાં તો પહેલાં દેવ થયાં હતાં. તેથી તો કુંવરને ધાવણ ન મળ્યું."

"ભલા ભગવાન ! પરતાપ, ઠકરાણાંને શું થયું તે ચાલ્યાં ગયાં ?"

"કોગળિયું થયું હતું. એ રોગે ગજબ કર્યો."

"ત્યારે રહ્યું કોણ ?"

"રહ્યામાં બાપુ એક તમે ને બીજો હું !"

"પરતાપ, હું ઘેર નહિ, ને તું પણ અહીં ચાલ્યો આવ્યો, ત્યારે ઘરબારનું જોશે કોણ ? એનું શું થશે ?"

"બાપુ, થવાનું કશું રહ્યું નથી. કેમ કે એક દિવસ આગ લાગી, ને બધું રાખ થઈ ગયું છે. બાકીમાં રહી છે દાઝેલી ધરતી !"

---

## ૪૧. કોંડાફાડ.

એક રાજા હતો. તે એક વાર હાથી ઉપર ચડીને સવારીમાં નીકળ્યો. રસ્તે જતાં બધા લોક એને સલામ કરતા હતા, પણ એક છોકરો એની સામે ટગર ટગર જોઈ રહ્યો, ને સલામ ન કરતાં એણે પોતાના હાથ પીઠ પાછળ પકડેલા જ રાખ્યા. આવી રીતે બેપરવાહીથી રાજા સામે ઊભો રહેનારો કોણ છે એ જાણવા રાજાએ એને પકડાવી લીધો.

એના પકડાયાના ખબર સાંભળીને એનો ભાઈ દોડતો આવ્યો.

રાજાને એણે પૂછ્યું, "મહારાજ, મારા ભાઈનો શું ગુનો થયો તે એને કેદ કર્યો ?"

"તારા ભાઈએ મને સલામ ન કરી તેથી." રાજાએ જવાબ આપ્યો.

"અરે બાપજી." પેલાએ ખુલાસો કર્યો, "એ તો છોકરું છે, એ સલામમાં શું સમજે? લ્યો એના વતી હું સલામ કરું કે તમને સલામ, ને તમારી ફાંદને યે સલામ !"

એની બેઅદબીથી ગુસ્સો ચડતાં રાજાએ એને પણ પકડાવ્યો. એ જોઈને એનો બાપ આગળ આવ્યો, ને એણે રાજાને પૂછ્યું "અરે મહારાજ, મારા બે દીકરાઓનો શું વાંક પડચો તે એમને કેદખાને નાખ્યા ?

રાજાએ કહ્યું, "તારા એક છોકરાએ મને સલામ ન કરી તે માટે એને કેદ કર્યો છે, અને તારા બીજા છોકરાએ અમને સલામ કરી, પણ તે સાથે બીજું પણ જંગલી જેવું બોલીને અમારું અપમાન કર્યું, તેથી તેને પણ પકડયો છે."

આસપાસના લોકને પૂછતાં એને ખબર પડી કે બીજા દીકરાએ રાજાને સલામ કરી તો કરી, પણ એની ફાંદને પણ સલામ કરી.

એ સાંભળીને કણબીએ હસીને રાજાને કહ્યું, "અરે મહારાજ, એ બન્ને છોકરા સાવ ગધેડા છે. નાનો તો જાણે છોકરવાદ છે ને મોટાએ તમને સલામ કરી તે ઠીક કર્યું, પણ તમારી ફાંદમાં એ શીદ દેવતા મેલવા ગયો ?"

રાજા તેનું બોલવું સાંભળીને ક્રોધથી સળગી ઊઠ્યો. એણે એ ડોસાને પણ કેદ કર્યો.

આ બનાવની એ કણબીના બે દૂધભાઈઓને જાણ થતાં એ દોડતાં આવ્યા, ને પકડાયેલા પાટીદારોને છોડવા એમણે રાજાને કાલાવાલા કર્યા. રાજા ઠંડો પડ્યો, ને એમને એણે પૂછ્યું, "તમે એ કણબીના શા સગા થાઓ ?"

"અમે એના દૂધભાઈ થઈએ."

"દૂધભાઇ એટલે કેવી રીતના ભાઈ?"

અરજદારોએ ધીરજથી રાજાને સમજણ પાડી: "જુઓને બાપજી, તમારા બાપા મરી જાય, ને તમારી બા તમને આંગળીએ લઈને નાતરે જાય ને પછી એ નવા ધણીએ છોકરા જણે, તો એ છોકરાં તમારાં દૂધભાઈ થાય."

રાજા તો આવાં વચનો સાંભળીને રાતોપીળો થઈ ગયો. એણે એ બન્ને બેવકુફોને એકદમ ફાંસીએ ચડાવવાનો હુકમ કર્યો. પણ વજીરે વચમાં પડીને એને સમજાવ્યો એટલે તુરત માટે એમને પણ બંદીખાને નાખ્યા.

એક જ ઘરનાં પાંચ માણસ કેદ થતાં એના ગામના નાતીલાઓ ભેગા થયા ને એમણે ઠરાવ કર્યો કે ન્યાતના પંચને રાજા પાસે મોકલવું.

પછી તો કણબીનું પંચ રાજા પાસે ગયું. ત્યાં જઈને એમણે અરજ ગુજારી, કે "અરે ભાઈસા'બ, અમે તો તમારાં છીએ માબાપ! અમારા ઉપર તે આવો ગુસ્સો થાય?"

રાજા ગુસ્સામાં જ હતો, એટલે એણે એમને તરત કહાડી મૂક્યા. પછી કોઈની સલાહ સાંભળીને એ પટેલ ભાયડા દીવાનને મળ્યા. દીવાને એમને રસ્તો બતાવ્યો કે રાજા તો હવે તમારું નહિ સાંભળે, માટે રાણી પાસે જઈને કરગરો. જો એના ધ્યાનમાં વાત ઊતરશે તો રાજાને એ મનાવી લેશે.

પંચ મહાજન ઊપડ્યા રાણીની પાસે. એમણે રાણીને કાલાવાલા કર્યા કે "અમારા ન્યાતીલાઓને વગર વાંકે જેલમાં નાખ્યા છે તેમને છોડાવો. રાણી સાહેબ, અમારા ધણીએ તો અમારી અરજ ન સાંભળી, તેથી અમે તમારી પાસે આવ્યા છીએ. તમે અમારાં ધણિયાણી છો, ને સાંભળો, તો બહુ સારું..."

આ પાટીદારોએ પોતાને એમની ધણિયાણી કહી, એ સાંભળીને રાણી ચૂપ રહે ખરી ? એણે તરત જ હુકમ કર્યો, કે આ બદમાશોને કેદ કરો !

બીજે દિવસે રાજાનો મિજાજ જોઈને દીવાને ધીમે રહીને એને સમજાવ્યો, કે મહારાજ, એ તો આખી જાતને જીભનું વરદાન છે. એ બિચારા બોલવા જાય છે સારું, પણ બોલાઈ જવાય છે અવળું. બાકી એમના મનમાં કશું અજુગતું નથી હોતું.

રાજાએ વિચાર કર્યો કે ખરેખર, જેનો બાપ જ આવો છે, તેના બેટા પાસેથી બીજા શેની આશા રખાય ? માટે એમના ઉપર ગુસ્સો કર્યો નકામો છે. પણ આખી જાતને માથે વરદાન છે એમ દીવાને કહ્યું, તેનુ શું કારણ હશે ?

દીવાનને પૂછતાં એણે નીચેની કહાણી કહી :

એક દિવસ ભગવાન શંકર અને માતા પાર્વતી દેવલોકની સભામાંથી વિમાનમાં બેસીને આકાશમાર્ગે સ્વસ્થાને પાછાં ફરતાં હતાં. પૃથ્વી ઉપર માયાએ બિછાવેલી મનોહર સુંદરતાને નીરખતાં નીરખતાં પશુપંખી, માનવી વગેરેની નાનાવિધ લીલા જોઈને વિસ્મય પામતાં પામતાં, પાર્વતીની નજર એક વિચિત્ર માણસ ઉપર પડી. એ માણસ બધી રીતે બીજાં માનવીઓના જેવો જ હતો, પણ ફરક માત્ર એટલો હતો કે એને મોંફાડ નહોતી. તે સિવાયનાં બધાં અંગો હતાં. કુહાડી વડે એ લાકડાં ફાડતો હતો, પણ એને મોં ન મળે !

આ દેખાવ જોઈને પાર્વતીજીને એની દયા આવી. બધાં માનવીઓને, બધાં જ પ્રાણીઓને, ખાસ્સાં મોં જેવાં મોં હોય, ને એકલા આને બિચારાને નહિ ! કેવો ઈશ્વરનો અન્યાય ! એ બાપડો બોલે શેનાથી ? હસે શેનાથી ? સ્વાદપૂર્વક ભોજન શેનાથી કરે ? ઈશ્વરપાર્વતીની બેલડીને જતી જોઈને એ મનુષ્ય પણ તેમની સામે તાકીને ઊભો રહ્યો હતો. પાર્વતીજીને એવું લાગ્યું કે એ પોતાને થયેલા અન્યાયની ફરિયાદ કરી

રહેલો છે, તેથી એમણે કરુણા આણીને ભગવાન મહાદેવને વિનંતી કરી: “આર્યપુત્ર, આપે પેલા મુંગા મનુષ્યને જોયો ?”

મહાદેવજીના મનમાં ફાળ પડી કે દેવી દખલ કર્યા વગર નહિ રહે. એમણે ઉત્તર આપ્યો : “હા દેવી, મેં એને દીઠો.”

“એ બિચારાને શા માટે આપે મોં નથી આપ્યું ? શા માટે એને એવી વસમી સજા કરી છે ?”

“દેવી !” મહાદેવજીએ ધીરજથી જવાબ આપ્યો : “એને જે સ્થિતિમાં મૂકવામાં આવેલો છે, તે પૂર્ણપણે વિચાર કરીને જ કરેલું છે, તે વિષે મનમાં જરા પણ સંદેહ આણશો નહિ. તમારે ચોક્કસ જાણવું કે વિધાતાએ વગર સમજ્યે એને મુખવિહોણો નહિ રાખ્યો હોય.”

પણ એ તો સ્ત્રીહઠની વાત ! દેવીએ આગ્રહ કર્યો કે એને મોં આપો જ આપો. ભગવાને એમને બહુ સમજાવ્યાં, કે જો સૃષ્ટિની રચનામાં દખલ કરવામાં આવશે, ને આ માણસને મોં આપવામાં આવશે, તો ધરતી ઉપર મહા અનર્થ થશે, ને એક એવી શક્તિ વિફરી નીકળશે કે જે આખા જગતને તો શું પણ દેવોને ય ભારે થઈ પડશે.

તો યે દેવી એકનાં બે થયાં નહિ, એમણે સામું ત્રાગું માંડ્યું કે “તમે મહાદેવ જેવા સમર્થ મહાદેવ, જેની આગળ બધા જ દેવદેવતા તુચ્છ છે, ને ધાર્યું કરી શકો છો, પણ આટલો મારો બોલ પાળવાની તમારી ઇચ્છા નથી. તમારાથી ન બને, એ માની શકાય જ નહિ, એટલે એમ જ અર્થ થયો કે તમારે મારી અવગણના કરવી છે.”

જ્યારે આ હદે નારી પહોંચે ત્યારે પુરુષ, પછી તે મનુષ્ય હોય કે દેવ, જો તરત જ નમતું ન જોખે, તો એની કમબખ્તી બેઠી જાણવી !

મહાદેજીએ અંતે “જેવી દેવીની ઇચ્છા” કહીને વિમાન નીચે ઉતાર્યું. પેલા ધરતીના પુત્રનું મોં ઉઘાડવાના સાધન માટે આસપાસ

નજર કરી તો એની કુહાડી જોવામાં આવી. મહાદેવજીએ કુહાડી ઉપાડી-ને એના મુખ ઉપર ટચકો મૂકયો કે તરત ઓઠ ઉઘડયા, એને વાચા ફૂટી; હોઠ ઊઘડતાં જ એ મુખમાંથી વચન નીસર્યું "તારી ભૂતને આણું. તારીની તે...તને માતા ભરખે......"

દેવી તો આ સાંભળીને સડક થઈ ગયાં; કાને હાથ દઈ દીધા ને એમણે મહાદેવજીને વિનંતી કરી, "ભગવન્! મને માફ કરો; મારી ભૂલ થઈ, પણ આપ કૃપા કરીને એનું મોં ફરીથી બંધ કરી દો!"

પણ મહાદેવજી કડવું હસ્યા. "દેવી" એમણે ઉત્તર આપ્યો, "હવે તો જે થવાનું હતું તે થઈ ગયું. એને હવે કોઈ ટાળી શકે નહિ. જો મારું કહ્યું તમે પહેલેથી માન્યું હોત, તો તમારે આવો વખત આવત નહિ. પણ તમે દેવી તો યે નારી તો ખરાં જ ને? હવે ભલે જગતના ભાગ્યમાં હોય તે થાય. આપણે હવે આ નવા પ્રકારની સર-સ્વતીનો વધારે લહાવો મળતા પહેલાં અહીંથી પલાયન થઈ જઈએ, તેમાં જ તમારા કોમળ કર્ણ તથા હૃદયની સલામતી છે."

"હવેથી કોઈ દિવસ દેવોના કાર્યમાં ડહાપણ નહિ ડહોળું" એવી પ્રતિજ્ઞા લઈને દેવી ઝટ વિમાનમાં ચડી ગયાં; ને ત્યાંથી વેગથી નીકળી ગયાં!

દીવાને રાજાને હાથ જોડીને પૂછ્યું, "હવે આપ સમજ્યાને કે આ આખી જમાતને કેવી રીતનું વરદાન છે, અને શા માટે એમની વાણીને કુહાડાફાડ કહેવામાં આવે છે? કુહાડાથી ફાડેલી વાણી જ્યારે જ્યારે વિલસે ત્યારે કુહાડાથી ફાડવા જેવી જ ફરી વળે, એમાં આ ધરતીના માનવીનો તો શું પણ દેવોનો ય કોઈ ઈલાજ નથી, માટે મહારાજ! એમને કેદ પૂર્યે કે સજા કર્યે કશું નહિ વળે."

રાજાએ આ રહસ્યને સારી રીતે પામીને બધા જ ધરતીપુત્રોને છોડી મૂકયા.

---

## ૪૨. કોઈ દસા, કોઈ વીસા, તો બંદા સાડી બત્તીસા !

ખંભાતમાં એક વણિક હતો. એને એક મુસલમાન સાથે સારી દોસ્તી થઈ. બન્ને મિત્રો એકબીજાને ખૂબ ચાહતા, અને એકબીજાનું કામ કરી છૂટતા હતા. એક વાર વાણિયાના મિત્રને એવો વિચાર આવ્યો કે આપણો ભાઈબંધ છે તો બહુ સારો માણસ ને બધી રીતે લાયક, પણ એ રોજ એની નાતમાં જઈને વાલ ને લાડવા ચડાવે છે, પણ આપણને કોઈ દિવસ લાડવા ખાવા મળતા નથી, તો પછી એવી દોસ્તી શા કામની ?

એણે વાણિયાને કહ્યું કે "એક દિન તૂ હમ કો ભી તેરી નાતમેં લે જા કે લડુ ખીલાવે, તો તેરી દોસ્તી સચ્ચી માનું !"

વાણિયાએ એને ઘણો સમજાવ્યો કે મુસલમાનને નાતમાં લઈ જવામાં કેવું જોખમ છે પણ એ જીદે ચઢ્યો હતો. છેવટે મિત્ર ખાતર વાણિયો એને નાતમાં લઈ જવા તૈયાર થયો. એક દિવસ શુંભુમેળાની નાત જમવાની હતી, તેમાં વાડાવાડાના વાણિયા ભેગા થવાના હતા. તેમાં મિયાંને લઈ જવામાં વાંધો ન આવે, કેમ કે ગામની પોતાની નાત-વાળા તો બધા એને ઓળખે પણ આ પ્રસંગે પરગામિયા ભેગા થવાના હોવાથી એ કોઈ પરગામીમાં ખપી જાય એવો સંભવ હતો.

એણે મિયાં સાથે શરત કરી કે તારે એક અક્ષર પણ મોંમાંથી કાઢવો નહિ. પછી એણે એને બરાબર વાણિયાનો વેશ સજાવ્યો. અબોટિયું પહેરાવ્યું, દાઢી બોડાવરાવી, હાથમાં લોટો ને પાટલો પકડાવ્યા, ને બે મિત્રો સાહસે ઊપડ્યા ને પાટલા પણ એમણે નાખ્યા. પીરસણ આવ્યું ને લાડુ મુકાયા, એટલે મિયાંએ ઝટ કટકો ભાંગીને મોંમાં પધરાવ્યો. એના મિત્રે એને ઇશારાથી રોકયો, પણ આસપાસના બીજા જમનારાઓએ આ તાલ જોયો. પરંતુ મિયાં આ ઇશારાનો હેતુ સમજ્યા નહિ ને લાડવો ચડાવી ગયા. એવી રીતે વાલ આવ્યા, તે પણ ફાકવા માંડ્યા.

નજર કરી તો એની કુહાડી જોવામાં આવી. મહાદેવજીએ કુહાડી ઉપાડીને એના મુખ ઉપર ટચકો મૂકયો કે તરત ઓઠ ઉઘડયા, એને વાચા ફૂટી; હોઠ ઊઘડતાં જ એ મુખમાંથી વચન નીસર્યું "તારી બૂનને આણું. તારીની તે...તને માતા ભરખે......"

દેવી તો આ સાંભળીને સડક થઈ ગયાં; કાને હાથ દઈ દીધા ને એમણે મહાદેવજીને વિનંતી કરી, "ભગવન્! મને માફ કરો; મારી ભૂલ થઈ, પણ આપ કૃપા કરીને એનું મોં ફરીથી બંધ કરી દો!"

પણ મહાદેવજી કડવું હસ્યા. "દેવી" એમણે ઉત્તર આપ્યો, "હવે તો જે થવાનું હતું તે થઈ ગયું. એને હવે કોઈ ટાળી શકે નહિ. જો મારું કહ્યું તમે પહેલેથી માન્યું હોત, તો તમારે આવો વખત આવત નહિ. પણ તમે દેવી તો યે નારી તો ખરાં જ ને? હવે ભલે જગતના ભાગ્યમાં હોય તે થાય. આપણે હવે આ નવા પ્રકારની સરસ્વતીનો વધારે લહાવો મળતા પહેલાં અહીંથી પલાયન થઈ જઈએ, તેમાં જ તમારા કોમળ કર્ણ તથા હૃદયની સલામતી છે."

"હવેથી કોઈ દિવસ દેવોના કાર્યમાં ડહાપણ નહિ ડહોળું" એવી પ્રતિજ્ઞા લઈને દેવી ઝટ વિમાનમાં ચડી ગયાં; ને ત્યાંથી વેગથી નીકળી ગયાં!

દીવાને રાજાને હાથ જોડીને પૂછયું, "હવે આપ સમજ્યાને કે આ આખી જમાતને કેવી રીતનું વરદાન છે, અને શા માટે એમની વાણીને કુહાડાફાડ કહેવામાં આવે છે? કુહાડાથી ફાડેલી વાણી જ્યારે જ્યારે વિલસે ત્યારે કુહાડાથી ફાડવા જેવી જ ફરી વળે, એમાં આ ધરતીના માનવીનો તો શું પણ દેવોનો ય કોઈ ઈલાજ નથી, માટે મહારાજ! એમને કેદ પૂર્યે કે સજા કર્યે કશું નહિ વળે."

રાજાએ આ રહસ્યને સારી રીતે પામીને બધા જ ધરતીપુત્રોને છોડી મૂકયા.

---

## ૪૨. કોઈ દસા, કોઈ વીસા, તો બંદા સાડી બત્તીસા !

ખંભાતમાં એક વણિક હતો. એને એક મુસલમાન સાથે સારી દોસ્તી થઈ. બન્ને મિત્રો એકબીજાને ખૂબ ચાહતા, અને એકબીજાનું કામ કરી છૂટતા હતા. એક વાર વાણિયાના મિત્રને એવો વિચાર આવ્યો કે આપણો ભાઈબંધ છે તો બહુ સારો માણસ ને બધી રીતે લાયક, પણ એ રોજ એની નાતમાં જઈને વાલ ને લાડવા ચડાવે છે, પણ આપણને કોઈ દિવસ લાડવા ખાવા મળતા નથી, તો પછી એવી દોસ્તી શા કામની ?

એણે વાણિયાને કહ્યું કે "એક દિન તૂ હમ કો ભી તેરી નાતમેં લે જા કે લડુ ખીલાવે, તો તેરી દોસ્તી સચ્ચી માનું !"

વાણિયાએ એને ઘણો સમજાવ્યો કે મુસલમાનને નાતમાં લઈ જવામાં કેવું જોખમ છે પણ એ જીદે ચડ્યો હતો. છેવટે મિત્ર ખાતર વાણિયો એને નાતમાં લઈ જવા તૈયાર થયો. એક દિવસ શુંભુમેળાની નાત જમવાની હતી, તેમાં વાડાવાડાના વાણિયા ભેગા થવાના હતા. તેમાં મિયાંને લઈ જવામાં વાંધો ન આવે, કેમ કે ગામની પોતાની નાત-વાળા તો બધા એને ઓળખે પણ આ પ્રસંગે પરગામિયા ભેગા થવાના હોવાથી એ કોઈ પરગામીમાં ખપી જાય એવો સંભવ હતો.

એણે મિયાં સાથે શરત કરી કે તારે એક અક્ષર પણ મોંમાંથી કાઢવો નહિ. પછી એણે એને બરાબર વાણિયાનો વેશ સજાવ્યો. અબોટિયું પહેરાવ્યું, દાઢી બોડાવરાવી, હાથમાં લોટો ને પાટલો પકડાવ્યા, ને બે મિત્રો સાહસે ઊપડ્યા ને પાટલા પણ એમણે નાખ્યા. પીરસણ આવ્યું ને લાડુ મુકાયા, એટલે મિયાંએ ઝટ કટકો ભાંગીને મોંમાં પધરાવ્યો. એના મિત્રે એને ઇશારાથી રોકયો, પણ આસપાસના બીજા જમનારાઓએ આ તાલ જોયો. પરંતુ મિયાં આ ઇશારાનો હેતુ સમજ્યા નહિ ને લાડવો ચડાવી ગયા. એવી રીતે વાલ આવ્યા, તે પણ ફાકવા માંડ્યા.

આ ખેલ જોઈને કોઈકને શંકા પડી, તેથી એમણે જમાડનારને વાત કરીને એમ ઠરાવ્યું કે દરેક મેમાનને ખૂબ વિનયથી એમની ન્યાત પૂછવી. વાણિયા ડાહ્યા તે સમજી ગયા કે આવી રીતે યજમાન પૂછે છે તેનું કૈં કારણ તો હશે જ. પૂછતાં પૂછતાં કોઈએ કહ્યું કે અમે ખડાયતા છીએ તો કોઈએ પોતાને નાગર વાણિયા કહ્યા; કોઈએ શ્રીમાળી, કોઈએ મેશ્રી, કોઈએ મોઢ, કોઈએ દસાવાળ, કોઈએ વીસાવાળ, કોઈએ પોડ, કોઈએ ઝારેળા, કોઈએ પાંચા, એમ બધાએ પોતાની પેટાનાત બતાવી. એમ કરતાં આ મિયાંનો વારો આવ્યો. એને પૂછતાં એણે કહ્યું કે "સુન ભઈ, કોઈ દસા હૈ, કોઈ વીસા હૈ, લેકિન બંદા હૈ સાડી બત્તીસા !"

---

## ૪૩. કાગડો કુરાંટમાં આવે નહિ

એક કાગડી હતી. તેનું બચ્ચું મોટું થઈને સ્વતંત્રપણે ઊડવા માંડયું એટલે એને માએ શિખામણ આપી કે આ માણસ જાત બહુ ખરાબ છે, એનો જરાય વિશ્વાસ કરીશ નહિ. એ કાંકરો લેવા જરાક નીચો વળે કે તરત ઊડી જવું. આ સાંભળીને એનું બચ્ચું બોલ્યું, "મા, તારું કહેવું બરોબર નથી. ડેકે કાંકરો ખોસી રાખ્યો હોય તો ? માટે મારો તો એવો મત છે કે એને નીચા વળવાની રાહ ન જોતાં એનાં અંગોનું હલનચલન વરતી જઈને તરત ઊડી જ જવું !"

આ સાંભળીને કાગડીને ખાતરી થઈ કે આપણા બચ્ચાંને કશું શીખવવું પડે તેમ નથી, કેમ કે કાગડો કદી કુરાંટ(લાગ)માં આવે નહિ.

---

## ૪૪. કાલી કુત્તી મરતે મેરી ખીચડીમેં સ્વાદ ગયા

કોઈ અમીરની દેવડીએ એક મુસલમાન નોકરી કરતો હતો. એનું કામ હતું પહેરો ભરવાનું. એ સાવ એકલો હતો એટલે એણે રોજનો એવો શિરસ્તો રાખ્યો હતો કે સવારમાં ઊઠી, એક હાંડલીમાં ખીચડી

પકાવીને તેમાં ને તેમાં ખાઈ લે, ને પછી હાંડલી આઘી મૂકીને નોકરીએ ચાલ્યો જાય. ત્યાં એક કાળી કૂતરી હતી, ને રોજ સવારે મિયાં બહાર જાય એટલે અંદર આવીને હાંડલી ચાટી, ખોતરીને સાફ કરી નાખે. મિયાંને હાંડલી કદી પણ સાફ કરવાનો વારો આવે નહિ. એ સાંજે પાછો આવે ત્યારે હાંડી સાફ હોય, એટલે એમાં ફરી પાછી વાળુ માટે ખીચડી ઓરે, ને ખાઈને હાંડલી રહેવા દે, તે કાળી કૂતરી પાછી સાફ કરી જાય.

ઘણાં વરસો સુધી આ ક્રમ ચાલ્યો, ને મિયાં તથા કાળી કૂતરી, બંનેને ફાવટ રહી. પણ એક દિવસ કૂતરી મરી ગઈ. મિયાંને હાંડલી સાફ નહિ કરવાની ટેવ જ પડી ગયેલી, એટલે એમણે રોજની માફક રાંધવા-ખાવાનું ચાલુ રાખ્યું. પણ હવે કૂતરી સાફ કરનારી નહોતી, એટલે અંદર રહી જતો ખીચડીનો ભાગ કહોવાવા માંડ્યો, ને ખીચડીમાં ગંધ આવવા માંડી.

આ બનાવ જોઈને મિયાંએ કહ્યું, કે "કાલી કુત્તી મરતે મેરી ખીચડીમેં સે સ્વાદ ચલા ગયા!"

---

## ૪૫. કહો છો ને વર ઘરડો!

એક કણબી હતો. એ આધેડ વયનો થયો ત્યાં ઘરભંગ થયો. કણબીની જાત, ખેતી કરવી, એટલે ઘરમાં બૈરું ન હોય તે કેમ ચાલે? આ ઉંમરે બીજું તો શું થાય, પણ જુવાન વિધવા કણબણને ઘેર બેસાડવાનો વિચાર કરીને એણે પોતાના ધ્યાનમાં હતી તેવી એક વિધવા જુવાનડીના બાપ સાથે વાત કરી ને નક્કી કર્યું.

પછી યોગ્ય સમયે પટેલ ગાડું જોતરીને નવી નાતરાની વહુને તેડવા ગયો. ત્યાં બૈરાં ભેગાં થઈ ગયાં હતાં તે બધાં "વર ઘરડો છે, વર ઘરડો છે" એમ બોલતાં એણે સાંભળ્યાં. કણબીને લાગ્યું કે વહુના મનમાં જો

હસી જશે કે મારો વર ઘરડો છે તો તેનું હૈયું બેસી જશે. પણ તે વખતે તે કશું બોલ્યો નહિ, ને નવીને ગાડે બેસાડીને ચાલી નીકળ્યો.

રસ્તે જતાં બપોર થયા એટલે એક મોટા ઝાડ નીચે ગાડું છોડીને બળદને સાંસ્તા કર્યા. ત્યાં ખેતરો લગભગ સોએક વીઘાં જેટલાં પથરાયેલાં હતાં. કણબીએ કાછોટો વાળીને દોટ મૂકી, ને સોએ વીઘાંનું ચક્કર મારીને પાછો હાજર થઈને મૂછ આમળતો વહુને એ કહેવા લાગ્યો, "જોયું મારી જુવાનીનું પાણી? કહો છો ને વર ઘરડો છે!"

બાઈ બોલી "વર ઘરડો તો ત્યારનો જાણ્યો હતો, પણ સાથે ગાંડો યે છે, તે હવે જાણ્યું!"

---

## ૪૬. કીડીને પાંખો આવી

ચોમાસામાં એક જાતની કીડીને પાંખો આવે છે, ને તે ઊડાઊડ કરે છે. વંદાની જેમ કીડી ઊડવા માંડે ત્યારે તે પાગલ જેવી થઈને એવી અફાળઝીક કરે છે કે તેનો મર્યે જ પાર આવે છે. બીજી રીતે જોતાં, કીડી ઊડે એટલે પંખીનો ભક્ષ્ય થાય જ થાય. "ઘો મરવાની થાય ત્યારે વાઘરી વાડે જાય" એને મળતી. માણસ અમુક પ્રકારનું આત્મહત્યાત્મક વર્તન કરે ત્યારે તેના સંબંધમાં કહેવાય છે કે "કીડીને પાંખો આવી," એટલે મરવાની નિશાની.

---

## ૪૭. કરતા હો સો કીજિયે

એક કાગડો હતો. એણે બગલાને પાણીમાં ઊભો રહીને ચપ ચપ માછલીઓ પકડીને ખાતો જોયો, તેથી એને અદેખાઈ આવી ને આવી સહેલી રીતથી પોતે પણ પેટ ભરવાનો એણે વિચાર કર્યો. એ શેવાળ-વાળા પાણીમાં બગલાની સાથે જઈને ઊભો. માછલી આવતાં એણે ચાંચ મારીને એને પકડી, પણ એની વેતરણ કરતાં એને આવડી નહિ. માછલી

જોર કરીને નાઠી. એટલે કાગડાભાઈ ખેંચાઈને ગુલાંટ ખાઈ ગયા; એનું માથું શેવાળમાં ખૂંચી ગયું ને એના ટાંટિયા અદ્ધર થઈ ગયા. બગલો તે ઉપરથી શિખામણનું વચન બોલ્યો કે "કરતા હો સો કીજિએ, અવર ન કીજિએ કગ, માથું રહ્યું શેવાળમાં ને ઊંચા થઈ ગયા પગ !"

---

## ૪૮. ખબકે ખીલા હેઠ કે નવસેં નવ્વાણું રોકડા

એક હતો મોચી. એ ખૂબ મહેનતુ હતો ને કરકસરિયો પણ ભારે હતો. એને નાણું બચાવવાની અને ઘડપણમાં નિરાંતે તાલેવર થઈને રહેવાની એટલી બધી હોંશ હતી, કે રાતદિવસ વૈતરું કરીને એ થોડું થોડું દર મહિને ભેગું કરતો. કારીગરને મહિનાનો સવાલ ન હોય, પણ જે રોજ રોજ ભેગું થાય તે એ દર સુદ પડવે ગણીને મૂકી રાખતો. કામ કરતો પણ એનું ધ્યાન એમાં જ રહેતું. વાડામાં ઢોરને બાંધવાનો એક ખીલો હતો, તેની નીચે એક હાંડલીમાં એ રૂપિયા ભેગા કરતો ને દર મહિને જાળવીને એમાં બીજા ઉમેરતો. આખો દિવસ એને એનું જ સ્મરણ રહેતું.

એમ કરતાં નવસે નવ્વાણું રૂપિયા ભેગા થયા ને મોચી હરખાયો. રાંપી ચલાવતો જાય, દોરી કરાંજીને તાણતો જાય, ને ગણગણતો જાય, "ખબકે ખીલા હેઠ કે નવસેં નવ્વાણું રોકડા !"

આ વાક્ય બોલ્યા કરવાની એને ટેવ જ પડી ગઈ. એક રાતના એના ઘરમાં ચોર આવ્યા. આ કંજુસના પીરના ઘરમાંથી શું મળે ? એ નિરાશ થઈને પાછા જતા હતા ત્યાં મોચી ઊંઘમાં બબડયો, "ખબકે ખીલા હેઠ કે નવસે નવ્વાણું રોકડા !"

ચોરે કાન માંડયા. એણે ખીલાની તપાસ કરી. વાડામાં ખીલો દીઠો, એટલે એણે એને ખોદી કાઢયો તો એની નીચેથી હાંડલી જડી. એ હાંડલીમાં નવસે નવ્વાણું રૂપિયા હતા !

બીજા દિવસથી મોચીએ ગણગણવાનું કશું રહ્યું નહિ! પેટમાં ન જીરવાયું, તે હાંડલીમાં કેમ જીરવાય?

---

## ૪૯. ખાડામાં છે ખદ્દબદ્દિયાં

એક ગામમાં ભોઈની ન્યાતમાં એક ભગત હતો. એ ટીલાંટપકાં કરે, માળાઓ ગળામાં રાખે, માથે કાનટોપી પહેરે ને ભજનો ગાય. વળી વાત વાતમાં એ ભગવાનની, પ્રારબ્ધની, માયાના ખેલની, સંસારની અસારતાની, સત્સંગની ને એવી એવી ડાહી ડાહી વાતો પણ કરે. ભોઈ જેવી ન્યાતમાં આ બહુ મોટી વાત કહેવાય, તેથી ન્યાતમાં તેમ ગામમાં પણ ભોઈ ભગતને સહુ કોઈ સારું માન આપતું.

ભગત એક વખત જાત્રાએ ગયા. સાધારણ રીતે એવો રિવાજ છે કે ગંગાજીમાં ડૂબકી મારે તે જાત્રાળુ એકાદ વસ્તુનો જીવનભર ત્યાગ કરવાની પ્રતિજ્ઞા લે છે. ઘણુંખરું આ ત્યાગ માત્ર પ્રતીકરૂપે હોવાથી જેને જે વસ્તુ જરાયે ન ગમતી હોય તે છોડવાનું પાણી મૂકે છે. ડુંગળી ન ભાવતી હોય એ ડુંગળી છોડે, કોળું જેને ન ગમતું હોય એ કોળું ત્યાગે, એવી રીતે આમાં પણ સગવડ સાચવીને કામ લેવામાં આવે છે. વળી કોઈ સાવ અણગમતી ચીજને નહિ પરન્તુ જેના વગર ચલાવી લેવામાં ખાસ અગવડ ન પડે તેવી કોઈ વસ્તુને તિલાંજલિ આપે છે. પણ એવો તો કોઈ વિરલો જ હોય છે કે જે પોતાને બહુ જ પ્રિય હોય, જેના ઉપર પોતાનો આધાર હોય તેવી વસ્તુનો ત્યાગ કરે.

પણ આ ભોઈ ભગત બિચારો ખરા મનનો ભગત હતો. તેથી એણે કઈ વસ્તુ છોડવી તેનો વિચાર કર્યો. ભોઈનો ધંધો માછલી પકડીને તેના ઉપર ગુજારો કરવાનો. પોતાના કુળના ધંધા કરતાં વધારે મહત્ત્વની વસ્તુ બીજી કઈ હોઈ શકે? તેથી એણે માંછલાં મારવાનો ધંધો હવેથી નહિ કરવાના સમ ખાધા.

પછી એ પોતાને ગામે પાછો વળ્યો. ગામ નજીક આવતાં એક

તળાવને કાંઠે એ વિસામો ખાવા બેઠો. ત્યાં બાજુમાં જોયું તો એક ખાબોચિયું હતું, તેમાં મોટાં મોટાં અસંખ્ય માછલાં ખદબદતાં હતાં. એ જોઈને ભાઈનો જીવ ઝાલ્યો રહ્યો નહિ. પરન્તુ એણે હમણાં જ માછલાં ન મારવાની પ્રતિજ્ઞા લીધી હતી, તે પળવી જ જોઈએ. ત્યારે આ માછલાંનું શું કરવું?

એણે ઝાડની એક ડાળી કાપી, ને પછી ગામ તરફ ચાલ્યો. એ ડાળીને એ એવી રીતે જમીન ઉપર ઘસડતો જતો હતો કે એનો મોટો ખાંચો લીટો પડે.

ગામલોકને ભગત આવ્યાની ખબર પડતાં ભાઈઓ સામૈયું કાઢીને સામા આવ્યા ને ઠાઠમાઠથી ગામમાં લઈ ગયા.

પછી મોડેથી પોતાના ન્યાતભાઈઓ આગળ જાત્રાની વાતો અને ભજન ચાલ્યાં, પણ પેલા ખાડાનાં માછલાં તેની નજર આગળથી ખસતાં નહોતાં, છેવટે એક ભજનને છેડે એણે સૂચક રીતે લલકાર્યું, "હાથે ન ચીંધું, હું તો મોંએ ન બોલું, લીટે લીટે ચાલો મારા ભાઈલા, ખાડામાં છે ખદબદિયાં!"

એના જાત ભાઈઓ ઇશારો સમજી ગયા, ને ભગતના પુનપ્રતાપનાં વખાણ કરતા ફરી વળ્યા!

---

## ૫૦. ખાય નહિ ખાજાં ને ખાંડ!

એક રાજ્યમાં એક વાર દુકાળ પડ્યો. લોકો પાસે પોતાને કે ઢોર માટે કશું ખાવાનું ન રહેતાં એમણે હિજરત માંડી. જેટલી ઉપાડાય તેટલી ઘરવખરી ને ઢોરઢાંખરને લઈને એમણે માળવાનો રસ્તો લીધો, કેમ કે ત્યાં વરસ નબળું નહોતું તેથી ત્યાં ગમે તેમ કરીને ગુજારો કરવાની એમને આશા હતી.

એ રાજ્યના રાજાનો કુંવર ઝરૂખે બેસીને પોતાના દોસ્તો સાથે

રંગતમાં ગુલતાન હતો, ને ખાજાં તથા ખાંડનો નાસ્તો ઉડાવતો હતો. એણે માર્ગે થઈને જતાં આ રાંકડાંને દીઠાં. એને કુતૂહલ થતાં નોકરને એણે પૂછ્યું કે આ લોક ઘરવખરી અને જનાવરો લઈને કેમ જાય છે? નોકરે જવાબ દીધો કે ખરાબ કાળ આવ્યો છે ને ખાવાને જાર-બાજરી પણ નથી, તેથી બિચારાં વખાનાં માર્યાં માળવે જાય છે. રોટલા વગર બિચારાં ટળવળે છે.

રાજાના છોકરાને કાળની શી ખબર? એને બહુ નવાઈ લાગી. એણે કહ્યું; "પણ તેમાં માળવે શું કામ જાય છે? જાર–બાજરી ન હોય તો ખાય નહિ ઘઉં? ને રોટલા ન મળે તો ખાય નહિ ખાજાં ને ખાંડ! મને પણ ક્યાં જાર-બાજરી કે રોટલા મળે છે, તો યે હું તો કંઈ માળવે જતો નથી!"

ફ્રાન્સની રાણી મારી એન્તવાનેતે જ્યારે સાંભળ્યું કે લોકોને રોટી મળતી નથી ત્યારે તેણે કહ્યું હતું કે "રોટી ન મળે તો ઘેવર કેમ નથી ખાતા?" એને મળતો આ કિસ્સો છે.

---

## ૫૧. ખુદાકુ ફુસલાતી હું

એક ગરીબ બીબીનો એકનો એક છોકરો માંદો પડ્યો. ગરીબ માણસ, અભણ, ને વળી ગામડિયા, એટલે દવાદારૂમાં માને નહિ ને એમ કરવાનું એને સૂઝે પણ નહિ. દોરા–ધાગા કે બાધા–આખડી વગર આજે પણ ગામડાંની વસ્તીનો મોટો ભાગ મોટા રોગોના સમ્બન્ધમાં ભાગ્યે જ બીજું કૈં કરે છે.

આ બીબીએ પણ છોકરાની માંદગી વધતાં એક દિવસે છોકરાની પથારી પાસે બેસીને બે હાથની અંજલિ કરીને બંદગી કરી કે "એ અલ્લા તાલા, એ મહેબૂબ, મેરે પરવરદિગાર, જો કભી ઈસ વખત મેરા જમાલિયાકુ અચ્છા કર દે, તો મૈં તુઝે યે આસમાન જીતની રોટી બનાકે ચડાઉંગી!"

આ સાંભળીને છોકરાને ચટપટી થઈ. એણે તરત જ એની માને કહ્યું, "અમ્માજાન, અમ્માજાન, મેં બિચાર કરતા હું કે તું ઈતની બડી ઠીકરી કહાંસે લાયગી? રોટી કી બાત તો સમઝે, પણ ઉસકો પકાનેકે વાસ્તે ઇતની બડી ઠીકરી કહાંસે આયગી?

માએ છોકરાના કાનમાં કહ્યું, "ચૂપ. બેટા, એ તો મેં ખુદાકો ફુસલાતી હું, ઓ તુઝે એક વાર અચ્છા બના દે, પીછે કયા રોટી ઓર કયા બાત. ખુદા થોડા હી છપ્પનિયા હે તે ઉસકો રોટીકી ગરજ રહેગી? ફિર ખુદાકી ખુદાઈ ખુદાકે ઘરમેં, ઉસમેં અપનેકુ કયા?"

---

## પર. ગાંભા જઈને ગાભા રહ્યા

અસલના વખતમાં ગાંભુ નામનો એક તાલુકો હતો. તે દરજીઓની માલિકીનો હતો. જેમ વસાવડા તાલુકો નાગરોનો હોવાથી ત્યાંના નાગરો હજી પણ વસાવડા દરબાર કહેવાય છે, તેમ એ તાલુકાના ભાગદાર કુટુંબોના સઈઓ હજી પણ ગાંભુના ગરાશિયા કહેવાય છે.

સઈની જાત, આખર રણસંગ્રામમાં એનું કેટલું જોર હોય? તેથી ગાંભુની તાલુકદારી નભી તેટલો વખત નભી, પણ છેવટે લાગ જોઈને પડોશના ગરાશિયા ઠાકોરે ચડાઈ કરીને એ તાલુકો પોતાને તાબે કરી લીધો.

આ વાતની ગામે ગામે સઈ લોકોને ખબર પડતાં એમની ન્યાતમાં હાહાકાર થઈ પડ્યો ને ગાંભુના ગરાશિયાઓએ નક્કી કર્યું કે એમ અમે બધા મુઆ પડ્યા નથી, ને ગાંભુ પાછું જીતી લઈને જ અમે જંપીશું. એમણે ન્યાતીલાઓને પાણી ચડાવ્યું ને ગજ કાતર ઉપાડીને દરજીઓની ફોજ ગાંભુ સર કરવા ચાલી.

ગાંભુથી થોડે દૂર આવેલા એક ગામે આ ગજકાતરિયું લશ્કર પહોંચતાં સાંજ પડી. એટલે એમના મોવડીઓએ ભેગા મળીને મસલત

કરી કે હવે ગાંભુ ઉપર ચડાઈ ક્યારે અને કેવી રીતે કરવી. બધાની સલાહ એવી પડી, કે સઈ લોકમાંના ઘણાખરા રતાંધળા હોય છે, તેથી રાતે એમને દોરવા પડે છે. એવી રીતની ફોજથી હલ્લો ન થઈ શકે. તેથી રાતે પડાવ અહીં જ નાખવો ને વહેલી પરોઢે ધસારો કરીને ગાંભુ હાથ કરવું.

આ પ્રમાણે નિર્ણય કરીને બધા શૂરા લડવૈયા પોતાનાં જીવલેણ હથિયારો સંભાળીને કતાર બાંધીને સૂઈ ગયા. એમની સંખ્યા એટલી મોટી હતી કે એક ગાઉ જેટલી લાંબી એમની હાર થઈ. સવારના પહોરમાં ચડાઈ કરીને ગાંભુ લેવું છે એવા ઉમંગથી બધા સૂઈ ગયા.

રાતના જે માણસ હારને ઉપલે પાસે ગાંભુ તરફને છેડે હતો તેને વિચાર આવ્યો, કે સવાર થતાં જ કૂચ કરવામાં મારો નંબર પહેલો આવશે ને હું પહેલો ખપી જઈશ, કેમ કે જીત્યા પહેલાં લડાઈ થવાની તેમાં પહેલાં હોય તે કપાઈ જાય ને તે પછીના જીત મેળવે. તેથી ચૂપચાપ ઊઠીને એ હારને બીજે છેડે જઈને સૂઈ ગયો.

તેની પડખેવાળાનો નંબર પહેલો થઈ જતાં તેને પણ એવો જ વિચાર આવ્યો, એટલે એ પણ ઊઠીને હારને છેડે જઈને નિરાંતે લંબાયો. તેના પછીનાને પણ એ જ ખ્યાલ આવતાં એણે પણ એમ જ કર્યું. એમ છેક સવાર સુધી એક પછી એક ઊઠીને હારને આઘેને છેડે જતા રહેવાનો ક્રમ ચાલ્યો.

સવારના પહોરમાં ઊઠીને સઈના સેનાપતિઓ જુવે છે, તો ફોજ ન મળે! તપાસ કરી તો ભળભાખળામાં એમને એક ગાઉ વેગળી કતાર સૂતેલી દેખાઈ! અને ફોજે ઊઠીને જોયું, તો ગાંભા બાંભા કશું દેખાયું નહિ, પણ જે ગામથી પોતે નીકળ્યા હતા તે ગામને પાદરે પોતાને પડેલા દીઠા!

આ તાલ જોઈ ને એમના સેનાપતિઓ સમજી ગયા કે આ હિસાબે

ગાંભુ લેવાઈ રહ્યું ! જેનાં કામ તે જે કરે; માટે ભલા થઈને ગજ કાતર સંભાળીને બધા ઘર ભેગા થઈ જાય તે જ રૂડું છે. નહિ તો ગાંભુ તો પડ્યું છે, તેમાં જે રોટલો રળતા હઈશું તેયે જશે.

આ પ્રમાણે દરજીઓને નશીબે ગાંભા જઈને ગાભા રહ્યા કહેવાય છે. ફેર માત્ર એક અનુસ્વારનો જ છે; પણ સઈની જાતે ગુંગણાપણું કેળવીને અનુસ્વારની ખોટ જિંદગી માટે તો શું પણ પહેડી દર પહેડી માટે કાઢી નાખી છે !

---

## ૫૩. ગંગાએ ગળ્યું તે ગટ

એક ગામમાં ગાંગા સોની અને ગળિયા કોળીને બહુ ગાઢ દોસ્તી હતી. બન્ને જણ એકબીજાની ચોટલી મંત્રે તેવા ઉઠાઉગીર હતા, પણ તેમને બનતી રાશ આવતી હતી; કેમ કે અવળાં કામ ભેગા મળીને કરવામાં એમને ફાવટ રહેતી હતી. છેવટે એક વખત એવો આવ્યો કે બન્ને ધંધારોજગાર વગરના થઈ પડ્યા ને ગામમાં કશો કસ રહ્યો નહિ; એટલે પોતાનું નશીબ અજમાવવા બન્ને દોસ્તો પરગામ જવા નીકળી પડ્યા.

ફરતે ફરતે એક મોટું શહેર આવ્યું. ત્યાં એમણે એક હવેલી દીઠી. હવેલીની પછીતે તેઓ વિસામો ખાવા બેઠા, ત્યાં અંદરથી એક સ્ત્રી અને એક પુરુષ વાતો કરતાં એમને સંભળાયાં. એમને કાન માંડ્યા. વાતચીત ઉપરથી એમ ખબર પડી કે એ હવેલી નવલશા નામના કોઈ લખપતિ શાહુકારની હતી, તે નવલશા થોડા દિવસ થયાં જ મરી ગયો હતો. ઘરમાં તેનો ભત્રીજો તથા તેની વહુ રહેતાં હતાં. આ ભત્રીજાની દાનત નવલશાની માલમતા પચાવી પાડવાની જણાઈ. એ અત્યારે કોઈ સાંભળશે નહિ. એમ ધારીને હવેલીને પાછલે ઓરડે બેસીને પોતાની પત્નીને પોતાની હિકમત સમજાવતો હતો. એને શી ખબર કે ગાંગો ને ગળિયો અક્ષરે અક્ષર એનું કહેવું સાંભળી રહેલા હતા ?

એ કહેતો હતો, “જો, તારે હવે સમજી લેવું કે આ હવેલીના માલિક હવે આપણે જ છીએ. એનું બીજું કોઈ ધણીધોરી નથી. નવલશા કાકાનો દીકરો હવે વીસ–બાવીસ વરસનો થયો હશે, પણ એની મા એના જનમ પછી તરત મરી ગઈ એટલે એ ત્યાં જ ઊછર્યો છે, ને બાપનું મોં સુદ્ધાં એણે દીઠું નથી. હવેલીની મિલકતની પણ એને કશી ખબર નથી. એને મોસાળમાં ખૂબ સારો વારસો છે. છતાં જો એ અહીં આવે તો આપણે મિલકતની એને કશી ભાળ લાગવા દઈએ નહિ. ખાસ કરીને બીજે માળે મજુસમાં સોનામહોરોની જે કોથળીઓ છે તે આપણે લાગ જોઈને ખસેડાવી લઈશું, ને ચોરભંડારિયામાં જે ઝવેરાત છે તે પણ અલોપ કરી નાખીશું. પછી જે થાય તે જોઈશું.”

આમ સંતલસ કરીને એ તો રાત મોડી થતાં ઊંઘી ગયાં. આ વાત સાંભળીને ગાંગા–ગળિયાને ચટપટી થઈ. ગાંગા સોનીએ ગળિયાને સમજાવ્યો કે તારી ઉંમર પણ વીસ-બાવીસની જ છે, ને દેખાવમાં પણ તું ચાલાક છે. અહીંથી આપણે સ્મશાનમાં જઈશું. ત્યાં તું મને એવી રીતે દાટજે કે જેથી મને હવા મળતી રહે. પછી તું ગામમાં આવીને વાણિયાના દીકરા જેવો વેશ કહાડીને હવેલીએ પહોંચી જજે ને ત્યાં જઈને હવેલીની માલિકી કરી લેજે. નવલશાના દીકરાને કોઈએ અહીં દીઠો નથી તેથી તને હરકત નહિ આવે. જો તારી વાત કોઈ માને નહિ ને માહિતી માગે, તો સ્મશાનમાં આવજે, હું નવલશાનો પ્રેત થઈને પુરાવો આપીશ. લોક એવા તો વહેમી હોય છે કે કોરટ કચેરી કરવાની જરૂર નહિ પડે, ને મસાણના અવાજને માની જશે. પછી આપણે મિલકત અડધે ભાગે વહેંચી લઈશું.”

બન્ને ભાઈબંધોએ આ પ્રમાણે તાગડો રચ્યો. ગાંગાને મસાણમાં સરખી રીતે દાટીને ગળિયો સવારે જુવાન શ્રીમંત વાણિયાનો વેશ લઈને હવેલીએ પહોંચી ગયો. ત્યાં જઈને એણે નવલશાના ભત્રીજાને ઘર ખાલી કરવાનો હુકમ કર્યો ને પોતે નવલશાનો દીકરો હોઈ હવેલીનો કબજો

ચાગ્યો. પણ પેલો એમ હાથ આવેલી લક્ષ્મી કેમ છોડે ? એમની રકઝક વધી પડતાં લોક ભેગું થયું. ચાર સારાં માણસોને વચમાં નાખતાં એમણે ગળિયાને કહ્યું કે શેઠનો દીકરો હોવાનો પુરાવો તારે આપવો જોઈશે.

ગળિયાએ તરત જવાબ આપ્યો કે " મને બે દિવસ ઉપર સ્વપ્નામાં મારા બાપાએ આવીને કહ્યું કે હું મરી ગયો છું, ને મારો ભત્રીજો હવેલીનો માલિક થઈ બેઠો છે, માટે તું જઈને તારો વારસો સંભાળી લે ને હરામનું ખાવાની દાનતવાળા મારા ભત્રીજાને કાઢી મૂક. એ સ્વપ્નું થવાથી તો હું આવ્યો છું. છતાં હું શેઠનો દીકરો છું એની સાબિતી જોઈતી હોય તો મારા બાપાએ મને સ્વપ્નામાં કહ્યું છે કે જો સાબિતી જોઈએ તો કોરટ કચેરીમાં નકામા પૈસા વેડફી નાખશો નહિ પણ સ્મશાનમાં આવજો, એટલે સ્વર્ગમાંથી હું પોતે પુરાવો આપીશ. માટે ચાલો મસાણમાં. "

એનું કહેવું પંચને વાજબી લાગ્યું. એટલે બધા ચાલ્યા મસાણે. ત્યાં સંકેત કરેલે સ્થળે જઈને ગળિયો બોલ્યો, " બાપા, જો તમે આપેલું સ્વપ્નું સાચું હોય, તો આ મહાજનને પુરાવો આપજો કે હું તમારો જ દીકરો છું. "

ત્યાં તો ગાંગો ધરતીના પેટાળમાંથી બોલ્યો " હા ભાઈઓ, આ મારો જ દીકરો છે. મેં દેહ છોડતાં મારો ભત્રીજો એનો હક ડૂબાવવા બેઠો છે, તેને હવેલીમાંથી હાંકી કાઢજો ને મારા દીકરાને વારસો આપજો, ને બીજે માળે સંચમાં જે સોનામહોરો છે અને ચોર-ભંડારિયામાં જે ઝવેરાત છે તે બધું સંભાળીને એને સોંપજો. "

આનાથી વધારે સાબિતી કેવી જોઈએ ? પંચે તો તરત ભત્રીજાને થોડુંઘણું આપીને કાઢી મૂકયો, કેમ કે " નવલશાના બાપે " આપેલી નિશાની તપાસ કરતાં બરાબર જણાઈ હતી !

ગળિયાભાઈ તો સીધા પહોંચ્યા બીજે માળે, ને નિરાંતે મહોરોનો

કોથળો ભર્યો. પછી ચોરભંડારિયામાંનું ઝવેરાત પણ ઉપાડયું. કોઈની રોકટોક વગર એ બધું એણે એક ઘોડા ઉપર લાધ્યું. પછી ગાંગાને મસાણમાં પડેલો રહેવા દઈને એ ઊપડ્યો પોતાને ગામ. ત્યાં જઈને એણે પોતાના વાડામાં ખાડો ખોદીને કોથળા દાટી દીધા. તેમાંથી થોડાક નાણાં બહાર રાખ્યાં હતાં તે પોતાની પત્નીને સોંપીને એણે કહ્યું કે "જો, હું ગામ બહારના અંધારિયા કૂવામાં જઈને રહું છું. ત્યાં તું રોજ સવારના સારાં સારાં પકવાન બનાવીને શીકામાં મૂકીને લાવજે ને દોરીથી અંદર ઉતારજે એટલે હું કાઢી લઈશ. કોઈ મારે માટે પૂછતું આવે તો કહેજે કે પરગામ રળવા ગયા છે તે હજી આવ્યા નથી."

મસાણમાં ગાંગો રાહ જોઈને થાકયો, પણ ગળિયો આવ્યો નહિ. છેવટે લાત મુક્કી કરીને માટી આઘીપાછી કરીને એ બહાર નીકળ્યો, ને ગળિયાને શોધવા હવેલીએ ગયો. પણ ત્યાં એનો પત્તો ન લાગ્યો એટલે એ સમજી ગયો, કે ગળિયાની દાઢ ગળી છે, ને અડધો ભાગ નહિ આપવાની દાનતથી એ બધો માલ ઉપાડીને ઘરભેગો થઈ ગયો છે!

ગાંગો ઊપડ્યો એને ઘેર. ત્યાં જઈને ગળિયાની ભાળ પૂછી, તો તેની પત્ની સામી એને ગળે પડી કે તમે બન્ને કમાવા સાથે ગયા હતા તે મારા ધણીને ક્યાં મૂકી આવ્યા! ગાંગો સમજ્યો કે ગળિયાએ જુગતી કરી છે. એ છાનોમાનો ચાલ્યો ગયો. ઘણા દિવસ થઈ ગયા, પણ ગળિયાનો પત્તો એને લાગ્યો નહિ. એક દિવસ અનાયાસ એણે ગળિયાની વહુને ભાતું બાંધીને ઘરની બહાર જતાં જોઈ. કુતૂહલ થવાથી એ તેની પાછળ પાછળ ગયો, ને અંધારિયા કૂવામાં શીકું ઉતારતાં જોઈને એ જાણી ગયો કે ગળિયાભાઈ અહીં ગુંડાણા છે!

બીજે દિવસે પેલી બાઈ કરતાં જરા વહેલો એ કૂવે પહોંચી ગયો. વાશી રોટલા અને ચટણીની પોટલી યે જોડે લઈ ગયો હતો તે એણે કૂવામાં પાશી. ગળિયાએ પોટલી લીધી, પણ તેમાંથી લુખા રોટલા ને ચટણી નીકળતાં ખીજાઈને એણે ઠપકો આપ્યો કે આજે કેમ આવું

લાવી. ગાંગાએ એ બાઈના જેવા સાદથી સામું કહ્યું કે રોજ ઊઠીને તે બીજું ક્યાંથી લાવું, પૈસા ટકા તો તમારી પાસે છે. ગળિયાને લાગ્યું કે પૈસા થઈ રહ્યા હશે, તેથી એણે કહ્યું, "જો, આપણા વાડામાં અમુક સ્થળે કોથળો દાટેલો છે. તેમાંથી ખપજોગું કહાડીને બીજું બધું રહેવા દેજે ને કાલથી પાછી રોજના જેવું સારું સારું ખાવાનું બનાવી લાવજે."

ગાંગાને તો એટલું જ જોઈતું હતું. ગળિયાની વહુ શીકું લઈને નીકળે તે પહેલાં એ દોડતો ત્યાં જઈને અડખેપડખે સંતાઈ ગયો. એ નીકળી કે તરત એણે વાડામાં જઈને ખોદકામ શરૂ કરી દીધું ને કોથળો કહાડીને એ તો વંજો માપી ગયો. અહીં પેલી બાઈએ શીકું કૂવામાં ઉતાર્યું, એટલે ગાંગો રાજી થયો ને એ બોલ્યો, "હવે કેવી ડાહી છે! એમ સૂકો રોટલો ખવરાવ્યા કરે એ સારું કહેવાય?"

ગળિયાનું કહેવું નહિ સમજવાથી એની વહુએ કહ્યું કે હું તો રોટલો બોટલો કંઈ નહોતી લાવી. ગળિયાએ વારંવાર પૂછીને ખાતરી કરી કે એ તો રોટલાની પોટલી નહોતી લાવી, એટલે એ તરત પામી ગયો, કે ગાંગો ફરી વળ્યો! બહાર નીકળીને ઘેર દોડ્યો, ને ઘેર જઈને જુએ છે, તો વાડામાં ખાડા સિવાય બીજું કંઈ ન મળે!

આ તરફ ગાંગાએ ઘેર જઈને કોથળો સારે સ્થળે દાટી દીધો. પછી પોતાની સોનારણને એણે શીખવી દીધું કે હું ખાટલામાં સૂઈ જઉં છું. કોઈ મારે માટે પૂછે તો કહી દેવું કે એમને તો મુંગવા થયો છે ને કોઈની સાથે બોલતા નથી.

ગળિયો દોડતો ગાંગાને ત્યાં આવી પહોંચ્યો. આવીને જુએ છે તો ગાંગો સોની ખાટલે પડ્યો છે! એણે સોનારણને પૂછ્યું, "ભાભી, ભાઈને શું થયું છે?

સોનારણે ઉત્તર આપ્યો, કે "કેટલાયે દિવસ થયાં એમને મુંગવા

થયો છે, ને કશું બોલતા જ નથી. ભાઈ, તમે આવ્યા એ ઠીક કર્યું. હું તો મુંઝાઈ રહી છું.”

ગળિયાએ ખાટલા પાસે મુકામ નાખ્યો. એણે ગાંગાને કહ્યું, “ગાંગાભાઈ, મારી ભૂલ થઈ ગઈ. હવે આ વેશ છોડી દઈ ને આપણે સરખે ભાગે વહેંચી લઈએ.” પણ ગાંગો બોલે જ શેનો ? દોઢ પહોર સુધી એને પટાવ્યો, પણ બધું ફોગટ. છેવટે ચાર આની ભાગ માંગ્યો, તો યે ગાંગો બોલ્યો નહિ. પછી ખીજાઈને એણે કહ્યું કે જો હજી નહિ બોલે તો જાનથી મારી નાખીશ. તો યે ગાંગો ન બોલ્યો. ગળિયા કોળીએ લોખંડના ખીલા તપાવીને એને ડામ દીધા, તોપણ સોનીની જીભ ન ખૂલી. એને ખૂબ માર્યો ને બેભાન કરી નાખ્યો છતાં એ ન બોલ્યો તે ન જ બોલ્યો.

પછી એને મરી ગયેલો ઠરાવીને બેચાર જણને ભેગા કરીને ઠાઠડી બાંધીને ગાંગાને મસાણે લઈ ગયા. ત્યાં એણે ડાઘુઓને કહ્યું કે તમે તમારે જાઓ, હવે હું એને દાહ દઈશ. અમારે બહુ પ્રીતિ હતી તેથી મારે એકલા બેસીને દુઃખ કરી લેવું છે. ડાઘુ તો બધા ગયા. પછી એણે ગાંગાને ધમકી આપી કે જો હજી નહિ બોલે તો જીવતો ફૂંકી બાળીશ; તો યે એ ન બોલ્યો. એમ કરતાં રાત પડી ગઈ.

હવે બન્યું એવું કે ચાર ચોર ભેગા મળીને ઘર ફાડી લાવ્યા હતા. એમણે એવો વિચાર કર્યો હતો કે જે માલ મળે એનો ચોથો ભાગ મસાણમાં ધરમ ખાતે મૂકીને જવું, કેમ કે એમનો રસ્તો મસાણમાંથી હતો. એ લોકો ચોરેલી કોથળી લાવીને ગાંગાની ચિતાની પાસે જ બેઠા. ત્યાં એક જણે કહ્યું કે સંકલ્પ કર્યા પ્રમાણે આ હજાર રૂપિયામાંથી અઢીસો અહીં મૂકીને જવું સારું. ત્યારે બીજો ચોર ખીજાઈને બોલી ઊઠ્યો, “મૂક્યાં મૂક્યાં હવે મસાણમાં. આપણા નસીબનું હતું તે આપણને મળ્યું છે, તેને મસાણમાં કોના બાપ માટે મૂકવાનું હોય ? છાનામાનાં જે મળ્યું છે તે વહેંચીને થઈ જાઓ ઘર ભેગા !”

આ સાંભળીને ગાંગો તરત ધીમે રહીને બોલી ઊઠયો; "અલ્યા ગળિયા, આ લાગ જતો કરવા જેવો નથી. તારું મારું સહિયારું, ને ગાંગાએ ગળ્યું તે ગટ!"

તરત બે જણે ભૂત જેવા ઢોંગ કરીને ખાઉં ખાઉં કરતી જે ચીસો નાખી, તે ચોર લોકો કોથળી પડતી મૂકીને જીવ લઈને નાઠા. એમના મનથી કે મસાણના પલીત ખાઈ જશે! કોથળી બે ભાઈબંધોએ વહેંચી લીધી ને પછી બે જણ ઘર ભેગા થઈ ગયા. પણ "ગાંગાએ ગળ્યું તે ગટ" થઈ ગયું!

---

## ૫૪. ગઢ જીત્યો રે મેરો કાણીઓ, તો કે' પાઉં ચલે જબ જાણીઓ!

રામજી નામે એક હજામ હતો. તેનો પશવો દીકરો પરણવા જેવો થયો. પણ દુર્ભાગ્યે એ કાણો હતો, તેથી તેને માટે સારી કન્યા મળી શકતી નહોતી. ગામમાં ને ગામમાં તો સૌ કોઈ એને ઓળખે, એટલે ધાપ મારે ચાલે નહિ, તેથી રામલાએ પરગામમાં યુક્તિ લડાવીને વહુ લાવવાનો મનસૂબો કર્યો. એણે પોતાના ગોરને બોલાવીને પશવા માટે કન્યા શોધી લાવવા કહ્યું. ગોરે કાણા વરરાજા માટે સારી કન્યા મળવાની અશક્યતા જણાવી, પણ રામલાએ એને સમજાવ્યો કે તમે તમારે જન્માક્ષર લઈને પરગામ ચાલ્યા જજો ને જ્યાં પૂછપરછ કરો ત્યાં પશવો કાણો હોવાનું છરાવજો. જો તમે ધાટ બેસાડી આપશો તો હું તમને રાજી કરીશ.

સારા ઇનામની રકમ નક્કી કરીને ગોર મહારાજ પાઘડીમાં ટીપણું ખોસીને ગામતરે ચાલી નીકળ્યા.

હવે બનવાજોગ તે પડોશના ગામમાં પણ લલવો નામે વાળંદ હતો, તેને પાલી નામની દીકરી હતી. એ દીકરી પણ એમની ન્યાતના રિવાજ પ્રમાણે લગ્નયોગ્ય વયની થઈ હતી, પણ એ બિચારી હતી

લંગડી, એટલે એનું ઠેકાણું સીધી રીતે પડે એમ હતું જ નહિ. લલ્લુએ પણ પોતાના ગામગોરને પાલી માટે વર શોધવા વિનંતી કરી ને એની ખોડની કોઈને વાત કર્યા વગર એનું ચોકઠું બેસાડી આપે તો સારી દક્ષિણાની લાલચ આપી. લલવાનો ગોર પણ મુરતિયો શોધવા નીકળી પડ્યો. રામલાનો ગોર લલ્લુના ગામ તરફ નીકળ્યો, ને લલ્લુરાતનો ગોર રામલાવાળા ગામ તરફ જવા ઉપડ્યો.

રસ્તામાં બન્ને લગ્નદલાલોનો ભેટો થઈ ગયો. એક જ ન્યાતના ગોર, એટલે એકબીજાને ઓળખતા જ હોય. અરસપરસ રામરામ કરીને ભટજીઓ વાતે વળગ્યા. બન્ને એક જ ધંધાવાળા હોવાથી એમને પોતપોતાના જજમાનોની ખાનગી વાતોની અરસપરસ આડ શેની હોય? રામલાના ગોરે પોતાના મિત્રને પોતે કાણિયા માટે કન્યા લાવવાનું બીડું ઝડપેલું હોવાની વાત કરીને એ પરાક્રમ કરવામાં એની મદદ માગી.

એની વાત સાંભળીને લલ્લુના ગોરને હસવું આવ્યું. "ભટજી," એણે આનંદમાં આવીને કહ્યું, "તમે તો લાખ રૂપિયાની વાત કહી. આપણે બન્ને એક જ દુઃખે દુઃખી છીએ. તમે નીકળ્યા છો કાણિયા માટે કન્યા શોધવા અને હું નીસર્યો છું લંગડી માટે લાડો ખોળવા. એનાથી રૂડું બીજું શું? બેસાડી દઈએ ચોકઠું. આપણે તો દક્ષિણા સાથે કામ છે. એક વાર હથેવાળો થઈ ગયો, પછી લુહાર ને લોઢું, એની મેળે ફૂટી લેશે."

એમણે તો સાટું નક્કી કર્યું. બન્ને જણ લલ્લુને ઘેર ગયા, ત્યાં શ્રીફળ વગેરે આપીને ટીપણાં બીપણાં જોઈને સગાઈ કરી, અને પછી રામલાનો ગોર પોતાના જજમાનને વધામણાં આપવા પોતાને ગામ પાછો ગયો. બન્ને ભટજીઓએ પોતપોતાની દક્ષિણા હાથ કરી લીધી, ને રામલા તથા લલવાનાં ઘરોમાં મંગળધોળ શરૂ થયા. પશવાનો બાપ જાણે કે મારો કાણિયો ખાટી ગયો, ને પાલીની મા સમજે કે મારી લંગડી ફાવી ગઈ.

એમ કરતાં તિથિ આવી. પશવાને દિવસ છતે વહેલો લઈ જવો પોસાય નહિ, કેમ કે એનું વિશિષ્ટ લક્ષણ પરખાઈ જવાનો પૂરેપૂરો સંભવ રહે, તેથી રાતનું મુહૂર્ત રાખ્યું હતું; ને બરાબર લગ્નની વેળાએ જ જાન આવી પહોંચી, ને પશારાતને મહોડે માથે ફૂલના ખૂંપ લપેટીને ચોરીમાં પધરાવી દીધા. એવી જ રીતે કન્યાને પણ મામાએ " લાડથી " તેડીને પાટલા ઉપર બેસાડી દીધી.

લગ્ન ધામધુમથી થઈ ગયાં. પછી પશવો બાપને પગે લાગવા ગયો, ત્યારે રામલાએ દીકરાનો વાંસો ઠોકીને રંગમાં આવીને લલકાર્યું કે " ગઢ જીત્યો રે મેરો કાણિયો ! "

એ વચન કન્યાની માએ સાંભળ્યું. એ સમજી ગઈ કે કાણો જમાઈ મળ્યો છે; પણ લંગડી દીકરીને કાણો પણ વર ક્યાંથી ? એ વિચાર આવતાં એણે તરત જ સામો ટાણો માર્યો, " તો કે' પાઉ ચલે જબ જાણીએ ! "

---

## ૫૫. ગાઈઓ વહાં તક ગાઈઓ, ફિર ઝાંપા દે કે જાઈઓ !

એક ગામમાં સારા રઈસને ઘેર મેમાન આવ્યા. રઈસે મેમાનને એક વંડામાં ઉતારો આપ્યો. મેમાનના ઠાઠ–ઠઠેરા જોઈને ગામના મીરને લાગ્યું કે કોઈ અમીર માણસ છે, તેથી એણે કંઈ ઇનામ સરપાવની આશા કરીને એને રીઝવવા માટે ગાવા માંડ્યું.

ભજન ઉપર ભજન એ ગાતો જાય. મેમાન હતો વાણિયો. એ કંઈ એવી રીતે શીશામાં ઊતરે તેવો નહોતો. એણે જાણ્યું કે હમણાં થાકીને મીર જતો રહેશે. પણ મીર તો જમાવીને બેઠો.

છેવટે વાણિયાને લાગ્યું કે આ એમ નહિ ખસે. એટલે એણે સૂવાની તૈયારી કરી ને મીરને કહ્યું :

"ગાઈયો વહાં તક ગાઈયો, ફિર ઝાંપા દે કે જાઈઓ !
ઘોડા જાયગા મેરા, તો જવાબ લઉંગા તેરા !"

મીર સમજી ગયો કે આ પાણીમાં આપણી દાળ ગળે એમ નથી, ને ઊલટો આ ઝાંપો ઉઘાડો રહી જાય ને ઘોડો જતો રહે તો સામો મારે ગળે પડવાની વાત કરે છે ! એટલે એ ચૂપચાપ ઊભો થઈને રસ્તે પડ્યો.

---

## ૫૬. ગોલા લડાઈ

ગોલાની જાત માટે એવું કહેવાતું કે એ લોકો અંદરઅંદર વારંવાર એવા લડે છે (અથવા દારૂ પીને એવા લડે છે) કે જોનારને એમ લાગે એમને જનમોજનમનાં વેર થઈ ગયાં હશે. પણ થોડી વારમાં પાછા કંઈ બન્યું ન હોય તેમ હસીખુશીથી હળતામળતા દેખાય છે. તે ઉપરથી ખોટી, દેખાવ પૂરતી, લાંબી અસર વગરની, લક્ષમાં નહિ લેવા જેવી લડાઈ થતી જોવામાં આવે ત્યારે એમ કહેવાય છે કે એ લડાઈ જોઈને ચિન્તા કરવા જેવું નથી કેમ કે એ તો ખાલી "ગોલા લડાઈ" છે.

---

## ૫૭. ગમારનું આવણુંજાવણું

એક ખેતરમાં હળ પડ્યું હતું. બે શહેરી માણસો ખેતર પાસે થઈને જતા હતા. હળ પડેલું જોઈને એમને કુતૂહલ થયું કે આ વળી કઈ વસ્તુ હશે. બન્ને ગામડાંથી અજાણ્યા હતા એટલે એકબીજાને તે વિષે કશી માહિતી આપી શકે એમ તો હતું નહિ, તોપણ માણસ પોતે અજ્ઞાન હોવાનો એકરાર કરતાં ખંચાય છે, કેમ કે તેમ કરવામાં હુંપદ નડે છે.

હળ જોઈને એકે પૂછ્યું, "ભાઈ, આ શું છે?"

બીજાએ ગામડાંના લોકને આ વસ્તુ પકડીને ખેતરમાં ઉપર નીચે

આવ-જા કરતા દીઠેલા, એણે જવાબ આપ્યો, "ગમારનું આવણું-જાવણું." ગામડિયા લોક એને ટેકો દઈને ખેડ કરે છે, તે જોઈને એ એમ સમજ્યો કે ગમાર લોકો એની મદદથી જ અવર-જવર કરે છે.

વસ્તુને સમજ્યા વગર ખુલાસો આપવાનો કોઈ ડોળ કરે ત્યારે કટાક્ષમાં કહેવાય છે કે "ગમારનું આવણુંજાવણું કર્યું !"

---

## ૫૮. ઘેરના ઘેર, ને ભૈડકા ભેર

એક ચારણ હતો. આજકાલ માત્ર ચારણી ઉપર ગુજારો કરનારા ચારણની દશા કેવી હોય? અમીર-ઉમરાવ અને રાજા-મહારાજાના મનમાન્યા વૈભવ તથા ચારણો, કવિઓ વગેરેને આશરા આપવાના શોખ પૂરા કરવાના જમાના ક્યારના જતા રહ્યા છે. આપણા ચારણ પણ માંડ ગુજારો કરતા હતા.

ઘરમાં રોજ ને રોજ બાજરાનું ભૈડકું એમને નસીબ હતું. તેથી એમણે વિચાર કર્યો, કે લાવ થોડા દિવસ ગામતરું કરી આવું એટલે બે કામ સરે. ઓળખીતે-પારખીતે સારે ઘેર આંટો મારી આવું ને એકએક દિવસ કહાડતો આવું, એટલે મેમાનગીરી થાય, અને વળી ચાર દિવસનું જમવાનું ઘરમાં બચે એટલે એક દિવસ જરા ઘરમાં બધાં માણસો ગળ્યું મોં પણ કરી શકીએ.

એમ વિચાર કરીને ચારણિયાણીને ચાર દિવસનો વાયદો કરીને એ રસ્તે પડ્યો. એની બોલવાની છટા બરાબર ચારણશાઈ હતી, એટલે જ્યાં જાય ત્યાં એ આવકાર પામતો, ને એની સારી સરભરા થતી. એ હતો હોશિયાર, તેથી જાણતો હતો કે કોઈ પણ ઘેર એકથી વધારે દિવસ ન રહેવું, કેમ કે પહેલે દિવસે મીઠા લાગીએ, પણ આજના વખતમાં ત્રીજે ટંક ભારે પડવા માંડે.

એ ડહાપણનું સૂત્ર ધ્યાનમાં રાખીને એ ચાર દિવસ ફર્યો.

અહીં એ ગયો ને બીજે દિવસ બે મેમાન એને ઘેર આવ્યા. ગમે તેવી સ્થિતિ હોય પણ મેમાન તે મેમાન. ચારણ ઘરમાં નહોતો, તો યે મેમાન બે દિવસ રહ્યા, ને ચારણનું ચાર દિવસનું સાટું વાળીને રસ્તે પડચા.

ચારણ ચાર દિવસે ઘેર પાછો વળે છે. રસ્તે ચાલતાં વિચાર કરે છે, "ઘરમાં ચાર દિવસનું બચ્યું હશે. આપણે ક્યાં કંજુસાઈ કરવી છે? એ ચારે દિવસનું બચેલું ભેગું કરીને ચારણિયાણીને કહેવું છે કે ભલે એક વાર થઈ જાય!"

એ ઘેર આવ્યો ને હાથ મોં ધોઈ આંગણામાં ઢોલિયો નાખીને હુકો લઈ બેઠો, ત્યાં ચારણિયાણીએ વાવડ કહ્યા કે "તમારી ગેરહાજરીમાં બે મેમાન આવ્યા હતા, તે બે દિવસ રહી ગયા!"

ચારણના મગજની ગરમી એકદમ ઠંડી થઈ ગઈ. ત્યાં બહારથી કોઈએ ટહૂકો કર્યો, "ગઢવી; આ ચાર દી ક્યાં ગ્યા'તા?"

ગઢવીએ ઢીલે સાદે જવાબ આપ્યો, "એ ક્યાંય નહિ ભા! ઘેરના ઘેર ને લૈડકા ભેર!"

---

## ૫૯. ઘી ખાતા, ગુડ ખાતા, ફિર બરાબર ચલતા ક્યું નહિ?

એક શેઠને ત્યાં અરબનો બેડો હતો. જૂના જમાનામાં એવી રીતે મોટા જમીનદારો તથા શ્રીમંતો અરબોને રાખતા, કેમ કે અરબો સાવ અક્કલ વગરના પણ ઘણા મજબૂત, ભય નામે નહિ જાણનારા, ઝનૂની લડનારા અને ઝનૂની હોવા સાથે પૂરેપૂરા નિમકહલાલ હતા. એવો આ અરબ પણ પોતાના માલિકનો હુકમ જાન સાટે પાળે એવો હતો.

એક દિવસ અમુક મોટી રકમ બીજે ગામ મોકલવાનો પ્રસંગ આવતાં શેઠે ગાડી જોડી, ને હથિયારબંધ માણસો સાથે તેમાં ખજાનો રવાના કર્યો. પેલા અરબને પણ હુકમ કર્યો કે તારે ખજાનો હવાલે થતા સુધી ગાડીને છોડવી નહિ.

અરબ જેનું નામ, તે ગાડીનું ઠાઠું પકડીને એ ચાલ્યો. ગાડી ગમે તેવા માર્ગે ચડે-ઊતરે, પણ એ ઠાઠું છોડે નહિ.

શેઠનો હુકમ હતો કે રસ્તામાં બધા માણસોને ઘી ગોળની રાબ આપવી, તે પ્રમાણે અરબને પણ ઘી ગોળ મળતાં હતાં. એક વખત ગાડીના બળદે પોદળો કર્યો તેના તરફ અરબનું ધ્યાન ન રહ્યું ને એમાં એનો પગ લપસ્યો. અરબડિયું ખાઈને એ ભોંય પડ્યો ને બીજા માણસોને હસવું આવ્યું. અરબ ખીજાયો. એણે ઝટ જમૈયો કહાડીને જે પગ લપસ્યો હતો તેને ખુલ્લો કરીને ધમકાવ્યો, "યે પગ ઘી ગુડ ખાતા ઓર બરાબર ચલતા, તૂ ભી ઘી ખાતા, ગુડ ખાતા, ફિર બરાબર કયું નહિ ચલતા ? બડા નિમકહરામ," એમ કહીને જમૈયો એને ઠોકી દીધો !

---

## ૬૦. ઘોડા ઘર આપણાં, મારે રાબ ને તારે લાકડાં

ચારણભાઈને બાર મહિને એક વાર પોતાના ઘરાકોમાં ફરી આવવાનું હોય. એક ચારણ પોતાનું ઘોડું લઈને એમ નીકળે, ત્યારે જ્યાં જાય ત્યાં એંટમાં ને એંટમાં જાય ને દેવીપુતર જાણે કે કેવીયે સાહ્યબીથી ટેવાયેલ હોય એમ ઘોડા માટે ચારો ચંદી માગે ને તે પણ સારામાં સારા બાજરાની જોગાણ માગે. પોતાની મેમાની તો થતી હોય તેમ થાય જ. એવી રીતે આખું ચક્કર મારી લે ત્યાં ચારણ અને એનું ઘોડું, બંને હૃષ્ટપુષ્ટ થઈ જાય, કેમ કે પરોણાચાકરીનો રિવાજ, અને તેમાં વળી જીભના મીઠા ચારણભાઈ, એટલે એની ખાતરબરદાસ્તમાં ઠાકોર દરબારો જરાયે મોળું કેમ રીતે રાખે ?

પછી ઘર તરફ પાછા વળવાનું આવે, ત્યાં તરત પરોણાચાકરી માણ્યાનો નશો ઊતરી જાય, ને ઘોડાના કાનમાં એ કહે, 'ઘોડા, ઘર આપણાં, મારે. રાબ ને તારે લાકડાં !" એટલે કે હવે ખાવાપીવાનાં બખ્ખાં ગયાં ને હવે ઘેર જઈશું એટલે મારે નસીબે પાછી એની એ રાબ, ને તારે નસીબે લાકડાં જેવાં એનાં એ રાડાં આવશે.

---

## ૬૧. ઘડિયાં પિત્તળિયાં વાગી છે

ખેતરમાં જ્યારે પાક હોય ત્યારે ચોકી રાખવી પડે છે. ખાસ કરીને રાતના ઘણી સાવચેતી રાખવી પડે છે, કેમ કે ઢોરચોરનો ભય ઘણો રહે છે. ચોકી કરનારા પોતાની પાસે ખાલી ડબો કે થાળી રાખે છે, ને થોડી થોડી વારે અથવા તો કોઈ જાનવર માંહી પડયા જેવું લાગતાં તેને ભડકાવીને નસાડવા માટે એના ઉપર દાંડી પીટે છે.

એ પ્રમાણે એક ખેતરમાં રખેવાળ ચોકી કરતો હતો તેવામાં એક ઊંટ અંદર ઘૂસ્યું ને પાક ચરવા માંડયું. રખેવાળને વહેમ ગયો કે જરૂર કોઈ જાનવર ખેતરમાં પેઠું છે, એટલે એણે થાળી ઉપાડીને જોરથી વગાડવા માંડી.

આ અવાજ સાંભળીને ઊંટને હસવું આવ્યું. એણે કહ્યું, "અલ્યા ભાઈ, તું થાળી વગાડે તેથી શું હું ભડકી મરવાનો હતો? આ પીઠ પર તો તાંબા પિત્તળના નિશાનડંકા પીટાઈ ચૂકયા છે, તેને તારી ભૂખ જેવી થાળીના રણકાનો શો હિસાબ હોય?"

---

## ૬૨. ચડજે રોટલા છ માસ, તો કે; બેસ જીવ બાર માસ

એક હતો બારોટ, એ પોતાના યજમાન વર્ગમાં ફરીને ગમે તેવા કંજુસ પાસેથી પણ પોતાનું કામ કઢાવી લેવામાં પાકો હતો. જીભનો વાચાળ, યુક્તિબાજ અને જરૂર પડતાં પૂરેપૂરો નફ્ફટ થતાં એને આવડતું હતું.

એક દિવસ એ એવા યજમાનને ત્યાં જઈ પહોંચ્યો કે જેને પરોણાને નામે મોટી સૂગ હતી. એની ઘરવાળીને મહેમાન જોઈને તાવ ચડતો હતો. આ ભાટ ત્યાં ગયો; ઘરધણી બહારગામ હતો ને ઘરવાળીના મોંના ભાવ તથા એની બોલવાની ઢબ જોઈને એ પામી ગયો કે આપણે આ સન્નારીને કડવા વખ લાગીએ છીએ. પણ ભાટ જેનું નામ!

બાઈએ એનો પગ ન ટકે તે માટે અનેક બહાનાં કહાડયાં, પણ ભાટભાઈએ ખડિયો હેઠો મૂકીને ધામા નાખ્યા, તે નાખ્યા. બાઈએ છેવટે જાણ્યું કે રોટલા ઓરસ્યા વગર છૂટકો નથી.

એણે કણુક બાંધીને રોટલો તાવડી ઉપર નાખતે ખૂબ રીસથી, મહેમાન સાંભળે તેવી રીતે સાદ કર્યો, “ ચડજે રોટલા છ માસ ! ”

ભાટ સમજ્યો કે રસોઈમાં વાર લગાડીને મને કંટાળો આપીને અહીંથી ખસ્તો કરવા માગે છે; પરંતુ એણે સામો ટહૂકો કર્યો, “ બેસ જીવ બાર માસ ! ”

---

## ૬૩. ચલ જાઉં કે ટપ જાઉં

એક મુસલમાન ડોસાને એક થાણામાં નોકરીએ રાખ્યો. બડેમિયાં જૂની રસમના માણુસ ને બહુ ભલા હતા. પોતાની ગતિએ કહ્યું કામ કરે ને જે કરે, તે ખરા મનથી કરે, પણ બહુ પહોંચ નહિ, વળી એ થાણામાં એ નવા અને અજાણ્યા હતા.

એક દિવસ નજીકના ગામે જઈને ત્યાંના મુખીને કંઈ જરૂરી સંદેશો પહોંચાડવાનો હતો. તાકડો એવો બન્યો કે બીજો કોઈ જાણકાર માણુસ ફાલતુ હતો નહિ, ને એકલા આ બડેમિયાં જ નવરા હતા. તેથી થાણુંદારે એમને બોલાવ્યા.

“ જુઓ, જમાદાર, તમારે બાજુના ગામે જઈને ત્યાંના મુખીને આ ચિઠ્ઠી આપીને એનો જવાબ તરત ને તરત લઈ આવવાનો છે. ”

“ અચ્છા સાબ, લેકિન ગામ કા નામ કયા હે ? ”

“ ગામનું નામ છે અણિયાળી. અહીંથી ફક્ત બે ગાઉ છે. ”

“ કયા કહા સાબ ? કયા નામ ? ”

થાણદારે ફરીથી નામ દીધું, પણ ડોસાની જીભે ચડયું નહિ. એને એ નામ ઘણું અટપટું લાગ્યું. એની મૂંઝવણ જોઈને થાણદારે એક લાકડી મંગાવી ને એને છેડે અણી કહાડીને કહ્યું, "નામ ભૂલી જવાય તો આ લાકડીનો છેડો જોજો એટલે અણિયાળી યાદ આવશે."

આ યુક્તિથી મિયાં ખુશખુશ થઈ ગયા, ને લાકડી લઈને ચાલ્યા. માર્ગમાં નામ ગોખતા જાય ને પાછી ભૂલ પડે, તો લાકડીનો છેડો જોઈને પાછું યાદ કરે, ને થાણદારની હિકમતને આફરીન કહે. એમ જતાં જતાં એક નાનો શો વેકળો આવ્યો. ત્યાં મિયાંને મૂંઝવણ પડી. "ચલ જાઉં કે ટપ જાઉં?" વેકળામાં ઊતરીને જઉં કે એને ઠેકી જઉં? છેવટે ટપી જવાનો નિર્ણય કરીને ડોસા સ્ફૂર્તિથી લાકડીને ટેકે ઠેકડો મારીને વેકળાની સામે પાર કોરે પગે પહોંચી ગયા.

પણ એમ કરતાં લાકડી તૂટી ગઈ, એટલે લાંબો વિચાર કર્યા વગર એણે કટકા નાખી દીધા. ત્યાંથી એના મનમાં "ચલ જાઉં કે ટપ જાઉં" ભરાઈ ગયું. ગામનું નામ યાદ કરાવનારી લાકડી તો હવે નહોતી, ને ડોસા એ સાવ ભૂલી ગયા. "ચલ જાઉં કે ટપ જાઉં" ગોખતા ગોખતા એ ચાલ્યા. માર્ગમાં અનેક વટેમાર્ગુઓને એણે પૂછ્યું કે "ભાઈ, ચલ જાઉં કે ટપ જાઉં ગામ કિધર હે?" પણ કોઈ એને પત્તો આપી શક્યું નહિ. ડોસો હેરાન થઈને રખડતો રખડતો બબડાટ કરતો પાછો થાણે આવ્યો ને આવા ઠામઠેકાણા વગરના ગામનું નામ આપીને મોકલ્યો તે માટે એણે થાણદાર આગળ ફરિયાદ કરી કે "ચલ જાઉં કે ટપ જાઉં" તો દસ ગાઉ ઘૂમને પર ભી કિસીને નહિ બતલાયા."

થાણદારે એને પૂછ્યું, "પેલી લાકડી ક્યાં છે?"
લાકડી યાદ આવતાં જ મિયાંને નામ યાદ આવ્યું!

---

## ૬૪. ચંપે ચડ્યે બે દેખાય

એક માળી હતો. એ પોતાની માલણ સાથે વાડીમાં રહેતો હતો. માલણને એક ફક્કડ સાથે જરા વધારે પડતી દોસ્તી હતી. માળી ચંપા ઉપર ફૂલ ચૂંટવા ચડ્યો હતો, તેની માળણને ખબર નહોતી ને એ સમજી કે એ ગામમાં ગયો છે. તેથી એ જ ચંપા નીચે એ પોતાના પ્રેમી સાથે જાહેરમાં ન કરવો ઘટે તેવો વર્તાવ કરતી હતી. ઉપરથી આ ઘટના જોઈને માળીએ રાડ નાખી, "એ કભારજા, શું કાળાં કરવા બેઠી છે? ઊભી રહે ને હમણાં ફરી વળું છું."

એમ કહીને ઊતરવા માંડ્યો, તેટલામાં પેલો મેમાન સરકી ગયો. નીચે ઊતરીને માળીએ એની ઘરવાળીને પૂછ્યું કે "તારી સાથે પેલો બીજો કોણ હતો?"

"કોણ બીજો ને કેવી વાત! તમે યે શું જોઈને બોલો છો?" જાણે કંઈ બન્યું નથી એમ માળણે સામી સંભળાવી.

"મેં મારી સગી આંખે જોયું ને કે તમે બે જણ અહીં હતાં."

"ઓહો, એમ કહોને. એ તો ચંપે ચડ્યે બે દેખાય."

"ખોટી વાત. એવું બને જ નહિ."

"તમને શી ખબર પડે. જુઓ, તમે અહીં બેસો ને હું ઉપર ચડું, પછી જોજો કે મને બે દેખાય છે કે નહિ."

માળી કબૂલ થયો. એ નીચે બેઠો ને માળણ ચંપે ચડી. ઉપર જઈને થોડી વારે એણે ખીજાઈને બૂમ પાડી, "અરે ઓ, તમે શું ધોળાં કરવા માંડ્યાં છો! ઊભા રહો, હમણાં એની ખબર લઈ નાખું છું" એમ કહીને નીચે ઊતરીને એણે માળીને પૂછ્યું, "તમારી વાંસે પડ્યો હતો એ બીજો કોણ હતો?"

માળીએ કાન પકડ્યો. "તારી વાત ખરી, હો! ચંપે ચડ્યે ખરેખર બે દેખાય. મને દેખાયા, ને તને ય દેખાયા!"

## ૬૫. ચડ જા બેટા શૂળી પર !

એક વાણિયાના ઘરમાં રાતે ખાતર પડ્યું. ઘરધણી સજાગરુ હતો એટલે એને ખબર પડી ગઈ, કે ચોર ભાઈ છાપરું ફાડીને અંદર ઊતરે છે. પણ એણે કશી ધાંધલ ન કરતાં યુક્તિથી કામ લેવામાં સહીસલામતી જાણીને ધીમે રહીને પોતાની પત્નીને જગાડીને સાનમાં સમજાવીને એને કહ્યું, “અલી, જાગે છે કે ? મને સ્વપ્નું આવ્યું કે આપણું વાંઝિયામેણું ટાળવા ભગવાને દેવ જેવો ઊછર્યો–પાછર્યો ખોડ-ખાંપણ વગરનો દીકરો મોકલ્યો છે, તે આજે ઉપરથી ઊતર્યો છે, માટે ઊઠ, ને ઘીનો દીવો કર.”

બાઈ હરખાતી હરખાતી ઊઠી ને બોલી, હેં, શું કહો છો ? મારા સમ ? વાહ ભગવાન વાહ !” એણે તો ઊઠીને ઘીનો દીવો કર્યો, ને પછી વેવલી થઈને બોલી, “હવે તમે જલદી દીકરાની તપાસ કરો, ને એને બધું ઘરનું ઘરઘરેણું સોંપીને ચિંતાથી મુક્ત થઈ જાઓ.”

ફાનસ લઈને ધણી ધણિયાણી શોધવા લાગ્યાં ને કહેવા માંડ્યાં, “દીકરા, તું ક્યાં છે ? ભાઈ, જલ્દી આવ, ને ઘર–ઘરેણાં સંભાળી લે.”

ચોર થાંભલે ચડીને લપાયો હતો તે આ બધો તાલ જોઈને માની ગયો કે ખરેખર, આપણાં ભાગ્ય તો ઊઘડી ગયાં છે ને આ વાણિયાના વારસ થઈને હવે મોજ કરવાની છે.

એ નીચે ઊતર્યો એટલે ડોશીએ એનાં દુઃખડાં લીધાં ને પાટલે બેસાર્યો, ને વેવલાપણાનો ખંગ વાળ્યો. પછી એક પછી એક પટારા ખોલીને એને લુગડાં ઘરેણાંથી ખૂબ શણગાર્યો, એટલે ચોરના મનમાં શંકા હતી તે બધી નીકળી ગઈ. રાતોરાત કંસાર કર્યો, ને “દીકરા”ને ડોશીએ જમાડ્યો.

સવાર પડી એટલે શેઠ દીકરાને લઈને દુકાને ગયા. ત્યાં આ નવા માણસને જોઈને જે પૂછે તેને એ જવાબ આપે, “દીકરો છે, ભગવાને

દીધો છે, કેવો ઊછર્યો-પાછર્યો છે !" પણ એણે એક પડોશીના કાનમાં ફૂંક મારી દીધી, કે કોટવાળીએ જઈને ખબર કરો કે મેં જુગતીથી ચોરને પકડ્યો છે !

થોડી વારમાં સિપાઈ આવ્યા ને શેઠને પૂછ્યું, "આ માણસ કોણ છે ?" એને પણ શેઠે આંખો મીચકારીને એ જ જવાબ આપ્યો. જમાદારને આ રમતમાં રસ પડ્યો. એણે કહ્યું. "તમારા દીકરાને અમે રાજાજી આગળ લઈ જઈશું. રાજાજી પણ એને જોઈને રાજી થશે. પછી પાછો મોકલીશું."

સિપાઈઓ "દીકરા"ને લઈ ગયા, ને સીધો એને જેલમાં પૂર્યો. તપાસ કરતાં જણાયું કે પાંચ વાર તો આ કારીગર ચોરીની સજા ખાઈ ચૂક્યો છે, તેથી કાયદા પ્રમાણે એ ફાંસીને પાત્ર છે.

એને શૂળી દેવાની તૈયારી કરીને પછી કોટવાળે વાણિયાને ખબર આપી, એટલે વાણિયો ફાંસીના સ્થળે ગયો. બંધવો સમજ્યો કે બાપા છોડાવવા આવ્યા છે. એણે તો એને વળગી પડીને કહ્યું કે આ લોક મને શૂળીએ ચડાવે છે.

વાણિયાએ ઠંડે પેટે જવાબ આપ્યો, "એમ કે દીકરા ? હશે, રાજાના કામમાં આપણાથી ન બોલાય. માટે ચડ જા બેટા શૂળી પર, ભગવાન ભલા કરેગા !"

---

## ૬૬. હમ હૈ કહનેવાલે, કરનેવાલે દૂસરે

એક કાજી હતા. ગામ આખાનું કાજીપણું કરે ને સહુને ધરમ કરમની શીખ આપે, પણ પોતે હતા સાવ ખાકી બંગાળી. તો યે એની ભલા માણસ તરીકે આબરૂ સારી હતી.

એક દિવસ કોઈ શ્રીમંત મુસલમાને એની પાસે આવીને સલાહ માગી કે અલ્લાની ફજલોકરમથી હું સારું કમાયો છું પણ મારી મરજી

સવાબ કમાવાની થઈ છે, તો મને બતાવો કે સારામાં સારો સવાબ શું કરવાથી મળે.

કાજીએ એને ઉપદેશ આપ્યો કે ગરીબની ખિદમત ખુદાને બધા કરતાં વધારે પ્યારી છે, માટે નાગાને ઢાંકવાં, ભૂખ્યાને ભોજન આપવું અને દુઃખીનાં આંસુ લૂછવામાં જ મોટામાં મોટો સવાબ રહેલો છે.

આ બધું કાજીની ઘરવાળી બહાર ઊભી ઊભી સાંભળતી હતી. પેલો મુસલમાન પાછો ગયો, તે પછી બહાર એક ફકીર આવ્યો ને એણે ટહેલ નાખી કે મારે પહેરવા ઓઢવા કશું નથી, માટે મને જે ઢાંકશે તેને મોટો સવાબ થશે. પોતાના ખાવિંદના સખુને ધ્યાનમાં રાખીને બીબીએ તરત જ ઘરમાં જે એકનું એક બનુસ હતું તે ફકીરને આપી દીધું.

રાતના કાજી જુએ છે તો ધુંસો ન મળે. બીબીને પૂછતાં એણે કહ્યું કે તમારા કહેવા પ્રમાણે મેં ધુંસો ફકીરને આપીને સવાબ લીધો છે.

કાજી ખિજાયા ને બોલ્યા, “ અરી પગલી, હમારા કામ તો કહનેકા હે, કરનેકા નહિ. એસા પાગલપન મત કરના ! ”

---

## ૯૭. ચીચોડા વીણતી ચીચુકા બાઈ, ને વાંકડાં ફલકા નામ ક્યા હૈ ?

“ આંબલીના કચુકા વીણીને પેટ ભરતી કોઈ ગરીબ સ્ત્રીને નસીબે શ્રીમંત પતિ મળ્યો, એટલે એ પોતાની ગરીબીના દિવસો ભૂલી જઈને એટલી બધી ઘમંડમાં આવી ગઈ, કે એક દિવસ આંબલીનું ઝાડ જોઈને એણે પોતાના પતિને પૂછ્યું કે “ આ ઝાડ ઉપર આ વાંકાં વાંકાં ફળ લાગ્યાં છે તેનું શું નામ છે ! ”

---

## ૬૮. જે થાય તે સારા માટે

મગધમાં નરેંદ્રનાથ નામે રાજા હતો. એનો સૂર્યકાન્ત નામે મંત્રી હતો. એ મંત્રી ઘણો ચતુર અને શાણો હતો. સદાસર્વદા એ સંતોષમાં રહેતો હતો. કોઈ પણ પ્રસંગ બને અને રાજા એ વિષે એનો અભિપ્રાય પૂછે ત્યારે સૂર્યકાન્ત એટલું જ કહેતો કે જે થાય છે તે સારા માટે જ થાય છે, પ્રભુ જે કરે છે તે શ્રેય માટે કરે છે.

એક દિવસ એવું બન્યું કે રાજાએ કોઈ કારણવશાત્ છરીનો ઉપયોગ કરતાં પોતાની આંગળી ઉપર કાપ પાડ્યો. આ બાબતની એણે સૂર્યકાન્તને સહજ વાત કરી, એના સંબંધમાં પણ મંત્રીએ એટલું જ કહ્યું કે પ્રભુ જે કરે તે સારા માટે જ હોય છે.

આવું વચન સાંભળીને રાજા ગુસ્સે થયો. એને લાગ્યું કે મને વાગ્યું તેમાં પણ આ મંત્રીને સારાપણું લાગે છે, એ કેવી મૂર્ખતા ને કેવો અવિનય ! એણે મંત્રીને કેદમાં નાખ્યો.

બીજે દિવસે રાજા મૃગયાએ ગયો. ઘોર વનમાં મૃગની પાછળ દોડતો એનો અશ્વ આગળ નીકળી ગયો, ને એ એકલો પડ્યો. જંગલમાં માર્ગ નહિ જડતાં રાજા ભૂલો પડ્યો. ત્યાં રાત પડી ગઈ. રાત્રે રાની માણસોની ટોળીએ ફરતાં ફરતાં એને દીઠો. આવો સુંદર માનવી એમણે કદી દીઠો નહોતો, તેથી આશ્ચર્ય પામીને એ લોકો રાજાને ઉપાડી ગયા. એમણે નિર્ણય કર્યો કે આવું ભક્ષ્ય પ્રાપ્ત થયું છે તે માતા ચંડિકાને ચઢાવવું જ જોઈએ.

રાજાને એમણે નવરાવ્યો, સ્વચ્છ કર્યો, શણગાર્યો ને પછી માતા સમક્ષ લઈ જઈ ને વિધિપુરઃસર વધની તૈયારી કરી. તેવામાં એમાંના એક જણે રાજાની આંગળીએ પાટો બાંધેલો દીઠો. એણે તરત પૂજારીને રોકીને કહ્યું કે આ માનવીનો દેહ અખંડ નથી પરંતુ ખંડિત છે, તેથી એ માતાના ભોગને યોગ્ય નથી. આ કારણે જંગલીઓએ રાજાને છોડી મૂક્યો.

રાજા ફરતો ફરતો પાછો પોતાના મહેલમાં જઈ પહોંચ્યો. મંત્રીના વચન ઉપર એણે ખૂબ વિચાર કર્યો. "જો આંગળી છેદાઈ ન હોત તો જંગલીઓ જરૂર મારો વધ કરત, તેથી સાચે જ, આંગળીએ વાગ્યું તે સારું જ થયું." મંત્રીના શાણપણનો પરચો દેખીને એણે એને મુક્ત કર્યો. મુક્ત કરીને એણે પ્રશ્ન કર્યો: "મને આંગળીએ વાગ્યું તે તો સારા માટે જ થયું. પણ તમે બંદીખાને પડ્યા, તે સારા માટે કેવી રીતે થયું?"

"મહારાજ!" મંત્રીએ ઉત્તર આપ્યો, "જો મને કેદ ન કર્યો હત, તો મૃગયામાં મારે આપની સાથે આવવું પડત, ને આપની સાથે હું પકડાઈ જાત. એમ થતાં, મારો દેહ અખંડ હોવાથી મારો વધ એ જંગલીઓ અવશ્ય કરત. તેથી હું જેલમાં પડ્યો તે જ ઉત્તમ થયું. પ્રભુ કરે છે તે સારા માટે જ હોય છે!"

આ ઉત્તર સાંભળીને રાજા આનંદ અને વિસ્મય પામ્યો. મંત્રીના અગાધ શાણપણ માટે એને ઘણું માન ઉત્પન્ન થયું, ને ત્યારથી એણે સંતોષનો માર્ગ પકડી, પ્રત્યેક ઘટનામાં શુભ ભાવના કેળવવાનો નિર્ણય કર્યો.

---

## ૬૯. જશ મિલે જાન ગયે

એક ગામમાં ફત્તેખાં કરીને જમાદાર હતો. વીસ–પચીસ વરસ સુધી એણે એ ગામમાં એકધારી સિપાઈગીરી કરી. એ હતો સ્વભાવે મળતાવડો ને કોઈનું કામ કરી છૂટે એવો, એટલે ગામમાં બધાં સાથે એને સારો સમ્બન્ધ હતો.

આટલાં બધાં વરસ નોકરી કર્યા પછી એને પોતાના વતનના ગામમાં જઈને રહેવાની જરૂર પડે એવો પ્રસંગ આવ્યો, એટલે એણે નોકરી છોડી દીધી. એ જવાનો છે એવું જાણીને ગામલોકે પોતાના

આ ભાઈબંધનાં બહુ વાનાં કર્યાં ને ઘેર ઘેર એને વારાફરતી જમાડ્યો. આમે ય એને ગામના સારા પટેલિયાઓ સાથે એવી સારી બેઠક–ઊઠક હતી કે આખી નોકરી દરમ્યાન વાર-તહેવાર અને ટાણાં પ્રસંગે ફત્તેખાંને જમાડવાની હોંશ રહેતી, એટલે સેંકડો વાર એ તેમને ત્યાં માલપાણી જમ્યો હતો.

એ પોતાને વતન ગયો ને લોકોએ એને હેત–પ્રીતથી વિદાય આપી. મિયાંએ સામો વિવેક કર્યો કે અમારા ગામ તરફ આવવાનું થાય તો જરૂર મારું ગરીબનું ઘર ભૂલશો નહિ, કેમ કે દોસ્તી તો રાખીએ તેમ રહે છે.

એક દિવસ એવું બન્યું કે ફત્તેખાંની નોકરીવાળા ગામના આઠ-દસ પટેલિયાને એના વતનના ગામે જવાનું થયું. ત્યાં જઈને તરત જ જમાદારને યાદ કર્યો. એમને લાગ્યું કે આ ગામમાં આવ્યા છીએ ને જમાદારને ત્યાં એક ટંક પણ જમ્યા વગર જઈશું તો એને ઘણું માઠું લાગશે ને આપણી ભાઈબંધીની એ કદર કરી જશે. એમ વિચારીને આખું ટોળું ફત્તેખાંનું ઘર પૂછતું ત્યાં પહોંચી ગયું.

આ દોસ્તોને આવેલા જોઈને એક વાર તો જમાદાર રાજી થયા, ને ઘણા ઉમળકાથી એમને આવકાર આપ્યો કે "તુમ ઈતની તકલીફ લે કે હમકુ મિલનેકુ આયે, ઉસસે હમ બહુત ખુશી હુવે."

પણ એના પેટમાં તેલ રેડાયું હતું. એમને ત્યાં પોતે વરસોનાં વરસો સુધી માલપાણી ઉડાવ્યાં હતાં, અને એમને એક ટંક પણ જમાડાય નહિ, એ કેમ બને ? પેટમાં પડેલું અનાજ પોકાર કરતું હતું. પણ સાથે એક સામટા આઠ દસ ધોરાને ગળચાવવું, એ ભારે પડી જાય એમ હતું. વળી ખીચડી રોટલા કરવાના હોય તો હજી યે જાણે સમજ્યા, પણ આ તો લાપશીના ઘરાક હતા.

તો યે દેખાવ કર્યા વગર છૂટકો નહોતો. એણે મેમાનો સાંભળે એવી રીતે ખીખીને કહ્યું, "દેખ, હમારે દોસ્ત પટેલિયે આયે હેં, ઉનકે

ઘરોમેં મેંને હજાર બાર અચ્છા અચ્છા ખાના ખાયા હૈ, ઔર આજ વો લોક હમારે ઘર પર આયે હૈ, વાસ્તે લાપસી બનાના. મેં અભી બજાર સે આટા, ગુડ, ઘી વગેરે લાતા હું ઔર તૂં રસોઈકી તૈયારી કર."

પટેલિયાઓને લાગ્યું કે મિયાં છે તો જાતવાન, બિચારો કેટલી બધી સરભરામાં પડ્યો છે!

પણ ફત્તેખાંનો વિચાર જુદો હતો. એ જાલમખાં નામના દોસ્તને ત્યાં ગયો, ને આ મુસીબતમાંથી કેવી રીતે છટકવું, તે બાબત એની સલાહ લીધી. જાલમખાંએ બરાબર મિયાંશાઈ ઇલાજ બતાવ્યો, "દેખ, મેં આઠ-દશ ભાઈબંધોકુ ઢાલ, તલવાર ઔર બંદૂકે લે કર તેરે ઘર પર આઉંગા, ઔર તેરે સે કહુંગા કિ યે સબ તેરે મેમાન હૈ વો મેરે ગુનેગાર હૈ, ઈસ વાસતે ઉનકુ બહાર નીકાલ. વો હમારા ઠાઠ દેખ કર શાયદ ભાગ જાએંગે લેકિન ફિર ભી ન ભાગે, તો તૂ ભી લડાઈકે લિયે તૈયાર હોનેકા ઢોંગ કરના. જરૂર હોને સે હમ દો-ચાર ભડાકા કરેંગે, ફીર તો વો લોક જરૂર ભાગ જાએંગે. લેકીન ગોલી છરા --શાયદ લગ ભી જાય ઉસસે સમાલતે રહેના."

ફત્તેખાંને તો યુક્તિ ગમી, પરંતુ ગોળી વાગવાની શકયતા એને ન ગમી. પણ જાલમે એને સમજણ પાડી કે "ભઈ જશ તો જાન ગયે મિલે, મુફ્ત મેં થોડા હી મિલતા?"

ભડાકા કરવા પડે તો જરા આઘા-પાછા કરવાનું કહીને ફત્તેખાં ઘેર ગયો, ને દોસ્તો સાથે ગપ્પાં મારવા બેઠો. ત્યાં જાલમખાં હથિયારબંધ સાથીઓ લઈને આવી લાગ્યો, ને બહારથી એણે હોકાટો કર્યો, "અબે ફત્તેખાં ફસ્કુ, તેરે ઘર મેં જો લોક આયે હૈ વે હમારે ગુનેગાર હૈ. ઉનકુ એકદમ બહાર નિકાલ, નહિ તો જબરજસ્તી કરની પડેગી."

ફત્તેખાંએ અંદરથી તડૂકો કર્યો "અરે જાલમખાં જુલમી, એસા કુછ હો સકતા હૈ? યે લોક તો હમારે દોસ્ત ઔર મેમાન હૈ. ઉનોને તુમારા કયા ગુના કિયા?"

જાલમે જોરથી જવાબ આપ્યો, "હમારા બાવા ઉનકે ગાંવ મેં નોકરી કરતા થા ઉસકો ઇનોને મારા થા."

પટેલિયા બોલી ઊઠ્યા, "ના ભાઈ, અમે તો એના બાપને દીઠો નથી, ત્યાં મારવાની ક્યાં વાત આવી?"

"અરે તુમને નહિ તો તુમારા ભાઈ ને, ચાચાને, બાવાને મારા હોગા. દુસરી બાત નહિ, નીકલો બહાર, નહિ તો લડાઈ કરનેકુ તૈયાર હો જાઓ!"

ફત્તેખાંના ભાવ જોઈ ને ગામડિયા ચૂપ રહ્યા, એટલે ફત્તેખાંએ વળી ઢોંગ કર્યો, "દેખ બે જાલીમ જુલમી, હમારે મેમાન કો નહિ નીકાલ સકતે. હમ ભી તો સિપાહી બચ્ચા હે, તેરે સે લડેંગે."

ઢાલ, તલવાર બાંધીને બારણું ખોલીને એ વચમાં ઊભો. ગામડિયાઓને લાગ્યું કે જમાદાર આમ બહાદુરીથી લડવા તૈયાર થયા છે ને આ બધા ધાંધલિયા હમણા જતા રહેશે. પણ જાલમખાંએ એમને ગભરાવવાના ઇરાદાથી બંદૂક ઉઠાવીને ધડાકો કર્યો, તે અકસ્માત ગોળી ફત્તેખાંના હાથમાં વાગી ને લોહી નીકળ્યું, એ જોયું ને ગામડિયા નાઠા.

જાલમને દિલગીરી તો થઈ, પણ એણે ફત્તેખાંને દિલાસો આપ્યો, "ખેર, બલા તો ગઈ; જશ જાન ગયે મિલતા હે!"

---

## ૭૦. જીવ ગયો, પણ રંગ રહ્યો

એક હતો મેવાસી કોળી. એ જુવાન હતો ને એને ઘેર ખાસી મઝાની કોળણ હતી. પણ બાઈને તથા તેના પિયરને કૈં એવું કડું પડ્યું હતું કે બાઈ એનું ઘર માંડતી નહોતી ને એનાં પિયરિયાં એને સાસરે વળાવતાં નહોતાં. અહીં કોળી એકલો હેરાન થતો હતો ને મજૂરીએ જવામાં અને રોટલા ઘડી ખાવામાં એને પાર વગરની મુશ્કેલી પડતી હતી.

એણે વારંવાર તેડાં મોકલ્યાં, પણ એનાં સાસરિયાં દર વખતે કંઈ ને કંઈ બહાનું કહાડીને એને પાછાં વાળતાં હતાં. પછી એ પોતે તેડવા ગયો, ત્યારે કોળણને પગે મેંદી મૂકી હતી તેથી સાસુએ કહ્યું કે દીકરીને પગે મેંદીનો રંગ લાગ્યો છે, તે રસ્તે જતાં રહે નહિ, તેથી પછી એને મોકલીશું. જ્યારે જ્યારે કોળી તેડવા જાય ત્યારે ત્યારે સાસુ મેંદીનો તાગડો કરે. કોળી ત્યાં રહે તેટલા દિવસ એની વહુ અનેક ચાળા કરે, ઘર બહાર નીકળે નહિ, પાણીમાં પગ મૂકે નહિ, ને કૈંક તાલ કરે; રખે મેંદીનો રંગ ઊતરી જાય !

કોળી છેવટે કંટાળ્યો. એણે કોઈ પણ ઉપાયે વહુને ઉપાડી લાવવાનો નિશ્ચય કર્યો, ને સાક્ષી તરીકે બે ન્યાતીલાઓને સાથે લઈને એ સાસરીએ જવા નીકળ્યો. એ આવતો હોવાની બાતમી મળતાં જ સાસુએ વળી પાછી દીકરીને પગે મેંદી મૂકી. કોળીએ એને વળાવવાની માગણી કરતાં સાસુએ પાછું એ જ બહાનું બતાવ્યું. કોળી સાથે આવેલા તેના સાથીઓએ બાઈને ઘણી સમજાવી કે દીકરી મોટી થયે સાસરે જ શોભે, પણ બાઈએ હઠ લીધી, કે મેંદીનો રંગ તો કોટી ઉપાયે ઊતરવા ન દઉં. છેવટે હુકો-પાણી બંધ કરવાની ન્યાતવાળાએ ધમકી આપતાં એવી શરતે છોકરીને વિદાય કરવા એ કબૂલ થઈ કે એના પગનો રંગ જવો ન જોઈએ.

આ શરત કબૂલ કરીને કોળી બાઈને સાથે લઈને રવાના થયો. ચાલતાં રંગ ઘસાય નહિ તે માટે એને જોડા પહેરાવ્યા. પણ આગળ જતાં વાટમાં નદી આવતી હતી. બાઈએ ધાર્યું કે નદીમાં પગ પલળતાં રંગ ઊતરી જવાની દહેશત રહે, એટલે એની મેળે મને પાછી વાળશે. પણ કોળીનો વિચાર મક્કમ હતો. એણે તો બાઈને ઉપાડી ખાંધે.

વહુને ખભે ચડાવીને એ નદીમાં ઊતર્યો. જરા આગળ જતાં પાણી ઊંડાં આવ્યાં, ને બાઈના લટકતા પગ તેમાં બોળવાની દહેશત ઊભી થઈ. રંગ તો કોઈ હિસાબે પલળવો ન જોઈએ. એટલે એણે બાઈના

પગ ઝાલીને એને ઊંધી લટકાવી ને ચાલ્યો આગળ. વહુનું માથું ને ધડ પાણીમાં ડૂબી ગયાં, ને એ તરફડિયાં મારવા લાગી. પણ કોળી જેનું નામ! પગ ન પલળે એમ અદ્ધર પકડીને એ ધીમે ધીમે નદી પાર કરી ગયો.

એ સામે પાર તો પહોંચી ગયો, પણ બાઈ ડૂબીને મરી ગઈ હતી. આ બનાવ જોતા સામે કાંઠે ઉભેલા માણસોએ બૂમાટો કરી મૂકયો, ને કોળીને ઠપકો આપ્યો. ત્યારે કોળીએ ઠંડે કલેજે જવાબ આપ્યો કે મેં મારો બોલ પાળ્યો છે. જીવ તો ગયો, પણ રંગ રહ્યો છે, એ તમે જોઈ લો!

એની પાસેથી બધી હકીકત સાંભળીને ગામ લોકને એ સમજણ ન પડી, કે આ મૂર્ખાને સજા કરવી, કે બાઈનાં વખાણ કરવાં કે પછી એની માતાની તારીફ કરવી!

---

## ૭૧. જેનું તેનું જેને તેને મુબારક

એક ગુજરાતી ગૃહસ્થ અભ્યાસ અર્થે અમેરિકા ગયા હતા. એમને ત્યાંની "સોસાઇટી"માં અનેક સ્ત્રી–પુરુષો સહજ કુતૂહલથી અગર દાઢમાં હિંદીઓના જીવનવ્યવહાર અને રીતભાતો વિષે અનેક પ્રશ્નો પૂછતા હતા. એમને મન હિંદી એટલે કોઈ વિચિત્ર, અલૌકિક પ્રાણી, જે જંગલી તો છે, છતાં જેની સંસ્કૃતિ અને સભ્યતા વગેરે વિશે જાતજાતની વાતો લખાય બોલાય છે, અને એકંદરે એ જાનવર સમજાય એવું નથી.

એક વખત જમતે કોઈએ ટીકા કરી કે તમે ભારતીય સંસ્કૃતિ વિષે ગમે તે કહો, પણ પાશ્ચત્ય જેવી સુઘડતા, સ્વચ્છતા, નિયમબદ્ધતા તમારા જીવનમાં નથી. દાખલા તરીકે, આ ભોજનવ્યવસ્થાની જ વાત લઈએ. અહીં ભોજન માટે ખાસ સ્થાન, આસન, ટેબલ, ખાસ પોશાક, પીરસવાની તમીજ ઇત્યાદિ જુઓ છો તેમાંનું કશું યે તમારે ત્યાં છે? વળી જમવાનાં પાત્રોની સ્વચ્છતા અને સફાઈ પણ જુઓ.

પેલા ભાઈએ ખુલાસો કર્યો, "તમે પાશ્ચાત્યો બહુ આગળ વધ્યા છો એ ખરું, પણ ભારતની કક્ષાએ પહોંચતાં તમને ઘણી વાર લાગશે. તેમાં તમારો દોષ નથી, કેમ કે તમે દસેક હજાર વર્ષ મોડી શરૂઆત માણસાઈમાં આવવામાં કરેલી છે. તમે કહ્યું તેમ, ભોજનનો જ દાખલો લઈએ. અમે હમેશાં રેશમી વસ્ત્ર પહેરીને જ જમીએ છીએ. તે વગર રૂઢિચુસ્ત કુળવાન હિંદુ જમે નહિ. તમારી કુસંગતે ચઢેલા કેટલાકો હવે એમાંથી ચ્યુત થયા છે, છતાં અમારો મૂળ રિવાજ સિલ્ક પહેરીને જ જમવાનો (અબોટિયું). અમારા જમવાના સમય બે છે, કેમ કે અમે સંયમમાં માનીએ છીએ, પશુની જેમ ત્રણ ચાર વાર ઠાંસવામાં નહિ. ભોજનના સમય નિશ્ચિત છે. અમારે જમવાનું સ્થાન ખાસ મુકરર હોય છે (રસોડું). જ્યાં ત્યાં કે ગમે ત્યાં જમવાનો અમારામાં નિષેધ છે. અમે તમારી જેમ ખુરશી ઉપર અદ્ધર જીવે બેસીને ગળચતા નથી પણ સુશોભિત ખાસ આસન (પાટલા) ઉપર નિરાંતે બેસીએ છીએ. તમને સ્વચ્છતા અને હાઈજીનનું ભાન ઓછું, તેથી એક જ ટેબલ ઉપર તમે બધા જમો છો. અમારામાં પ્રત્યેકનું ટેબલ અલગ અલગ જ રહે છે (બાજઠ). તમે એક એક વાની અલગ મંગાવીને આરોગો છો, કેમ કે રસોનાં મિશ્રણની કળા તમારા બાફણિયા ખાણામાં છે જ નહિ. અમે એક જ થાળીમાં પાંચ પચીસ વાનીઓ લઈ ને રુચિ પ્રમાણે અલગ અલગ અગર મિશ્રણ કરીને જમીએ છીએ. તમારો એક વસ્તુનો કોર્સ એક વાર આવી જાય, પછી બીજી વાર એ વસ્તુ જોઈએ તો તે માગવામાં "એટિકેટ" બગડે છે; એવા તમે ભૂખડી બારસ છો. તેથી બનતા સુધી દરેક ચીજ જોઈએ તે કરતાં વધારે લઈ રાખવાની અહીં વૃત્તિ રહે છે. અહીં આગ્રહ કે પ્રેમથી કોઈ જમાડે જ નહિ. અમારે ત્યાં દરેક વસ્તુ, મસાલા સહિત, વારંવાર જમનારને પીરસાય છે, ને પ્રેમથી આગ્રહ કરાય છે. તમે જમીને પાત્રો ધોઈ માંજીને ફરી પાછાં એનાં એ વાપરો છો. અમે એક વાર જેમાં જમ્યા તે પાત્રને ફેંકી જ દઈએ છીએ (પતરાળાં), બીજી વાર વાપરતા નથી. તમે જમીને આંગળાં પાણીમાં બોળવાનો ચાળો

કરો છો, પણ મોંમાં, દાંતોમાં અન્નના કણ ભરાયેલા હોઈ ગંદવાડો રહે છે. અમારે જમીને કોગળા કરવા ફરજિયાત છે કે જેથી જમ્યા પછી કોઈની સાથે સંભાષણ કરતી વખત વાસ આવે નહિ. તમે જમીને દારૂ કે તમાકુ જેવી દુર્ગન્ધવાળી વસ્તુનું સેવન કરો છો. અમે સુગંધી તેજાનાથી મુખ સ્વચ્છ કરીએ છીએ કે જેથી ગમે તે જમ્યા હોય તો પણ તે પછી વાતો કરતાં સુવાસ જ પ્રસરે."

આ સાંભળીને શ્રોતાઓ આશ્ચર્ય પામ્યા. તેમાં પણ સિલ્કમાં જમવાનું, પાત્રો ફેંકી દેવાનાં, નોખા ટેબલ...ખરેખર ભારત સમૃદ્ધ, ઉદાર હોવો જોઈએ !...

ક્ષણ ભર મૌન પછી એક બાઈએ પૂછ્યું: "એ તો ઠીક, પણ તમે લોક છરી-કાંટા કે ચમચા નથી વાપરતા, તે કેમ ફાવે ? છરી-કાંટાનું કામ કદાચ આંગળાં કરે, પણ પ્રવાહી વસ્તુ, પાત્ર મોંએ અરાડ્યા વગર કેવી રીતે લઈ શકો ?"

પેલા સજ્જને હસીને દૂધનો વાટકો મંગાવ્યો. એમણે કહ્યું "હું એ રહસ્યનું દર્શન માત્ર એક જ વાર કરાવીશ, બીજી વાર નહિ. હું તમને બતાવીશ કે ચમચા વડે તમે એક વાર જેટલો પ્રવાહી લઈ શકો છો તેના કરતાં હું એક ગ્રાસે ઘણો વધારે પ્રવાહી ઉઠાવી શકું છું."

એમણે બાંય ચડાવીને આંગળાંનો કૂવો બનાવીને દૂધમાં બોળીને સડડડ કરતો જે સબડકો લગાવ્યો તે એક સાથે ત્રણ ચમચા દૂધ ખલાસ.

ચારે બાજુએ હાસ્ય અને તાળીઓ ગાજી રહી. વન્સમોરની માગણી થઈ પણ તેને મચક અપાઈ નહિ ને એકંદરે ભારતવાસીઓની અદ્દભુત વિચક્ષણતાથી ત્યાં હાજર હતાં તે નરનારીઓ વિસ્મય પામ્યાં.

આપણા રીતરિવાજ ઇત્યાદિને આપણે જ હીન દૃષ્ટિએ જોતા હોઈએ, તો પછી બીજા તેનો તિરસ્કાર કરે તેમાં શું આશ્ચર્ય ? આપણી વિશિષ્ટતાઓને આપણે તેના વાસ્તવિક રૂપમાં સમજવી જોઈએ, અને

અન્યથી અંજાઈ ન જતાં વિવેક અને ચતુરાઈથી બુદ્ધિપૂર્વક આપણા સંસ્કાર અને સભ્યતાનું પરિસેવન આપણે કરવું જોઈએ. જેનું તેનું જેને તેને મુબારક.

---

## ૭૨. જમતો પરોણો ભેંશ માને

એક ગૃહસ્થને ઘેર પરોણો આવ્યો. ગૃહસ્થાઈના રિવાજ મુજબ એની યોગ્ય આગતા–સ્વાગતા કરવામાં આવી ને ભોજનનો સમય થતાં યજમાન અને મેમાન જોડે પાટલા નાખીને બેઠા.

જમી રહ્યા પછી ઘરધણીએ પોતાની પત્નીને કહ્યું, "મેમાન માટે દૂધ લાવો. દૂધમાં ભાત ખાવા જોઈશેને!"

ધણિયાણીને સંકોચ થયો, કેમ કે દૂધબૂધ કશું ઘરમાં નહોતું ને ઘરધણી એ જાણતા હતા; પરન્તુ આ બધો સંકેત હતો તે પ્રમાણે એણે જવાબ આપ્યો, "શું કરીએ કે આજે કહ્યું, ને જ્યારે દૂઝણું હતું ત્યારે ખપ ન પડચો. પણ હવે તો ભેંશ વસુકી ગઈ છે, ને દૂધ દેતી નથી."

મામલો સંભાળી લેવા માટે મેમાન તરત બોલી ઊઠચા, "ભેંશ વસુકી ગઈ છે? ત્યારે તો તમને પૂરી મુશ્કેલી પડતી હશે; પણ હરકત નહિ, મારે ઘરે ઘણીએ દૂઝે છે. હું જઈને તરત એક સારી જોઈને મોકલી આપીશ."

પરોણા જમીને રસ્તે પડચા ને જમતે જે ઉદારતા વાપરી હતી, તે હાથ ધોઈને ખંખેરી નાખી. કેવી ભેંશ ને કેવી વાત!

તેથી કહે છે કે ગરજ વખતે માણસ ગમે તેવાં વચન આપે ને જમતો પરોણો ભેંશ પણ માને.

---

## ૭૩. ટહાડે પાણીએ ખસ ગઈ

એક નદી હતી. એક વાર તેમાં વધારે પાણી આવ્યું, એટલે લોક સામે કાંઠે જઈ શકતા નહોતા. આ સ્થિતિને લીધે કેટલાક વટેમાર્ગુઓ ત્યાં બેઠા બેઠા વિચારતા હતા, કે નદીને કેવી રીતે પાર કરવી. ત્યાં એક મગજનો ફટકેલ ફકીર આવી ચઢ્યો. એણે નરમ પ્રકૃતિનાં માણસોને ભેગાં થયેલાં જોઈને પોતાના ગોરખધંધા શરૂ કરી દીધા. સુંવાળાં માણસોને સતાવીને પૈસા પડાવવા માટે એણે જાત જાતનાં તોફાન માંડ્યાં. લોકોએ છેવટે કંટાળીને વિચાર કર્યો કે અહીં તમોગુણ સામે તમોગુણથી કામ લીધા વગર છૂટકો નથી.

એ જ વખતે નદીમાં કશુંક કાળું કાળું તણાતું આવ્યું. ભેગા થયેલા લોકોમાંથી એક ચતુર વાણિયો સમજી ગયો, કે ક્યાંકથી રીંછ તણાઈ આવે છે. ઉપરથી એ કામળાના ઢગલા જેવું લાગતું હતું. આ લાગ જોઈને એણે મોટેથી સવાલ કર્યો, કે ભાઈ આ કામળો તણાય છે તે કોનો છે ?

ફકીર તો તૈયાર હતો જ. એણે તરત ડોળા કહાડીને રાડ નાખી, કે "ખબરદાર કોઈએ હાથ લગાડ્યો તો, એ કામળો તો મારો છે. પણ મને હાથે પગે ખસ થઈ છે તેથી ઠંડા પાણીમાં ઊતરતાં હું ડરું છું. તમારામાંથી કોઈ અંદર પડીને મારો કામળો કહાડી આપો, નહિ તો તમને બધાને હું બદ દુવા દઈશ."

પેલા વાણિયાએ શાંતિથી જવાબ દીધો. "સાંઈ સાહેબ, તમે એટલું યે જાણતા નથી, કે ટહાડે પાણીએ તો ખસ જાય છે ? માટે તમે જ પડો. તમે અમારા બધા કરતાં વધારે બળવાન અને બાહોશ છો. તમે પાણીમાં ઊતરશો, તો તમારી ખસ જશે, ને કામળો પણ તમને મળશે."

ફકીરભાઈ ફુલાયા. એણે તો પાણીમાં ઝુકાવ્યું. 'કામળા'ની પાસે પહોંચ્યો, ત્યાં ગભરાયેલું રીંછ એને વળગી પડ્યું ને બન્ને આગળ તણાયા.

લોક આ તમાશો જોઈ રહ્યા હતા ત્યાં વાણિયો ઠંડે પેટે બોલ્યો, "જોઈ શું રહ્યા છો ? એ તો ટહાડે પાણીએ ખસ ગઈ !"

---

## ૭૪. ઠુંઠ લીલો તેને શો ભય ?

એક ગામમાં એક લૂલો ને એક આંધળો વસતા હતા. બન્ને હતા ખરેખરા બાજીગર. ભેગા મળીને અનેક જાતના ધંધા કરે. એક દિવસ એમણે વિચાર કર્યો કે નજીકના શહેરમાં જઈને કોઈ શાહુકારને ત્યાં ખાતર પાડવું કે જેથી થોડાં વરસ નિરાંતે રહી શકાય.

આંધળાએ પાંગળાને લીધો ખાંધે, ને ભાઈબંધો વહેલી પરોઢે ચાલ્યા શહેર તરફ. શહેરના પાદરમાં એ પહોંચ્યા ત્યાં પડખેથી ચીબરી બોલી. એ સાંભળીને પાંગળાએ કહ્યું, "ભાઈ, ચીબરી બોલી !" આંધળાએ સૂચના કરી, "એ જ્યાં બોલી ત્યાં ચાલો."

પાંગળાએ બતાવ્યા પ્રમાણે આંધળો ત્યાં ગયો, તો બાવળનું ઠુંઠું હતું તેના ઉપર ચીબરી બોલી હતી. આંધળાએ પૂછ્યું, "ભાઈ, ઠુંઠું લીલું છે કે સૂકું ?"

પાંગળાએ જવાબ આપ્યો, "લીલું કલ્હાર છે."

આંધળાએ કહ્યું, "ત્યારે ફિકર નહિ. ઠુંઠ લીલું છે, તો ભય શેનો ?"

આ શુકન વરતીને ભાઈબંધો શહેરમાં પેઠા. ત્યાં બરાબર લાગ જોઈને સારા શાહુકારનું ઘર ધ્યાનમાં લીધું. પછી પાંગળાએ આંધળાની હથેળીમાં નકશો આલેખી બતાવ્યો તે પ્રમાણે રાતે આંધળે ખાતર પાડ્યું. પાંગળો પહેલો અંદર ગયો ને તેની પાછળ આંધળો દાખલ

થયો. પાંગળે પટારો બતાવ્યો તે આંધળે ઉઘાડચો. પછી પાંગળાએ તેમાંથી સારી કિંમતના જર-જવાહિર કહાડીને એક દાબડો ભર્યો ને તે લઈને ભાઈબંધો ચાલી નીકળ્યા.

સવાર પડી ને શાહુકારને ચોરીની જાણ થઈ, એટલે શહેરના કોટવાળને એણે ખબર કરી. તરત જ ચોકીદારેને સાવધ કરવા કોટવાળે ઢોલ વગડાવ્યો. એ સાંભળીને પાંગળો આંધળાને કહે, " ભાઈ, ખાતરની જાણ થઈને બુંબિયો વાગ્યો. "

આંધળાએ પૂછ્યું, " ઠુંઠ કેવું હતું ? લીલું કે સૂકું ? "

પાંગળે કહ્યું, " લીલુંછમ હતું. "

" ત્યારે ફિકર નહિ. ચાલો આગળ " એમ કહીને આંધળો આગળ ચાલ્યો. અહીં ચોર માટે શોધખોળ થઈ, ને સવારોની એક ટુકડી તપાસ કરવા મારતે ઘોડે ગામ બહાર નીકળી. તેને આવતી દેખીને પાંગળાએ કહ્યું, " ભાઈ, વાર આવે છે. "

આંધળે પૂછ્યું, " ઠીક, પણ ઠુંઠ લીલું હતું કે સૂકું "

પાંગળાએ ખાતરી આપી, " સાવ લીલું હતું. "

" તો પછી ચિન્તા નહિ, ચાલો આગળ. "

પાછળ વળગ્યા સવારો આવ્યા, પણ આ ચીંથરેહાલ ભીખારીઓ તરફ ધ્યાન ન આપતાં આગળ ચાલ્યા ગયા, એટલે ભાઈબંધો એક ઝાડ નીચે લૂંટની વહેંચણી કરવા બેઠા. ત્યાં પેલા સવારો પાછા વળતાં એ માર્ગથી નીકળ્યા. એટલે પાંગળાએ ઉઘાડા ડબા ઉપર ચીંથરાનો છેડો વાળી દીધો, ને બે જણ વાતો કરવા બેઠા. સવારો એમને જોઈને રસ્તે પડચા.

એ ગયા એટલે આ બેલડીએ નિરાંતે લૂંટની વહેંચણી કરી, ને પોતપોતાના ભાગની બચકીઓ બાંધી લીધી હતી. પછી આંધળો

પાંગળાને એને ઘેર ઉતારીને પોતાને ત્યાં ગયો, ને લીલા ઠૂંઠને આશરે ખાધું પીધું ને મોજ કરી; કેમ કે જેનો ઠૂંઠ લીલો, તેને ભય શેનો?

---

## ૭૫. ઢેડનો ન્યાય

આ કહેવતના મૂળ રૂપે અકબર–બીરબલની એક વાત કહેવાય છે. ખરેખર અકબર-બીરબલની આ વાત બની હશે કે નહિ બની હોય, એ પ્રશ્ન અસ્થાને છે. ગમે ત્યાં અને ગમે ત્યારે બની હોય કે ન બની હોય, પણ વાર્તા આબાદ સચોટ છે, એટલું આપણે માટે બસ હોવું જોઈએ.

એક વાર બીરબલ કૈં વાંકમાં આવ્યો હશે તેથી અકબરશાહ એના ઉપર ગુસ્સે થયા અને એને સખ્ત સજા કરવાનો પોતાનો ઇરાદો એણે જાહેર કર્યો. બીરબલ બરાબર સમજતો હતો કે ગુનો ખરેખર બન્યો હોય કે ન બન્યો હોય, પણ બાદશાહને મન બન્યો હતો એટલું પૂરતું હતું. તેથી એમાં દલીલો કામ લાગશે નહિ. અને આ વખતે બાદશાહ એટલો બધો ગુસ્સે થયો છે કે એ વધારે પડતી આકરી સજા કર્યા વગર છોડશે નહિ. તેથી ડાહ્યા માણસનું કામ એ છે કે સજા બને તેટલી હળવી થાય તેવી યુક્તિ ગોઠવવી.

એણે બહુ અદબથી બાદશાહને અરજ કરી, "જહાંપનાહ, હું અપરાધી તો છું જ અને સજાને યોગ્ય પણ છું, તેની હું ના નથી પાડતો પણ એ બાબતમાં મારી આપને એક નમ્ર અરજ છે."

બાદશાહને વહેમ પડ્યો, કે ચાલાક બીરબલ વળી પાછું કૈં છટકું ગોઠવતો હશે, તોપણ એને ગુસ્સો ચડેલો હોવા છતાં બીરબલ ઉપર પ્રેમ એટલો બધો હતો, કે એણે તેની ઇચ્છા જાણવા માગી.

બીરબલે નમ્રતાથી વિનંતી કરી, "ગરીબપરવર, મારી એટલી જ ઇચ્છા છે કે મારો ગુનો એટલો બધો અધમ છે કે મને કેવી સજા કરવી તેનો ન્યાય ઢેડ લોકો પાસે કરાવો!"

બીરબલની "નમ્રતા" જોઈને બાદશાહને ઘણું લાગી આવ્યું. એણે તેને સમજાવ્યો કે "તું મારા દરબારનો મોટો અમીર ને મારો મિત્ર, તેનો ન્યાય ઢેડ કરે, એ કેમ બને? તારા બરોબરિયા હોય તેવા ગમે તેનું નામ દઈશ તો હું કબૂલ રાખીશ. પણ તારું એવું હલકું દેખાય એ મને રુચતું નથી."

પણ બીરબલે પોતાની માગણીનો આગ્રહ રાખ્યો, તેથી છેવટે બાદશાહે હુકમ કર્યો કે ઢેડની ન્યાતના ચાર પટેલિયાઓને બોલાવી લાવવા.

ઢેડ પટેલો દરબારમાં હાજર થઈ ગયા. એમને તો આ નવી જ દુનિયા હતી. એ આવ્યા એટલે બાદશાહ સલામતે એમને હુકમ કર્યો, "આ બીરબલ સાહેબને તમે ઓળખો છો? એમણે મારો બહુ મોટો ગુનો કર્યો છે ને એની એને સજા થવી જોઈએ. એમને શું સજા કરવી એ તમારે નક્કી કરવાનું છે, માટે જાઓ, પેલા ખૂણામાં બેસીને નક્કી કરો કે બીરબલ સાહેબને શી સજા કરવી. તમે જે કહેશો તે અમે મંજૂર રાખીશું."

ઢેડાઓ તો ફૂલીને ફાળકા થઈ ગયા. એમનાં કડિયાંની કસો જાણે તૂટવા લાગી! ખૂણામાં જઈને એ બેઠા ને અંદરઅંદર સંતલસ કરવા લાગ્યા.

પહેલા ઢેડે ધીમેથી કહ્યું, "અલ્યાઓ, આજે બીરબલ મહારાજ બરોબર લાગમાં આવ્યા છે. જ્યારે મુલકના બાદશાહ જાતે થઈને એનો ન્યાય કરવાનું આપણને કહે છે, તો એવો કરીએ કે બાદશાહ રાજી થઈ જાય."

બીજાએ સંમતિ આપી, "બાદશાહ પોતે કહે છે કે ગુનો મોટો છે, તેથી સજા બરાબર કરવી જોઈએ."

ત્રીજાએ પણ અભિપ્રાય આપ્યો કે "આવો લાગ ફરીફરીને સાંપડવાનો નથી. બાદશાહના માનીતા છે તેથી મુલકમાં બીરબલ મહારાજ

રોફ મારવામાં પાછું વળીને જોતા નહોતા. હવે સાણસામાં આવ્યા છે, તો એવું કરી બતાવવું કે જનમભર એને યાદ રહી જાય કે ન્યાય કરનારા મળ્યા હતા ખરા. અને તે સાથે બાદશાહ પણ શાબાશી આપે, કે બરાબર ન્યાય કર્યો."

પહેલાએ સૂચના કરી, "ત્યારે જુઓ, બીરબલ મોટા માણસ છે, ને ખમતીધર આસામી છે. તેથી એનો પાંચ વીહુ દંડ કરીએ તો કેવું?"

આ સાંભળીને બીજો અકળાઈ ગિડચો, "અલ્યા ભાઈ, તમે ય વિચાર કર્યા વગર જ બોલો છો! પાંચ વીહુ રૂપિયા એટલે કેટલા થયા? ગમે તેવો ચમરબંધી હોય તો યે ખમે નહિ, સજા આકરી કરવી, પણ તેથી માણસનો ટોટો પીસી નાખીએ તો ભગવાન રાજી ન રહે."

ત્રીજાએ સમાધાનનો માર્ગ કહાડ્યો, "પાંચ વીહું તો નહિ, પણ બે વીહું ઘણા થઈ પડશે."

ચર્ચા કરતાં કરતાં છેવટે અઢી વીસું રૂપિયા દંડ કરવાનું ઠેઠ પંચે નક્કી કર્યું. એમને લાગ્યું કે સજા છે તો આકરી, પણ એથી ઓછી કરીએ તો સારા ન લાગીએ.

નિર્ણય કરીને પંચ બાદશાહ આગળ હાજર થઈ ગયું. બાદશાહે એમના આગેવાનને પૂછ્યું, "કેમ સરપંચ, તમે ઠરાવ કર્યો?"

સરપંચે ઝૂકીને જવાબ આપ્યો, "હા નામદાર, અમે ખૂબ વિચાર કરીને બીરબલ સાહેબને કરવાની સજા ઠરાવી છે."

"કહો, ત્યારે શું સજા ઠરાવી છે?"

"ગરીબપરવર સજા છે તો આકરી, પણ ગુનો બહુ મોટો છે તેથી અમને ઠીક લાગ્યું તેમ કહીએ છીએ. પછી આપને રહેમ કરવી હોય તો આપની મરજીની વાત છે. અમે ઠરાવ્યું છે કે બીરબલ મહારાજનો અઢી વીહું રૂપિયા દંડ કરવો!"

બાદશાહ આ સાંભળીને સમજી ગયો કે વળી પાછો બીરબલ સોગઠી મારી ગયો ! ઢેડ પાસે ન્યાય કરાવવાની તેની "નમ્રતા"નો ભેદ ખૂલી ગયો ! ઢેડનું ગજું કેટલું ? એ કરી કરીને, પોતાની કલ્પના પહોંચે તેટલું જ કરી શકે !

"વાહ બીરબલ !" કદરદાન બાદશાહે કદર બૂજી, "તારી ચાલાકીથી હું એટલો બધો ખુશી થયો છું, કે હવે તો મારે તને અઢી વીહુંનો પણ દંડ નથી કરવો. જા, તારો ગુનો માફ છે !"

---

## ૭૬. તારા બાપને ય મિયાઉં

એક વેપારી એક વાર ભીડમાં આવ્યો. કામકાજમાં મોટી ખોટ ગઈ ને દુકાન બંધ કરવી પડી, તોપણ એને જરા પણ આરામ મળ્યો નહિ. લેણદારોની ભીડ એને ત્યાં કાયમ રહેવા લાગી. વહેલી સવારથી મોડી રાત સુધી લેણદારો આવે જતા. એમને આપવાનું કશું નહોતું, તેથી દરેક જોડે ઘણી માથાફોડ કરવી પડતી. કોઈ કેવા મિજાજના હોય ને કોઈ કેવા, તેથી એને સંતાપ અને ત્રાસનો પાર નહોતો.

છેવટે એક સારા વકીલ પાસે એ ગયો. વકીલે એની હકીકત પૂરે-પૂરી જાણી, સમજીને કહ્યું કે હું તને એવો રસ્તો બતાવું કે જેથી આ પીડામાંથી તું છૂટી જાય; પણ તારે મને બસો રૂપિયા આપવા પડશે.

અસીલે જાણ્યું કે હજારોના સકંજામાંથી છૂટાતું હશે તો બસોનો શો હિસાબ છે ! વળી દેવાળું કહાડયું, પણ વાણિયાએ કહાડયું હતું; એ સાવ કસ વગરનું ન હોય. તેથી એણે માગણી કબૂલ કરી, પણ એવી શરતે કે, લેણદારોથી છૂટો થયા પછી જ ફી મળે. વકીલને એવી રીતે પાછળથી ફી લેવાનો રિવાજ અજાણ્યો નહોતો તેથી એણે હા પાડી.

પછી એણે અસીલને સમજાવ્યું, "જો, હવે જે લેણદાર આવે તેને ચોખ્ખું કહી દેજે કે જાઓ કોરટે. પછી કોરટમાં કેસ આવે, ત્યારે તને ગમે તે સખસ, લેણદાર, એનો વકીલ કે ન્યાયાધીશ, ગમે તે સવાલ પૂછે, તેના જવાબમાં તારે માત્ર "મિયાઉં", એવો બિલાડી જેવો અવાજ કહાડવો. કોટિ ઉપાયે પણ બીજો કોઈ ઉત્તર આપવો નહિ. બાકીનું હું સંભાળી લઈશ."

એણે તો ઘેર જઈને દરેક લેણદારને રોફથી સુણાવી દીધું કે તમારાથી થાય તે કરી લેજો, ને તમારું લેણું કોરટમાં લેજો. એની નફટાઈથી ગુસ્સે થઈને બધાએ દાવા નોંધાવ્યા.

અદાલતમાં એનો કેસ નીકળ્યો. વકીલ પોતાના અસીલને લઈને હાજર થઈ ગયો. ફરિયાદીએ ફરિયાદ દાખલ કર્યા પ્રમાણે કેસ નીકળ્યો. વકીલે ન્યાયાધીશને આરંભમાં જ અરજી કરી કે "સાહેબ, મારા અસીલના મગજની સ્થિતિ સારી નથી, બલકે એ તો સાવ ગાંડો છે. એને પોતે જે કરે છે તેને માટે એ જવાબદાર નથી. એવા બિન-જવાબદાર માણસને વાદીએ નાણાં ધીરવાં, એ કાયદેસર નથી, ને તેમ છતાં ધીરે, તો તેનાં પરિણામ એણે ભોગવવાં જ જોઈએ, માટે કેસ પ્રથમ દર્શને જ કહાડી નાખવો જોઈએ."

નામદાર કોરટે પ્રતિવાદીને પિંજરામાં ઊભો કરાવીને એને સવાલ પૂછવા માંડ્યા, "તમારું નામ શું?"

જવાબ: "મિયાઉં!"

સવાલ: "એમ ન બોલાય. તમારું જે નામ હોય તે સરખી રીતે બતાવવું પડશે, નહિ તો અદાલતના તિરસ્કાર બદલ સખત સજા થશે."

પ્રતિવાદી: "મિયાઉં!"

ન્યાયાધીશે જે કંઈ કહ્યું તે બધાનો એક જ ઉત્તર હતો—મિયાઉં! વકીલે ફરીથી કોરટનું ધ્યાન પોતાના અસીલની બેજવાબદાર માનસિક

સ્થિતિ ઉપર ખેંચ્યું. વાદીએ ઘણા યે ધમપછાડા કર્યા, પણ મિયાઉં સિવાય કશું પણ કોઈને મળ્યું નહિ.

છેવટે પ્રતિવાદી ગાંડો હોઈ તે પોતાનાં કાર્યો માટે જવાબદાર ન હોવાના કારણે અરજી કહાડી નાખવામાં આવી.

એ જ પ્રમાણે બધા કેસોમાંથી એ શખ્સ છૂટી ગયો, ને નિરાંતે ઘેર જઈ ને બેઠો.

પછી વકીલે એને પોતાને ત્યાં બોલાવ્યો, ને કહ્યું, "મેં મારું વચન પાળીને તમને બધાં જ દેવામાંથી છોડાવ્યા છે. હવે મારી ફી લાવો."

જવાબ : "મિયાઉં!"

"એમ નહિ ચાલે. તમને ભારે પડી જશે. બધા લેણદારોને મિયાઉં, ને મને પણ મિયાઉં?"

અસીલે ઠંડે કલેજે જવાબ દીધો, "તમને શું, પણ તમારા બાપને ય મિયાઉં. જોઈએ તો કોરટે જઈ ને ફી વસુલ કરો. બીજાને એક વાર, પણ તમને ત્રણ વાર મિયાઉં—મિયાઉં, મિયાઉં, મિયાઉં!"

---

## ૭૭. તુંબડીને નહિ, તુંબડી ફૂટ્યાને રોઉં છું

હળવદના જટા ભટ નામના બ્રાહ્મણને કામપ્રસંગે મોટા શહેરમાં જવાનું થયું. હળવદના બ્રાહ્મણ, તેમની શારીરિક તાકાત, આહાર વગેરે માટે બહુ જાણીતા છે. દેખાવમાં તેઓ સાવ સાધારણ ગામડિયા જેવા દેખાય છે, પણ એમના સમ્બન્ધમાં દેખાવ ખોટો નીવડે છે.

જટા ભટ ચીંથરેહાલ દેખાય; ફાટેલાં કપડાં, ટૂંકું થીંગડિયાળું પંચિયું, ખભે ખડિયો, ને બીજે ખભે લટકતી તુંબડી જોતાં જટા ભટ દળદરના કોટ અને ભીખારી ભટજી જેવા લાગે. એમણે સાથે પોતાના નાના દીકરાને પણ લીધો હતો.

બનવાજોગ તે શહેરમાં એમની ન્યાતમાં જમણવાર થયો. ભટ પણ ફાટેલું લીરા લટકતું ટૂંકું સાવલિયું પહેરીને ન્યાતમાં ગયા. છોકરો તો માત્ર લંગોટીભેર જ હતો. એમના ડોળ દેખીને શહેરી ન્યાતીલાઓએ એમની ઘણી મશ્કરી તેમજ અનાદર પણ કર્યાં. છતાં બધું ખમી ખાઈને જટા ભટ પંગતે બેઠા. મિષ્ટાન્ન તેમ જ બીજાં વાનાં પણ પીરસાઇ ગયાં એટલે "હરહર મહાદેવ" બોલાયા, ને લોક જમવા માંડ્યા. તે જોઈને છોકરાએ બાપને ફરિયાદ કરી, કે હજી ઘી તો આવ્યું નથી ને આ બધા જમવા માંડ્યા, તે શું ઘી નહિ આવે ?

ભટે એને સમજાવ્યો કે આ લોક ઉપર–ઘીના કંસારના જમણમાં શું સમજે ? એ તો હળવદમાં ઉપર તાંબડીએ ઘી રેલમછેલ પીરસાય, અહીં નહિ. છોકરાએ તો ઉપર–ઘી માટે કજિયો કર્યો. જમાડનારનું ધ્યાન ખેંચાતાં એણે એમને ઘી પીરસાવ્યું, ને બધી મીઠાઈ ભાગીને તેમાં ભેળવીને બાપ–દીકરો જમવા માંડ્યા.

પાસે બેઠેલા બીજા માણસોએ ભટની મશ્કરી માંડી, કે છપ્પનિયા જેવા ડોળ છે, ચીંથરિયા પીર જેવી દશા છે, ને પારકે જમણે કેટલી શેખી છે ! પોતે એમ ઘીની નદીઓ વહેવરાવે ત્યારે ખરું.

ભટને ચટકો લાગ્યો; એણે હળવદની રીત બતાવી આપવાનો મનસૂબો કર્યો. ન્યાત જમીને ઊઠી, તે જ વખતે એણે લોકની અવરજવરની વચમાં જ પોતાની તુંબડી મૂકી દીધી. અડફેટમાં આવીને એ ભાંગી ગઈ, એટલે ભટે તો તુંબડીના નામનો ઠૂઠવો મૂક્યો. લોક થઈ ગયું ભેગું, આ ભીખારી ભટની કંગાળતાને ફિટકાર પડવા લાગ્યો. કોઈએ કહ્યું, "ફદિયાની તુંબડી ફૂટી તેમાં આટલો કલ્પાન્ત શું કરો છો ? તમે કહો તો અમે ભેગા થઈને પિત્તળનો લોટો અપાવીએ."

"અરે ભાઈઓ," જટા ભટે કહ્યું, "હું તુંબડીને નથી રોતો, પણ તુંબડી ફૂટયાને રોઉં છું. એને કોઈ લઈ ગયું હત તો વાંધો નહોતો. પણ એ ફૂટી ગઈ, એટલે મારે એનું કારજ કરવું પડશે !"

ન્યાતીલાઓ એનું આ બોલવું સાંભળીને હસ્યા, કે દોઢિયાની તુંબડી માટે કકળાટ કરી મૂક્યો, ને ભાઈને કારજ કરવું છે. "ભટજી, કંઈ જાણો છો ખરા, કે ન્યાત જમાડતાં પાંચ હજારનો ખરચ થાય છે ?" કોઈએ એને એવું કહેવાની દરકાર ન કરી, કે તુંબડી ફૂટ્યામાં કારજ કરવાનું ન હોય.

જટા ભટ હળવદનો બ્રાહ્મણ; દેખાવે કંગાલ, પણ ઘરમાં તરણતર હતો. એણે તરત જરૂરી રકમ હુંડીથી મંગાવી લીધી, ને બરાબર તેરમાને દિવસે આખી ન્યાત જમાડીને કંસાર ઉપર વટલોઈએ વટલોઈએ છાકમછોળ ઘી પીરસ્યું–તુંબડીના કારજમાં, અને પોતાને લાગેલા ચટકાનું સાટું વાળવા !

---

## ૭૮. તેરા ચલે તો માર ડાલીઓ

બે મિત્રો વચ્ચે એક વાર ચર્ચા થઈ. એક કહે કે આપ ભલા તો જગ ભલા, માટે આપણે દરેક જણ સાથે સાવ સરળતા અને ભલાઈ રાખીએ, તો ગમે તેવો માણસ પણ આપણી સાથે સીધો ચાલે. એના મિત્રનું કહેવું એવું હતું કે આપ ભલાવાળી કહેવતનો અર્થ એટલો જ કે કોઈને દગો–ફટકો કરવાની દાનત રાખવી નહિ, ને કોઈના ઉપર પણ અંતરથી દ્વેષ રાખવો નહિ, બાકી વ્યવહારમાં તો તમોગુણી સાથે તમોગુણથી, રજોગુણી સાથે તેવા ગુણથી ને સાત્ત્વિક વૃત્તિવાળા માણસ સાથે સાત્ત્વિક રીતે જ કામ લેવું જોઈએ; અને તેમ ન કરીએ, તો ભલાઈ કંઈ જ કામમાં ન આવતાં ઊલટો વ્યવહાર બગડે અને સરવાળે બન્નેને હાનિ થાય.

આ ચર્ચા આગળ વધી, ને એક બીજાને એ મિત્રો પોતાના મતમાં વાળી શક્યા નહિ. બધાની સાથે સરળ વર્તાવ રાખવાના પક્ષવાળાનું નામ હતું ભોળાશંકર, ને અંદરથી સર્વ પ્રત્યે સદ્ભાવ છતાં વર્તનમાં જેવાની સાથે તેવા થવાના અભિપ્રાયવાળાનું નામ હતું કુશળશંકર.

આ ચર્ચા ચાલતી હતી ત્યાં વાતે ને વાતે આડું બોલવાની આદતવાળો એક મુસલમાન પોતાના દીકરાને આંગળીએ વળગાડીને જતો હતો. કુશળશંકરે ભોળાશંકરને કહ્યું, "આ મિયાં વિચિત્ર છે, તેની સાથે તમારી રીતે વાત કરી જુઓ જોઉં. જો તમે એને સીધી રીતે વાત કરતો કરો, તો હું તમારો ગુલામ થઈ જઉં."

ભોળાશંકરે તરત મિયાંને સંબોધ્યા, "સલામ, મિયાં સાહેબ, સલામ."

મિયાંએ તેના તરફ જોઈને બબડાટ કર્યો, "ફજર ફજરમેં સલામ-વાલા કોન કમબખ્ત નીકલ પડા!" મોટેથી એણે જવાબ દીધો, "અચ્છા સલામ, તુમ કયા કહેને મંગતા?"

ભોળાશંકરે હસીને જવાબ દીધો, "કહેવાનું તો શું હોય ભાઈ? ઘણા દિવસે તમને દેખ્યા તેથી રાજી થઈને તમને બોલાવ્યા."

"મેં તો તુજે રોજ બજારમેં ભટકતા દેખતા હું, ઓર તૂ કયા અંધા હે તે મુજે દેખતા નહિ? ઓર રાજી હોનેકુ તુજે કોન કહેતા હે?"

"આ દીકરો તમારો છે કે?"

"તો કયા તેરા બાપકા હે?"

"છોકરો બહુ ચાલાક છે હો. પણ એ શરીરે જરા નબળો છે, તેથી આ શિયાળામાં જરા પાકબાક ખવરાવો એટલે શરીરે ભરાય."

"મર સુક સુકકે લકડી હો જાય, ઉસમેં તેરા કયા જાતા હે?"

"ભલે ભલે જમાદાર, ભગવાન એને સો વરસ જીવાડે."

"કયા તેરે કહેનેસે જીએગા? તેરા ચલે તો અભી માર ડાલીઓ."

"પણ જમાદાર તમારું નામ હું ભૂલી ગયો. મને કહેશો?"

"મેરા નામસે તેરી કયા મતલબ? જા, નહિ બતાતે."

હવે ભોળાશંકરની પણ ધીરજ ખૂટી. એનાથી જરા અવાજ ખેંચીને કહેવાઈ ગયું, " અરે જમાદાર તમે યે કેવા માણુસ છો? માણુસાઈથી બોલાવે તેને માણુસાઈથી જવાબ દેતાં શું થાય છે? કેવા ભલા માણુસ છો!"

" ભલા ભલા કિસકુ કહેતા રે? ભલા તૂ, ઓર ભલા તેરા બાપ; ખબરદાર હમકુ ભલા કહા તો!"

કુશળશંકર આ તમાશો જોતો હસતો હતો. ત્યાં થઈને ભગલો ભંગડ નામનો ખૂબ જ કજિયાખોર કોળી નીકળ્યો. એ લાગ જોઈને કુશળશંકરે જમાદારને કહ્યું, " જમાદાર, આ ભલા માણુસને તમે ગમે તેવા ફાટ્યા ફાટ્યા આડા જવાબ દો છો ને એ ખમી ખાય છે; પણ આ ભગલા ભંગડને એવા જવાબ દો ત્યારે ખરા કહું."

જમાદાર તરત બબક્યો, " અરે ભગલા ક્યા, ભગલાકા બાપકુ ભી એસા હી જવાબ દુંગા. ક્યા ઉસસે મેં ડરતા હું?"

ભગલો પોતાનું નામ બોલાતું સાંભળીને સમજ્યો કે જમાદાર મને કંઈ કહે છે. એણે તરત એના તરફ ફરીને પૂછ્યું, " કેમ જમાદાર, મને કંઈ કહ્યુ?"

" અરે તૂ કોનસા ખેતકા ખોડીબારા હો ગયા? હાં, તેરેસે કયા, તેરા બાપસે ભી કહેતા હૂં."

" જરા સીધી જીભ રાખીને વાત કરો મિયાં. વગર લેવાદેવાએ બચકાં શેનાં ભરો છો? નહિ તો આ ભગલો ભંગડ અમથો નથી કહેવાતો."

" અબે જા બે, તેરે જૈસે તો કીતને મવાલી દેખે."

" મવાલી " સાંભળીને ભગલાએ " તારી જાતનો તરકડો મારું " કરતેકને બે થપાટો ખેંચી કહાડી, કે તરત મિયાં ગાલ પંપાળતા નીચી મુંડીએ ચાલતા થયા. [ત્યાર પછી એણે ભગલાને ફરીથી છેડ્યો નહિ, પણ ભોળાશંકર જેવાને તો એ ઘૂરકિયાં કરતો જ રહ્યો.

---

## ૭૮. તાવ આવ્યો ને ટપ મુવો

એક વખત આગગાડીમાં એક સિંધી ને એક કચ્છી ભેગા થઈ ગયા. બન્ને જણ પોતાને બીજાથી વધારે ચતુર માને. વાળુનો વખત થયો એટલે બન્નેએ ભાતાના ડબા કહાડયા. સિંધીના ભાતામાં માલામાલ હતો ને કચ્છીના ડબામાં ઢેબરાં હતાં. એમણે એમ નક્કી કર્યું કે પહેલાં સિંધીનો ડબો ખોલવો ને બીજી ટંકે કચ્છીનો કાઢવો. કચ્છીએ મનસૂબો કર્યો, કે સિંધીને વાતોમાં ગૂંચવીને એનાં મગજપુરી ચટ કરી જવાં. એણે બહુ વિવેકથી પૂછયું, "ઓહો, બહુ સરસ વાનીઓ બનાવી છે. આપનાં માતુશ્રીએ બનાવી હશે." સિંધીએ હા કહી. કચ્છીએ વળી પૂછયું, "આપના વડીલ શું કરે છે?" સિંધીએ જવાબ આપ્યો કે "અમારા વડીલ ગુજરી ગયા છે." "અરે અરે બહુ માઠું થયું," કચ્છીએ દિલસોજીનો ડોળ કર્યો, "બાપુને શું થયું હતું?" સિંધીએ બાપની માંદગીની માંડીને વાત કરી. એ વાત કરતો રહ્યો ને કચ્છીએ ભાતા ઉપર હાથ માર્યો. વચ્ચે વચ્ચે હુંકારો ભણે, ને વીગતો પૂછતો જાય. છેવટે વાત પૂરી થઈ, ને સિંધીએ ભાતા તરફ જોયું, તો ડબો ખાલી! હવે કચ્છીની ચાલાકી સમજી ગયો, ને મનમાં એણે ગાંઠ વાળી, કે હું ખરો ક્યારે, કે એનું ભાત ખાઈ જાઉં. બીજી ટંકે કચ્છીએ ઢેબરાં છોડયાં. સિંધીએ પૂછયું, "ઓહો કેવાં સરસ! આપનાં માતુશ્રીએ બનાવ્યાં હશે." કચ્છીએ ડોકું હલાવીને કોળિયા ભરતાં હા કહી. સિંધીએ પૂછયું, "આપના પિતાજી શું કરે છે?" કચ્છીએ ટૂંકું વાળ્યું, "મરી ગયા છે." સિંધીએ અફસોસ કર્યો, "બહુ માઠું થયું. શાથી મરી ગયા?" કચ્છીએ હસીને જવાબ આપ્યો, "તાવ આવ્યો, ને ટપ મુવો," એટલું કહીને એ ઢેબરાં સાફ કરી ગયો ને સિંધી જોતો રહ્યો.

---

## ૮૦. તુખ્મે તાસીર

દિલ્હી શહેરમાં એક દિવસ એક શેઠના ચાર દીકરાની ચાર રતન જેવી રૂપાળી પુત્રવધૂઓ જમનાજીની પૂજા કરવા જતી હતી. માર્ગમાં જતાં રાજદરબારનો છૂટેલો હાથી ગાંડો થઈને નાસતો હતો. તેને આ બાઈઓએ દીઠો, ને એ ગભરાઈને નાઠી. થોડે દૂર એક બારણું ઉઘાડું દીઠું તેમાં એ પેસી ગઈ. આગળ ચાલતાં એક ફળિયું આવ્યું, ત્યાં એક કસાઈ ગાય હલાલ કરતો હતો. શ્રાવિકાઓએ આ દીઠું ને ગાયને માટે પોતાનાં બધાં ઘરેણાં આપવાની લાલચ આપી.

પણ કસાઈનું ચિત્ત એ રૂપાળી નારીઓમાં ભરાયું હતું. એણે કહ્યું કે તમારામાંથી એક મારી સાથે આવે, તો ગાય છોડું. પણ કોણ જાય? છેવટે કસાઈએ કહ્યું કે હું જેનો હાથ પકડું તે આવે. એણે એક જણીનો હાથ પકડ્યો, ને એ બાઈ ગાય બચાવવાનું પુણ્ય કમાવા કસાઈ સાથે ગઈ.

આ પ્રસંગથી બાઈને ઓધાન રહ્યું; ને યોગ્ય સમયે એને દીકરો અવતર્યો. એનું બીજ કસાઈનું, એટલે એનામાં ગુંડાગીરીનાં બધાં લક્ષણો દેખાવા લાગ્યાં. જેમ તે મોટો થતો ગયો તેમ એણે મારપીટ, કાપાકાપી, જુગાર, વ્યભિચાર વગેરેમાં પારંગતતા મેળવવા માંડી. એના દાદાને ઘણી યે ચિન્તા થઈ, પણ મોહકમચન્દ હાથથી ગયો. એક બળવાન ઉમરાવની મદદથી આ કસાઈપુત્રને શેઠે અળગો કર્યો, એને જુદું મકાન આપ્યું, અમુક રોકડ રકમ આપી, ને એની પાસે વારસાની ફારગતી લખાવી લીધી.

મોહકમચન્દે જુદું ઘર માંડ્યું, ને પછી એણે બદમાસીનો દોર છૂટો મૂક્યો. એની પત્ની પિયેર જતી રહી, ને એનું સ્થાન વેશ્યાએ લીધું. પણ કમાણી નહિ, ને ખર્ચનો પાર નહિ, તે છેવટે ધન ખૂટ્યું, ને વેશ્યા પણ એને છોડી ગઈ.

એક વાર નગરમાં કોઈ વેપારીને સારો તડાકો પડયો, એટલે એણે સારું લહાણું કહાડયું. લહાણાનાં ગાડાં ભરીને વાણિયાની વસ્તીની પોળે પોળે એનાં માણસો ગયાં, ને ગોર ટીપ વાંચે તેમ એમણે લહાણાં વહેંચવા માંડયાં. જે તે ઘરે ખબર આપે એટલે ઘરની સ્ત્રીઓ જઈને લહાણાં લઈ આવતી હતી.

એમ કરતાં મોહકમચન્દનો વારો આવ્યો. પણ એના ઘરમાં સ્ત્રી નહોતી. એટલે પડોશણે દયા ખાઈને કહ્યું કે "લાવો, હું એનું લહાણું પહોંચાડી દઈશ." એ લહાણું લઈને જેવી ઘરમાં ઘૂસી તેવો મહોકમચન્દ ઊછળ્યો ને બારણું ભીડી દઈ, બાઈને કાપી નાખીને એનાં ઘરેણાં ઉતારી લીધાં ને એની લાશના કટકા કરી, પાણીના ગોળામાં ભરીને રાતોરાત એ જમના નદીમાં નાખી આવ્યો.

અહીં બાઈનો પત્તો નહિ લાગવાથી ચારેકોર ચકચાર થઈ પડી. સવારે એક માછીમારે નદીમાં પેલો ગોળો ડબકડોઈયાં થતો દીઠો, ને એને ઝાલીને કિનારે લાવીને ખોલી જોતાં અંદર સ્ત્રીની લાશના ટુકડા દીઠા ! માછીમારે ગભરાઈને તરત કોટવાળને બાતમી આપી.

નગરમાં ઢંઢેરો પીટાવતાં પેલી બાઈનાં સગાં તપાસ કરવા ગયાં, ને એમણે પોતાના ઘરની નારીને ઓળખી. પણ ખૂનનો પત્તો કેવી રીતે લાગે ?

મોટા મોટા શેઠિયાઓનું આ કામ, એટલે બાદશાહ પાસે વાત ગઈ, ને દીવાનને આ કામ સોંપવામાં આવ્યું. દીવાને બધા કુંભારોને ભેગા કરીને પૂછ્યું કે આ ગોળી કોણે ઘડી છે ?

એક કુંભારે એને પોતાની ઘડેલી તરીકે ઓળખી. પછી તપાસ કરતાં એમાંની ગોળીઓ કુંભારે કોને કોને વેચી હતી તેનો પત્તો પણ મળ્યો. તેમાં બે ગોળી મોહકમચન્દને નામે પણ હતી. દીવાનના કહેવાથી બીજા બધા ઘરાકોએ પોત પોતાની ગોળી હાજર કરી, પણ

મ્હોહકમચન્દ એક જ ગોળી હાજર કરી શક્યો. બીજી ગોળીનું પૂછતાં એણે કહ્યું કે પાણી ભરનારીએ ફોડી નાખી છે.

પણ પાણી ભરનારીએ કહ્યું કે એ છેક ગઈ કાલ સુધી એ આખી હતી, ને મારાથી ફૂટી જ નથી. મોહકમને જરા દાબતાં એણે ખૂન કબૂલ કર્યું.

બાદશાહે દીવાનને કહ્યું કે તમે તો કહેતા હતા કે વાણિયાનો દીકરો કદી ખૂન કરે નહિ, તો પછી આ કેમ બન્યું? દીવાને પોતાની વાતને વળગી રહીને બાદશાહને જાતે આ બાબતમાં ઊંડા ઊતરવા અરજ ગુજારી.

એના કહેવાથી બાદશાહે મોહકમચન્દની માને રથ મોકલીને તેડાવી, ને અને ઘણા વાત્સલ્યથી ખરી હકીકત કહેવા સમજાવી. બાઈએ શોકાતુર હૃદયે કસાઈવાળી વાત કહીને ખુલાસો કર્યો, કે એના ફળરૂપે મોહકમચન્દનો જન્મ થયો છે.

ને ઉપરથી "તુખ્મે તાસીર"ની કહેવત પડી છે.

---

## ૮૧. તેરા કુત્તા મેરી કુલહાડી લાયા હે?

ફાજલ અને જાફર નામના બે પડોશી હતા. ફાજલ સાવ રખડાઉ અને એદી હતો, પણ જાફર ઉદ્યમી હતો. એ નોકરીચાકરી કરીને કમાઈ લાવતો, ને ઘરમાં બાળબચ્ચાં સાથે સુખચેનથી રહેતો હતો. પણ ફાજલ હીણકમાઉ હતો. જાફરને પોતાને ત્યાં સારાં સારાં ભોજન રોજ જમતો દેખીને ફાજલને એના ભાણામાં ભાગ પડાવવાનું બહુ મન થતું પણ એના ઘરમાં ઘૂસવાનો કોઈ ઈલાજ એને જડતો નહોતો.

જાફરે એક કૂતરો પાળ્યો હતો. ફાજલે એનો ઉપયોગ બહાના તરીકે કરવાનું નક્કી કર્યું, ને બરાબર ખાણાના વખતે એ જાફરના

ઘરમાં હાજર થઈ ગયો, ને પૂછ્યું. "જાફરભાઈ, તુમેરા કુત્તા મેરી કુલ્હાડી લાયા હે?"

જાફરે જવાબ દીધો, "ના ભાઈ, મેરા કુત્તા ઘરસે બહાર નીકલા ભી નહિ હે." પણ ભાણું પીરસેલું હતું, એટલે એણે વિવેક કર્યો, "ખેર, લેકિન ખાના તૈયાર હે તો ખાતે જાઇએ."

ફાજલને બીજા નોતરાની જરૂર નહોતી!

પછી તો એ પેંધો પડ્યો. જાફર કશું બોલે નહિ, પણ એની બીબીને બહુ ગુસ્સો ચડ્યો, ને રોજરોજ આ લફંગાને ખવડાવવાની એણે સાફ ના પાડી.

વળી પાછો ફાજલે આવીને પૂછ્યું, "તેરા કુત્તા મેરી કુલ્હાડી લાયા હે?" એટલે જાફરની બીબીએ એક કુહાડી લાવીને એના પગમાં છૂટી મારીને કહ્યું, "હાં, લે, યે તેરી કુલ્હાડી!"

ત્યારથી ફાજલ ફરીથી કુહાડી માગવા ગયો નહિ.

---

## ૮૨. થાકે ડપકે, સાકો ડપકો

રામચંદ્રજીએ લંકામાંથી સીતાજીને પાછાં લઈ આવવા માટે મોટું સૈન્ય લઈને સમુદ્રકિનારે પડાવ નાખ્યો, ને પછી લંકા જવા માટે માર્ગ કરી આપવા સમુદ્રને આજ્ઞા કરી, પરંતુ સમુદ્રે તેને નહિ ગણકારવાથી ભગવાન રામચંદ્રજી તેના ઉપર નારાજ થયા, અને તેની સાન ઠેકાણે લાવવા માટે તેને સૂકવી નાખવા, તેનું જળ શોષી નાખવા માટે ધનુષ ઉપર બાણ ચડાવ્યું. પરંતુ તેના તાપથી ભયભીત થઈને "ત્રાહિ ત્રાહિ" કરતો સમુદ્રનો દેવ તેમની સમક્ષ હાજર થઈને તેમને શરણે ગયો. શરણાગત ઉપર વાર કરાય નહિ, તેથી રામચંદ્રજી મૂંઝવણમાં આવી પડ્યા; કેમ કે શરણાગત ઉપર એ છોડાય નહિ, ને રામે બાણ માંડ્યું તે કોઈ પણ ભોગે નિશાન લીધા વગર પાછું ઊતરે નહિ.

અહીં સુધી રામાયણને અનુસરતી વાત આવી. ત્યાંથી મારવાડની મશ્કરી માટે વાત આડી ફાટે છે.

રામચંદ્રજીની આજ્ઞા માથે ચડાવવા સમુદ્ર તત્પર થયો, એટલે રામચંદ્રજીએ જરા વિચાર કર્યો; અયોધ્યાથી આવતાં તેમને મારવાડમાં તે સમયે ઊભરાતા સમુદ્રે કરેલી અડચણનું સ્મરણ થયું. તેથી તેમણે પડખે ફરીને મારવાડ ઉપર બાણ છોડયું. બાણ એ ભૂમિમાં જઈને પડયું. એ પડયું કે તરત ત્યાંનાં જળ એ જળશોષણ કરનારા તીરના તાપથી ભૂમિમાં ઊંડાં ઊતરી ગયાં. ત્યારથી મારવાડ મરુભૂમિ થઈ.

તેથી ત્યાંના લોકો પાતાળ ફોડીને પણ પાણી કહાડી શકે છે ત્યારે કૂવા ઉપર કોસ માંડે છે; પણ કોસ ઉપર આવતાં જેમ બીજે " આવ્યો રામો ! " કહીને તેનાં સ્વાગત કરે છે અને બળદ હાંકનારને અટકવાની સંજ્ઞા પણ કરે છે, તેમ રામના નામથી તેનું સ્વાગત કરતા નથી. અને જો રામનામ લે છે તોપણ પેલો બળદવાળો, જે અત્યંત ઊંડા કૂવામાં ઊતારવા માટે જરૂરી અત્યંત લાંબા દોરડાંને બીજે છેડે વેગળે પહોંચી ગયેલો હોય છે, તેને ન સંભળાય તેવી રીતે બોલે છે; અને તેમ છતાં રખે તેને કાને રામનું નામ પડી જાય, અને રખે રામ બીજું બાણ મોકલીને કૂવા હજીયે વધારે ઊંડા કરીને તેને આથી યે વધારે લાંબું દોરડું તણાવે એવા ભયથી એ ગભરાઈ ન જાય, તે માટે કૂવા ઉપર એ લોક ઢોલ રાખે છે. કોસ ઉપર આવે ત્યારે એ ઢોલ વગાડવામાં આવે છે, જે દૂર ગયેલો હાંકેડુ સાંભળીને બળદને રોકે છે.

આ પાણીના ત્રાસમાં પ્રારબ્ધના બળિયા મારવાડી ખેડૂતો જળને ઘીની જેમ, ( અને ઘીને જળની માફક ! ) વાપરે છે. સ્મશાને જવાનું થાય ત્યારે ત્યાંથી પાછા ફરતાં, સ્નાન કરવા માટે ડાઘુમંડળી કૂવે ભેગી થાય છે; ને ત્યાં બેસીને દરેક જણ એકેક કાંકરો કૂવામાં નાખીને બોલે છે " થાકે ડપકે, માકો ડપકો " એટલે કે હે કાંકરા ! તારી ડૂબકીમાં મારી ડૂબકી માની લઉં છું ! તારે નાહ્યે હું નાહ્યાનો ભાવ કરી લઉં છું !

---

## ૮૩. દૂધના દૂધમાં, પાણીના પાણીમાં

એક ભરવાડ નજીકના શહેરમાં દૂધ વેચવા જતો હતો. એ પણ ઠગાઈના ગોરખધંધા શીખી ગયો હતો, તે દૂધમાં ગમે તેટલું પાણી નાખીને ચોખ્ખા દૂધને ભાવે વેચતો હતો.

એક દિવસ એ રોજની રીત પ્રમાણે એક દૂધની ભરેલી અને એક ખાલી, એમ બે વટલોઈ લઈને શહેર તરફ ઊપડ્યો. શહેરની નજીકના તળાવમાંથી એણે પાણી લઈને દૂધ ભેગું ભેળવીને બે વટલોઈ દૂધ કર્યું, ને ગામમાં જઈને ઘરાકોને આપી આવ્યો.

પાછો વળતે એ પોતાના નિત્યના રિવાજ પ્રમાણે વટલોઈમાં પૈસા લઈને જતાં એ જ તળાવને કાંઠે વટલોઈ માંજવા બેઠો. દૂધવાળા પૈસા એણે બાજુએ મૂક્યા, ને વટલોઈ માંજવા પાણીની ધારે ગયો. એટલામાં ઉપર ઊંચે ઊડતી સમળીએ ચળકતા ચાંદીના સિક્કા જોઈને એના ઉપર ઝપટ મારી. રૂપિયાની થોકડી એણે સફાઈથી ચાંચમાં ઉપાડી લીધી.

રૂપિયા ઉપાડીને એ પાછી ઊંચે ઊડી, પણ એને એમાં કશું ખાવા જેવું લાગ્યું નહિ, કેમ કે એ તો ચાંચમાં દબાવાને બદલે વાગતું હતું! તેથી એને ચાંચ પહોળી કરી. ચાંચમાંથી છૂટતાં પૈસા તળાવના પાણીમાં પડ્યા. ભરવાડ આ બધું જોતો હતો. બાકી રહેલાં નાણાં એણે ગણી જોયાં, ને હિસાબ કર્યો, તો સાચું દૂધ જેટલું હતું તેની વ્યાજબી કિંમતનાં નાણાં બચ્યાં હતાં, અને જેટલું મિશ્રણ કરીને વધાર્યું હતું, તેના દામ પાણીમાં ગયા.

બાજુમાં ઊભેલા એક પથિકે આ ખેલ જોઈને દિલાસો આપ્યો, “હશે, ભાઈ, દૂધના દૂધમાં, ને પાણીના પાણીમાં!”

## ૮૪. દાઢીજો ઝુરે ઝુરે થાય પણ એક બુરે ન છડું !

બે મેમણ, કાકો-ભત્રીજો, પોતાના ફેરીના ધંધા અંગે એક ગામથી બીજે ગામ જતા હતા. માર્ગમાં બધે જ કેં બાંધેલી સડકો ઉપર ચાલવાનું ગામડાં ગામોમાં ન હોય. ઘણી વાર ખેતરો પાર કરીને પણ આગળ વધવાનું હોય તેવી રીતે આ કાકા-ભત્રીજાનું યુગલ જારના એક ખેતરમાં દાખલ થયું. જાર જબરી થઈ હતી. માથા ઉપર ક્યાંય એના સાંઠા જતા હતા. ઘોડેસવાર પણ એમાં જાય તો દેખાય નહિ એવી ગબ્બર જાર થઈ હતી ને કણસલાં પણ લસલસતાં શેરીયાં હતાં.

આ જોઈને ભત્રીજાએ કહ્યું, " કાકા, જાર કેવી સરસ થઈ છે. "

કાકો પણ જાર જોઈ રહ્યો હતો. એણે તરત અનુમોદન આપ્યું, " હા, ખરેખર બહુ સારી થઈ છે. તું એનો કેટલો ઉતાર ટેવે છે? "

ભત્રીજાએ અભિપ્રાય આપ્યો, " વીસ સઈ જાર થાય તો નવાઈ નહિ. એનો બેસાર જોતાં એટલી જરૂર થશે. "

કાકાનો મત જુદો પડ્યો, " તું યે અક્કલ વગરનો ગમાર છે તો. આમાં વીસ સઈ જેવું તે શું ભાળ્યું ? દસ સઈના વાંધા છે ત્યાં તું ઊડ્યો આભલામાં. "

કાકાની બોલવાની રીત ભત્રીજાને ગમી નહિ; " તમે યે કાકા ઠીક છો હો. પેલો ખેડૂત મહેનત કરીને મરી ગયો, ને મોટી આશા બાંધી બેઠો હશે, ત્યાં તમે આવો નજીવો ઉતાર બતાવો છો; એ કયી અક્કલનું પ્રદર્શન ? "

કાકાએ મત બાંધ્યો તે બાંધ્યો. ભત્રીજાના વિરોધથી એ અકળાયો, " કેમ તારો કેં સગલો લાગે છે તે વધારે બતાવીએ ? લ્યો, મફતનું આવ્યું હશે ! "

ભત્રીજાને ચટકો લાગ્યો, " કાકા, તમે પોતે બુદ્ધિનું દેવાળું બતાવો છો, ને મને શા માટે ગાળો દો છો ? "

કાકાએ હુક કર્યો, "માળા ગધેડા, તને ન કહેવા જઉં તો કયા તારા બાપને કહેવા જઉં ? અહીં બીજું કોણ મુવું છે, તે મારું કહેવું કબૂલતો નથી ?"

ભત્રીજાની ધીરજ ખૂટી, "કાકા, જીભ સંભાળીને બોલજો, નહિ તો પછી મારો વાંક ન કાઢજો."

કાકાનું વડીલપણું ઘવાયું હતું. તે વધારે છંછેડાયો; "અલ્યા ઘરડે-ઘડપણ મારી સામે ફાવે તેમ ભસી મરે છે એ ઓછું છે, તે વળી એથી વધારે બીજો કયો વાંક કહાડવાનો છે ? તારી સાથે રહ્યામાં માલ નથી."

ભત્રીજાનું લોહી ઊકળી આવ્યું હતું, "માલ નથી તો કયો ધણી ચોખા મૂકવા આવ્યો હતો ? રસ્તો મોટો મસ પડ્યો છે. પણ જો ઝાઝું બોલ્યા તો...

કાકાનો પિત્તો પણ ગયો હતો, "તો શું ? હાથ ઉપાડવાનો છે ને ? જોઉં તો ખરો કેવો ઉપાડે છે. તારી માએ શેર સૂંઠ ખાધી હોય તો..."

એટલું બોલતામાં તો જુવાનીઓ પોટલું હેઠું મૂકીને કાકાને ચોંટી પડ્યો. કાકો પણ ઘરડું પાન તો યે કસદાર શરીર હતું. છોકરાએ એને નીચે પાડીને દાઢી પકડીને દબાવી રાખ્યો, ને દોથા ભરીને વાળ ખેંચી કહાડતો બોલ્યો, "બોલ કાકા, હજી મેં કહેલો ઉતાર કબૂલ રાખે છે કે નહિ. માની જાય તો જતો કરીશ; નહિ તો દાઢીનો એક વાળ નહિ રહેવા દઉં."

કાકાએ દાંત કચકચાવીને જવાબ આપ્યો : દાઢીજો ઝુરો ઝુરો થાય પણ એક ખુરો ન છડું" (દાઢીનો વાળે વાળ ઊખડી જાય પણ એક દાણો સરખો જતો ન કરું).

---

## ૮૫. દહાડીના દહોડસો ને ચોટીના ચારસો

એક વહોરા હતો. રાતના વખતે એને કૈં જરૂરી કામ પડતાં એ ઘરબહાર નીકળ્યો. રસ્તે જતાં બાજુમાં છુપાયેલા એક બદમાસે એકલવાયા વહોરાને લૂંટવાનો લાગ જોઈને દોડી આવીને એની દહાડી પકડીને હચમચાવી. વહોરાએ એને દહાડી છોડવા આજીજી કરતાં ચોરે કહ્યું, "દહોડસો રૂપિયા આપો તો દહાડી છોડું."

વહોરાએ આ સાંભળીને ખુશી થવાનો તાલ કર્યો ને કહ્યું કે, "ભલા ભાઈ, એ તો થીક થઉં તે ડોરસોમાં પતી જસે. ડારીના ડોરસો છે, પન ચોટીના છે ચારસો. વલી ડારી જ પકરી તે ડોરસો ખુશીથી લઈ જા. ચોકી પકરત તો ચારસો આલવા પરત!"

ચોરને લોભ લાગ્યો, તે એણે દહાડી પડતી મૂકીને ઝટ ચોટલી ઝાલવા વહોરાને માથે હાથ નાખ્યો, પણ લોટિયા વહોરાને માથે તાલકા સિવાય બીજું હોય શું? એ જે એક પળ મળી તેમાં તો વહોરાએ દોટ મૂકી, તે જોતજોતામાં ઘર ભેગો થઈ ગયો.

---

## ૮૬. ધોકેકુ સોના લગા દે ભગત!

એક બાવો હતો. હાથમાં ધોકો લઈને એ ગામમાં ફરતો હતો. ફરતે ફરતે સોનીની દુકાન આવી. બાવાને કામધંધો શો હોય? સોનીને ઝગઝગાટ ચળકતું સોનાનું પતરું ઘડતો જોઈને કુતૂહલથી એ ત્યાં ઊભો રહ્યો. જોતેજોતે એના મનમાં તરંગ આવ્યો કે આ મારા ધોકાને જો સોનું ચડાવ્યું હોય તો ખરેખરો દીપી ઊઠે.

એ તો બાવાજીની ધૂન; વિચાર આવ્યો કે તરત ધોકો ધરીને સોનીને એણે કહ્યું, "ભગત, ધોકેકુ સોના લગા દે!"

સોની તો જોઈ જ રહ્યો. "અરે બાવાજી, તમે શું કહો છો! ધોકાને સોનું ચડાવવું છે?"

"હા ભગત, કર્યું નહીં? ધોકેકું સોના લગા દે, રામજી તેરા ભલા કરેગા."

"મહારાજ. કૈં ડાગળી ચસકી તો નથી ગઈને? દીવાના થયા છો કે શું? સોનાં તે વળી એમ ચડાવાતાં હશે?"

સાધુ હસ્યો, "મૈં તો દીવાના નહીં હું; માગને કા મેરા કામ હૈ. લગા દેતા, તો નુકસાન તેરા હોતા, મેરા નહિ. ન લગાના હો, તો ભી તેરી ખુશી! મેરા કોઈ બાત સે નુકસાન નહીં!"

---

## ૮૭. ધોતલીના ધોળ આગળ ગવાશે

એક વાણિયો હતો. એ રાતના એના ઘરમાં ચોરે ખાતર પાડયું. વાણિયો જાગી ગયો, પણ એ કશું બોલ્યો નહિ. ઊભો થઈને એણે ખીંટીએથી તરવાર ઉતારી, ને પછી જ્યાં ખાતર કોચાતું હતું ત્યાં જઈને એ ઊભો. ભીંત કોચીને ચોર અંદર ઊતર્યો. જેવું એનું અડધું ધડ અંદર આવ્યું તેવો વાણિયાએ ઘા કર્યો. એવી જાણકારીથી ઘા કર્યો કે ચોર ત્યાં ને ત્યાં મડદું થઈને પડયો.

પછી એ ગયો કોટવાળીમાં, ને જમાદારને બોલાવી લાવીને કહ્યું, "જુઓ, ચોર ઘરમાં આવ્યો છે, ને મેં એને મારી પણ નાખ્યો છે, પણ એને માર્યાનો જશ લઈને મારે શું કામ છે? માટે તમે તમારી તલવારથી એક બે ઘા કરીને ચોરને માર્યાનો જશ ખુશીથી લઈ જાઓ."

જમાદારને એટલું જ જોઈતું હતું. એણે તરવાર વડે એક–બે જખમ કરીને ચોરના નામનો બૂમાટો કર્યો, ને પોતે તેને ઠાર કર્યાનું જાહેર કર્યું.

બીજે દિવસે રાજાએ જમાદારની બહાદુરીથી ખુશ થઈને એને ઇનામ તથા સરપાવમાં પાઘડી આપ્યાં, ને એનાં બધે ઘણાં વખાણ થયાં.

આ બધું જોઈને વાણિયણ પોતાના પતિ ઉપર નારાજ થઈ, ને

પોતે ચોરને માર્યો હોવા છતાં જમાદારને જશ આપ્યો તે બદલ એને ઠપકો આપ્યો, કે "તમે જશ લીધો હોત, તો સરપાવ ને ધોતલી તમને મળત."

વાણિયાએ હસીને કહ્યું, "તું એમાં શું સમજે. હજી જોયા તો કર, ધોતલીના ધોળ આગળ ગવાશે!" પણ શેઠાણીને આ વાત જરા યે ગમી નહિ, ને એણે બબડાટ કર્યા કર્યો.

ચોરને જમાદારે મારી નાખ્યો હોવાની વાત જાહેર થઈ, એટલે ચોરના સોબતીઓએ એનું પૂરેપૂરું વેર લેવાનો ઠરાવ કર્યો, ને એક દિવસ જમાદાર સૂતો હતો ત્યાં ઘૂસી જઈને એમણે એનું માથું કાપી નાખ્યું.

બીજે દિવસે જમાદારનું ખૂન થયાની વાત જાહેર થઈ ત્યારે વાણિયાએ પોતાની ઘરવાળીને એ હકીકત કહી ને યાદ દેવડાવ્યું, "હું નહોતો કહેતો કે એ ધોતલીના ધોળ તો આગળ ગવાશે? જોઈ લે, ને જમાદારને ઘેર જઈને સાંભળ, એનાં ધોળરૂપી છાજિયાં ગવાય છે તે!"

વાણિયણ સમજી ગઈ કે "શેઠે જે કર્યું તે બહુ લાંબો વિચાર કરીને જ કર્યું છે, કેમ કે જો ચોરને માર્યાનો જશ લેવાની લાલચ કરી હોત, તો અત્યારે જમાદારની વહુને બદલે મારે જ રંડાપો આવત!"

---

## ૮૮. ધાણા, સું, ને ઠમરીવાળું

એક ઘરમાં મરી મશાલાની જરૂર પડી, એટલે ઘરવાળીએ પોતાના નોકરને ધાણા, સૂંઠ અને મરી બજારમાંથી લઈ આવવા કહ્યું. પણ નોકરે કહ્યું કે લખીને આપો, નહિ તો કદાચ મારાથી ભુલાઈ જશે. એટલે બાઈએ એને કાગળના કટકા ઉપર ત્રણ નામ લખી આપ્યાં. પણ ઉતાવળમાં જેમ તેમ લખી આપતાં "ધાણા" શબ્દ પછી "સૂંઠ" અને "મરી" લખતાં "સું"થી "ઠ" જરા આઘો લખાઈ ગયો, ને "મરી"ની પાસે પડ્યો, એટલે "ધાણા," "સું," "ઠમરી"

જેવું વંચાતું હતું. જો જરા વિચાર કરે તેને તો તરત જ ખબર પડી જાય. પણ નોકરને અક્કલ ખરચવાની શી જરૂર હોય? એણે બજારમાં જઈને એ ત્રણ વસ્તુઓ માગી, પણ સું અને ઠમરી ક્યાંય મળ્યાં નહિ, એટલે એકલા ધાણા લઈને પાછો આવ્યો.

તેથી, વગર સમજ્યે એવા ગોટાળા કરનાર માટે કહેવાય છે કે એણે ધાણા, સું અને ઠમરીવાળું કર્યું.

---

## ૮૯. નહિ ત્રણમાં, નહિ તેરમાં, નહિ છપ્પનના મેળમાં

એક શહેરમાં શેખમિયાં નામે જમાદાર રહેતો. તેને અમીરજાન નામની કસબણની લત લાગી હતી. કસબણ પોતાના ધંધામાં એવી પ્રવીણ હતી કે એણે મિયાંને સાવ લટ્ટુ બનાવી દીધા હતા. જમાદાર હતો હુશિયાર માણસ, એટલે બે પૈસા કમાતો ધમાતો હતો. એના આવવાના વખતે અમીરજાનને ત્યાં બીજું કોઈ હોય નહિ, ને જાણે પોતે એની જ રાહ જોઈને બેસી રહી હોય, ને બધો સમય એને જ ઝંખતી હોય એવો એ પોતાના ધંધાને છાજતી કુશળતાથી દેખાવ કરતી હતી. મિયાંના મનમાં એવું ચોક્કસપણે ઠસી ગયું હતું કે અમીરજાનને જગતમાં મારા વગર બીજું કોઈ જ પ્રિય નથી, ને બિચારી મારે ખાતર પોતાનો જીવ પણ આપી દે તેવી છે.

આ પ્રકારની લત જ એવી છે કે જે માણસને બધી રીતે બેહોશ બનાવી મૂકે છે. મિયાંનું ચિત્ત બધો વખત એ કસબણમાં જ રહ્યા કરતું હતું, તેથી પોતાની નોકરીચાકરીમાં એનું ધ્યાન બરાબર ઠરતું નહિ. વારંવાર કસૂર થયા કરતી, ને ઠપકા ખાવાના પ્રસંગ બનતા. એ એટલો બધો લુબ્ધ થઈ ગયો હતો કે પોતાનો જે પગાર આવે તે સીધો જઈને પોતે પોતાના એકલાની માનેલી રખાતના હાથમાં સોંપી દેતો, એટલે એની પોતાની પાસે કોઈ પણ પ્રકારનો નિર્વાહનો આધાર નહોતો. તોપણ તેની અક્કલ ઠેકાણે આવતી નહોતી.

છેવટે એક દિવસ એને નોકરીમાંથી રજા મળી. એની આબરૂ ચારે બાજુ એવી તો પાકે પાયે જામી ગઈ હતી કે પોતાના જ ગામમાં એને કોઈ ઊભો રાખે તેમ હતું નહિ, અને થોડા દિવસ પણ નિર્વાહ કરવાનું સાધન એણે રાખ્યું જ નહોતું. પણ એના ભ્રમિત મનમાં પાકી ખાતરી હતી કે બિચારી અમીરજાન મને એટલી બધી ચાહે છે કે એ મને કોઈ જાતનો વાંધો નહિ આવવા દે. એણે તેની પાસે જઈને પોતાની સ્થિતિની વાત કરી, ને સાથે સાથે કહ્યું કે જો તું મને માત્ર બસો રૂપિયા આપે તો હું પરગામ જઈને મારું નસીબ અજમાવું.

કસબણ સમજુ હતી. એ જરાક માટે બગાડી બેસે તેવી નહોતી. ભવિષ્યનું ક્યાં કોઈએ જાણ્યું છે? વળી મિયાં આમે ય પરદેશ જતો હતો તેથી તેના માર્ગમાંથી દૂર જ થવાનો હતો; અને નહિ તો યે તેની પાસેથી એ મબલખ કમાઈ હતી. તેથી કશું પણ બોલ્યાચાલ્યા વગર પ્રીતિનો ડોળ ચાલુ રાખીને એણે રૂપિયા કાઢી આપ્યા. તેના આ કૃત્યથી શેખભાઈનો એની પ્રીતમાં વિશ્વાસ વધારે દઢ થયો, ને "જીવતા હઈશું તો જરૂર ફરી મળીશું," એમ કહી, ખુદા હાફિઝ કરતો રવાના થઈ ગયો.

ફરતો ફરતો એ કામ શોધતો શોધતો એક સારા નગરમાં જઈ ચડ્યો. ત્યાં એને તરત ને તરત તો મનફાવ્યું કામ ક્યાંથી મળે? ને, વળી હાથ ઉપરની રકમ પણ ખૂટવા આવી હતી, છેક નાનપણમાં એની મા લોકનાં દળણાં કરીને નિર્વાહ ચલાવતી હતી. તે સમયે એને મા સાથે ઘંટી ઉપર બેસવાની ટેવ હતી, અને ઘંટીમાં એને નિર્વાહના સાધન તરીકે સારો વિશ્વાસ હતો. તેથી એક ઘંટી વેચાતી લઈને એક મકાનના કાતરિયામાં બેસાડી; આસપાસના લોકોમાં ફરી ફરીને એ દળણાં લાવીને પોતાનો ગુજારો કરવા લાગ્યો.

એણે શિરસ્તો એવો બાંધ્યો હતો કે સવારના ઊઠીને એ નદીએ જતો. એની પાસે શરીર ઉપર હતાં તેટલાં જ કપડાં હતાં. તે એ ખૂબ

સાબુ લગાવીને ધોઈ ને ઉજળાં બાસ્તા જેવાં કરે. પછી ઘેર આવી, માથે વટ્ટથી સાફો બાંધે, કડકડતાં કપડાં ચડાવે, ને મૂછના આંકડા મરડીને ઈસ્કોટાઈટ બનીને નીકળે, ને રાજાની કચેરી તરફ જાય. રાજાના દરબારમાં એ બધાની પાછળ જઈ ને બેસે, પણ એવી રીતે બેસે, કે આવતે જતે એના ઉપર રાજાની નજર પડે. પછી દરબાર બરખાસ્ત થતાં પાછો ઘેર જઈ, મેલી લુંગી ચડાવીને ઘંટી ઉપર બેસી જાય. રાજા સવારીમાં જ્યારે હાથી ઉપર ચડીને એ માર્ગથી નીકળે ત્યારે એ જ માણસને એ ઉપલા માળની બારીમાંથી ઘંટી દળતો જુએ.

કેટલાક દિવસ સુધી આ ક્રમ ચાલ્યો. રાજા એને કેમ કોઈ મોટો સરસેનાપતિ હોય એવા રુઆબ સાથે દરબારમાં બેઠેલો રોજ જુએ. અને વળી નગરમાં ફરતે અમુક ઘરમાં એને દળણું દળતો દેખે. આ બાબતની રાજાના મનમાં ઘડ બેઠી નહિ. આ બે માણસ જુદા જુદા, કે એક જ હશે, એ તેને સમજાયું નહિ. દરબારવાળો શખ્સ તો કોઈ ફાંકડેરાવ ઉમરાવજાદા જેવો લાગે છે, તે વળી દળણાં કેવી રીતે દળતો હોય? એવો સન્દેહ એને થયો. ખૂબ ધ્યાન રાખીને વારંવાર એ તેને બંને સ્થળે જોવા લાગ્યો, પણ મનને ખુલાસો ન થયો, ને ચટપટી જાગી. છેવટે એક દિવસ એણે એ બાબતનો તોડ કહાડવાનું નક્કી કર્યું. દરબારમાં એ ગયો, ત્યાં એ માણસ રોજની માફક બધાની પાછળ બેઠો હતો. એના તરફ એણે નજર કરીને ઘંટી ફેરવવા જેવી રીતે એણે મુઠ્ઠી ગોળ ગોળ ફેરવી ને પછી "એ તું છે?" એમ પૂછવાની રીતે હાથનો ચાળો કર્યો. શેખમિયાં તરત જ ગોઠણભેર થઈ ગયો, ને જમણે હાથે જોરથી પોતાની છાતી ઠોકીને એણે ભારપૂર્વક સંમતિ દર્શાવી. રાજાનું કુતૂહલ શાન્ત થતાં એ રોજના નિયમ પ્રમાણે ત્યાંથી ચાલ્યો ગયો.

રાજા તો ગયો, પણ જે અમલદારો, નાગરિકો વગેરેએ બે વચ્ચેની આ કરપલ્લવી દીઠી હતી, તે મિયાંને ઘેરી વળ્યા, અને એ સંજ્ઞાનું રહસ્ય એને પૂછવા લાગ્યા. પણ મિયાં કંઈ કીકલો નહોતો કે બધું ભસી મરે. "અરે ભાઈ, રાજાની ને મારી વાત તમને કેવી રીતે

કહેવાય ?" શેખુ જમાદાર ધીમે ધીમે મૂછો મરડતા, વાતમાં મોણુ ઘાલતા બોલ્યા. એ જેમ જેમ ભેદભરમનો ડાળ કરે, તેમ કાજી ને કોટવાળ, અમીર ને .ઉમરાવથી લઈને છેક વજીર સુધી બધાનું કુતૂહલ વધતું જાય; એમને આમાં કંઈ મોટું રહસ્ય દેખાયું. પણ જમાદાર શેનો દાદ દે ? એણે એક જ ઉત્તર આપ્યા કર્યો, કે "મારે તો ફક્ત એકલા રાજા સાથે જ મતલબ છે, અને રાજાને એકલા મારી સાથે જ આ બાબતમાં મતલબ છે. એમાં બીજા કોઈને કશું લાગતુંવળગતું નથી."

ઘણી ખુશામદ કરાવ્યા પછી છેવટે કેવો યે મહાન ગંભીર ભેદ ખોલતો હોવ તેમ શેખમિયાં બોલ્યો, "દોસ્તો, તમારો આટલો બધો આગ્રહ છે તે મારાથી કહ્યા વિના કેવી રીતે રહેવાય ? સાંભળો ત્યારે. હું અહીં આવ્યો તે પહેલાં હું ફરીદપુર નામના મોટા શહેરના રાજાનો વજીર હતો. આપણું કામ રહ્યું ચોખ્ખું ને ખુશામદ આપણને આવડે નહિ, તેથી રાજા સાથે મારે બહુ બનતું નહોતું. છેવટે અમારે થઈ તકરાર, એટલે એ બેંકદર બેવકૂફ રાજાની નોકરી પડતી મૂકીને હું ત્યાંથી ચાલી નીકળ્યો, ને અહીં આવીને તમારા જેવા શરીફ રઈસોમાં રહેવું પસંદ પડવાથી અહીં વસ્યો છું. આપણા રાજા બહાદુર મારી હકીકતથી વાકિફ છે. એમની મરજી એવી છે કે હું એમની નોકરી કરૂં, પણ મને એ મંજૂર નથી. પણ રાજા બહાદુરના મનમાં ખાતરી છે કે હું એમની પાસે હોઉં તો એમને કામમાં ઘણી રાહત મળે. તેથી આજે એમણે ભરસભામાં મને જોતાં ઘણી મહોબ્બતથી હાથ ગોળ ફેરવીને પૂછ્યું, કે તને હું મારા આખા રાજ્યનો કારભાર સોંપું તો તમે કરશો ખરા ? એમના ઇશારાને હું ન પરખું તો બીજો કોણ પરખે ? એટલે મેં સામે છાતી ઠોકીને જવાબ આપ્યો કે જરૂર, રાજાની મહેરબાની હશે તો આખા રાજ્યનું કારભારું ઘણી ખુશીથી ચલાવી શકીશ. રાજા મારા ઇશારાનો ભેદ પામી ગયા, એટલે એમને આ રાજ્યનો કારભારી બનાવવાની મરજી થઈ છે. હકીકત આ પ્રમાણે છે."

આવી હિંમતભરી વાણી સાંભળી, અને વળી દરબારીઓએ જે પલ્લવી જોઈ હતી તે આ દાસ્તાનને બરાબર બંધ પણ બેસતી હતી, એટલે સાંભળનારાને ભરોંસો બેસી ગયો. તરત જ ચારે તરફથી એની ખુશાલી થવા લાગી. કોઈ પોતાને ઘેર દોડયું, ને સો રૂપિયા લઈ આવ્યું; કોઈ બસો લઈ આવ્યું, કોઈ અમીર, કોઈ કાજી, કોઈ અમલદાર, તે છેક વજીર સુધી બધા પોતપોતાના ગજા પ્રમાણે પાંચ પચાસથી હજાર સુધીની રકમો લાવીને જમાદાર આગળ મૂકીને અરજ કરવા માંડયા, કે ખાં સાહેબ, આપનો કારભાર આવે ત્યારે અમારા તરફ જરા મીઠી નજર રાખજો.

શેખુ જમાદાર, મૂછો મરડતા જાય, ને નિરાંતે આ બધો તમાશો જોતા જાય. મીઠી જીભે એણે જવાબ દીધો, કે "દોસ્તો, આટલી ફિકર શા માટે કરો છો? પૈસા કયા ચીઝ છે? જે કૈં છે તે મોહબ્બત છે. મેં મારી પાછલી દીવાનગીરીમાં પણ કોઈનું બૂરું કર્યું નથી. તમે બેફિકર રહેજો, હું કોઈને હરકત નહિ કરું, બલકે તમારી રોજી વધારવા કોશિશ કરીશ."

પછી ભાડાની ગાડી બોલાવીને એણે બધી થેલીઓ તેમાં મુકાવી. આટલો બધો ભાર થતાં ગાડીવાળાએ પૂછયું કે "ખાં સાહેબ, આટલા બધા રૂપિયા લાવ્યા કયાંથી? મને કીમિયો બતાવો તો હું પણ થોડું કમાઈ લઉં!" "તું તારે ઘોડાનું પૂંછડું આમળ. એટલું ય હજી સમઝતો નથી કે પંચકી લકડી ઔર એકકા બોજ?" ગાડીવાળો સમજ્યો કે નહિ તે કોણ જાણે, પણ બધું સમજવાનો ડોળ કરીને એને મુકામ ઉપર લઈ ગયો.

ઘેર જઈને શેખુએ રૂપિયા ગણ્યા, તો પચીસ હજાર થયા. એણે એ રકમ તરત પોતાના અસલ શહેરમાં પોતાના પારેખ ઉપર મોકલી ને સાથે કાગળ લખ્યો કે "આ સાથે રૂ. ૨૫૦૦૦ અંકે પચીસ હજાર પૂરા મોકલ્યા છે તે મારે ખાતે જમા કરજો. તેમાંથી પાંચ હજાર

અમીરજાન નામની કસબણ આપણા શહેરમાં રહે છે તેને આપવાના છે, ને બાકીના વીશ હજાર મારે ખાતે જમા રાખવાના છે, તે હું ત્યાં આવીશ ત્યારે લઈશ. અમીરજાનને આપવાની રકમ ખૂબ ચોકસાઈથી, નામઠામ પૂછી, મારું નામ મળે તેની કાળજી કરીને આપવા. તેમાં જો કે ગફલતી થશે ને રકમ ગેરવલ્લે પડશે તો તે તમારે હિસાબે ને જોખમે રહેશે, એ યાદ રાખજો" વગેરે વગેરે.

પારેખને રકમ તથા રુક્કો મળી ગયાં. પોતાના ગુમાસ્તાને માથે પાંચ હજારની થેલીઓ ઉપડાવીને એ અમીરજાન કસબણનું ઘર શોધવા નીકળ્યો. એનું ઘર જડયું, ને કસબણે બારીમાંથી એને દીઠો, અને તેની સાથે રૂપિયાની થેલીઓ ઉપાડેલો માણસ પણ જોયો, એટલે એ સમજી કે કોઈ નવો બિલ્લુ હાથ આવ્યો છે. એને તરત જ શેઠને ઘરમાં તેડીને તેની પારાવાર સરભરા કરવા માંડી.

વાણિયાએ પાનસોપારી વગેરે થયા પછી લટુડાં કરતી અમીરજાનને પૂછયું કે "તમારું નામ જ અમીરજાન છે?" અમીરજાને હા પાડી.

વાણિયાએ મુદ્દાનો સવાલ કર્યો, "તમારા કોઈ ખાસ રાખેલા છે ખરા?"

લળીલળીને કટકા થઈ જતી કસબણે તરત જવાબ આપ્યો કે "શેઠજી, અગાઉ તો રાખેલા હતા પણ હવે તેનું શું છે? અત્યારે તો મારું હૃદય સાવ છૂટું છે, ને તમારા જેવા જ પ્રેમી માટે તલસે છે."

એનાં નખરાં એવાં હતાં કે ભલભલાના છક્કા છૂટી જાય. પણ શાણા વાણિયાએ પાઘડી જરા જોરથી દાબીને કહ્યું કે "બાઈજી તમે કહો છો તે ઠીક છે, પણ તમારા રાખેલાઓમાંના એક પાસે મારી સારી રકમ લહેણી પડે છે, તેનો પત્તો તમારે ત્યાંથી મળશે એવો ઘાટ છે, તો મહેરબાની કરીને પહેલાં તમારા શેઠોનાં નામ મને લખાવો. તે પછી તમે છો; ને હું છું. કેમ, ખરું ને?" એમ કહીને વાણિયાએ

એવો નખરો કર્યો, કે પેલી થેલીઓ તરફ ચોંટેલી નજરવારી અમીરબાઈ ચક્કરમાં પડી. વળી કસબણુ તે કસબણું. એને કોઈની શા માટે પડી હોય ? એણે કહ્યું કે લખો. ચોપડો કલમ કાઢીને પારેખ લખવા બેઠા; ને અમીરે યાદી મંડાવી.

“ જુઓ શેઠ, પહેલી યાદીમાં લખો, ચૌદ વરસની ઉંમરે ત્રણ જણ હતા. તેમનાં નામ ફલાણાં ફલાણાં.....પછી બીજે પાને લખો, અઢાર વરસની ઉંમરે તેર જણ. તેમનાં નામ લખાવું તેમ લખતા જાઓ, ને તમારા દેણદારનું નામ આવે ત્યારે કહેજો.....લખી રહ્યા ? હવે ત્રીજી યાદી લખાવું છું. બાવીસ વરસની ઉંમર થઈ તે પછી છપ્પન શેઠ. એમનાં નામ પણ લખો, મને બધાં યાદ છે.....”

અમીરજાન લખાવતી જાય ને શેઠ મરક મરક હસતા, વચમાં લલચાવનારો મીઠો ટહૂકો પૂરતા લખે જાય. અમીરજાન પોતે જેને ખાસ રીતે રાખેલા હતા તેમનાં જ નામ લખાવતી હતી. તેમાં કેટલાંક નામ એવાં આવતાં હતાં કે વાણિયાને ખૂબ નવાઈ લાગતી હતી, પણ એ આખી યાદીમાં કયાં યે શેખુ જમાદારનું નામ ન મળે ! એ બિચારો પોતાના મનથી પોતાને ગમે તેટલો મહત્ત્વનો માનતો હોય, પણ આખરે એ મામુલી જમાદાર હતો. અમીર જેવી ઉમદા કસબણના ધરાકોમાં એની કક્ષાનો હિસાબ કયાંથી હોય ?

યાદી પૂરી થઈ, પણ શેખુનું નામ આવ્યું નહિ, એટલે રૂપિયા એને કેવી રીતે અપાય ? પણ સામે થેલીઓ પડેલી, તે પાછી પણ કેવી રીતે ઉપડાવી જવાય ? એણે તરકીબ લડાવી. મુનીમને એણે થેલી ખોલવા કહ્યું. થેલી ખૂલતાં એણે અંદર હાથ નાખીને રૂપિયો કહાડચો, ને બનાવટી ગુસ્સો કરીને મુનીમને ધમકાવ્યો, “ તું તો સાવ બેવકૂફ રહ્યો. મેં તને સોનામહોરોની થેલીઓ લાવવાનું કહ્યું હતું, ને તું હજામભાઈ રૂપિયાની લાવ્યો ! જા, ઉપાડી જા પાછી, ને મહોરોની લઈ

આવ. જલદી જા, હું અહીં જ તારી રાહ જોતો બેઠો છું. અમીરબાઈ આગળ મારી ઇજ્જતનું લીલામ કરાવવા બેઠો છે ?"

મુનીમ ઇશારો સમજ્યો નહિ, ને ખંચાયો. શેઠ એની મૂંઝવણ પામી ગયો. એણે ફરી તડૂકો કર્યો, "શું બબૂચક જેવો જોયા કરે છે! ફેરવીને પાઘડી બાંધતાં પણ આવડતું નથી ? મહોરોની થેલી સમજતો નથી ? વાણિયણનું દૂધ લજવ્યું."

એટલે મુનીમ ચેત્યો કે શેઠનો ઇરાદો રકમ પાછી ઘરભેગી કરી દેવાનો છે. "જી, શેઠ, બરાબર સમજી ગયો, હમણાં લઈ આવું" કરીને એ થેલીઓ પાછી ઉપાડીને રફુચક્કર થઈ ગયો.

અહીં શેઠ બબડવા લાગ્યા. "મૂરખને લાવવાનું કહીએ છીએ શું, ને એ લાવે છે શું !" અમીર સાથે ગપ્પાં મારવામાં થોડો વખત વિતાવીને વળી એ બોલ્યો, "ગધેડો હજી પણ આવ્યો નહિ" પછી જાણે એકાએક ચમક્યો હોય તેવો ડોળ કરીને એ બોલી ઉઠ્યો, "અરે બાપ રે ! પણ એ બિચારો પણ કરે શું ? તિજોરીની ચાવી તો મારી પાસે રહી ગઈ છે, ને એ ઘેર શોધતો હશે. અમીરબાઈ, તમે રાહ જોજો, હં. હું આ હમણાં પાછે પગે ચાલ્યો આવું છું" એમ કહીને વાણિયો ગયો, તે ગયો.

એ બનાવને ઠીક ઠીક સમય વીતી ગયો. શેખુ જમાદારે જાતજાતની યુક્તિઓ લડાવીને ઠીક ઠીક હાથ માર્યો. રકમ આવે તેમ એ પારેખને મોકલે, ને દર વખતે પોતાની "વફાદાર" અમીરજાનને યાદ કરે જ કરે. વાણિયો બધું મુંગે મોંએ પચાવી જાય.

છેવટે શેખુ જમાદાર પોતાને ગામ પાછા આવ્યા. રસ્તામાં એને એક પછી એક લેણદારો અને દોસ્તો મળતા ગયા, તે દરેકને એણે રુઆબથી અસલ કરતાં બમણી ત્રણગણી રકમોની હુંડીઓ પારેખ ઉપર લખી આપી. એમ ખેરાત કરતો કરતો એ સીધો ગયો અમીરજાનને ઘેર. એને દૂરથી આવતો જોઈને એના રંગઢંગ ઉપરથી ચતુર ગણિકા

પામી ગઈ કે જમાદાર કહો ન કહો પણ શિકાર મારી આવ્યો છે. તેથી જાણે ભરથાર લાંબી મુદતે પાછો આવ્યો હોય તેવાં વિરહિણીને યોગ્ય નખરાં માંડ્યાં. શેખુ મનમાં ફુલાયો, કે વાહ, કેવી વફાદાર ઓરત છે! એકબીજાની ખેરિયતખબર થયા પછી શેખુએ પૂછ્યું કે મેં મોકલાવેલી રકમો તને મળી તો છે ને?

આ સવાલ સાંભળીને અમીરને લાગ્યું કે કંઈ દાળમાં કાળું છે. એણે જવાબ દીધો કે મને તો કશુંયે મળ્યું નથી, પણ હવે તમે મળ્યા છો, એટલે બધું મળેલું જ છે ને.

આવા સુંદર ઉત્તરથી જમાદાર વધારે ઉશ્કેરાયો, ને પોતાના પારેખને ખૂબ ગાળો દેતો તેને ત્યાં બોલાવી મંગાવ્યો. તેડું આવતાં શેઠ બગલમાં ચોપડો મારીને હાજર થઈ ગયા. શેખુએ એને ધમકાવ્યો, કે "તેં બેવફાઈ કરી છે એટલું જ નહિ પણ મારી આ ગરીબ અશરાફ અમીર આગળ મને હલકો પાડ્યો છે. એનો ખુલાસો કર, નહિ તો અહીંનો અહીં તને હાલહવાલ કરી નાખીશ."

વાણિયાએ ચોપડો આગળ ધરીને કહ્યું, "જુઓ શેખુભાઈ, ગુસ્સે થવાની આ વાત નથી. તમે લખ્યું હતું કે મારે પૂરેપૂરી ચોકસાઈ કરવી, ને અમીરજાનને પૂછીને એના ખાસ ગ્રાહક તરીકે તમારું નામ જાણીને પછી જ રકમ આપવી. મેં આવીને પૂછી જોયું, ને એના બધા જ ઘરાકોનાં નામોની ટીપ એણે મને લખાવી છે, તે આ રહી. એમાં તમારું નામ છે જ નહિ, તો પછી હું એને રકમ કેવી રીતે આપું? જો આપું, તો મારે હિસાબે ને જોખમે થાય."

મિયાંએ ચોપડો લીધો. એના મનથી એ ખાંડ ખાતો હતો કે અમીરને મારા સિવાય બીજો કોઈ પુરુષ છે જ નહિ, પણ અહીં તો બોતેરની ખાસ્સી યાદી હતી. અને તેમાં યે વળી શેખુનું નામ જ ન મળે! એટલે શેખુ તો એ કસબણને ધાણીચણાને લેખે હતો!

વાણિયાએ બળતામાં તેલ પૂર્યું, "જુઓ શેખુભાઈ, તમે નથી પેહેલા ત્રણમાં, નથી બીજા તેરમાં, તેમ નથી છપ્પનના મેળમાં. તમે જ ઇન્સાફ કરો."

તે પછી જે બન્યું તે જોવા પારેખ ઊભા રહ્યા નહોતા.

---

## ૯૦ નાપાક તો ચૌકમેં ધરી હૈ!

પુરબિયા લોકની આભડછેટની અતિશયતાની આમાં મશ્કરી છે. એમના સમ્બન્ધમાં "બારહ ભૈયા ઔર તેરહ ચૌકા" એવી કહેવત છે. ઉત્તર પ્રદેશના આ રહીશો રહેતા સાથે હોય છતાં દરેકનો ચૂલો જુદો હોય છે, ને એકબીજાની છૂતછાત પણ તેઓ ચલાવી લેતા નથી. એમને મન "છૂ જાના"થી વધીને જગતમાં કોઈ પાપ નથી. એનો અહીં ઉપાલંભ છે.

એક પુરબિયો એવી રીતે બહુ જ સખ્તાઈથી પોતે માની લીધેલો ધર્મ પાળતો હતો. તેને આભડછેટનો એટલો બધો આગ્રહ હતો કે જે ધરતી ઉપર અછૂત લોક વિચરે છે એ ધરતી ઉપર ચાલતાં પણ એને સંકોચ થતો.

એક દિવસ એ સવારના જંગલ ગયો. ત્યાં કોઈ પણ કારણસર ગંદી વસ્તુને એના જમણા હાથની આંગળી અડકી ગઈ. પુરબિયાથી એ કેમ સહન થાય? ડાબા હાથને જે કારણે વર્જ્ય માન્યો છે, તે જ વસ્તુ જમણા હાથે બને, તો એ આંગળી કપાવ્યે જ છૂટકો. એણે નક્કી કર્યું કે અહીંથી પહેલા આંગળી કપાવીને પછી જ આગળ વધવું.

એ ભૈયાજી લુહારની કોઢમાં ગયા. ત્યાં લુહારને એણે વિનંતી કરી કે ભાઈ, "મારી આ આંગળી કાપી આપીશ તો તને મારો ધરમ સાચવ્યાનું પુણ્ય મળશે." લુહારે આ વિચિત્ર માગણીનું કારણ પૂછતાં ભોળા પુરબિયાએ કહ્યું. લુહારે હસીને છીણી હથોડી ઉપાડ્યાં, ને એરણ ઉપર આંગળી મૂકવા આ ધર્માત્માને કહ્યું.

પણ એરણ ઉપર એણે હમણાં જ ગરમ લોખંડ ઘડયું હતું તેથી એ લાલ જેવી ઊની હતી. એના ઉપર આંગળી મૂકતાં જ તે દાઝી, એટલે એક બે સુફિયાણી વાણી વદીને ઝટ એનાથી આંગળી મોંમાં ઘલાઈ ગઈ. લુહારે તરત એને પૂછયું, કે "કહો ભૈયાજી, હવે આંગળી કાપવી છે કે ગર્દન ?"

પુરબિયાનો ધર્મ છેક ગળું કપાવવા સુધી નહોતો પહોંચતો ! એ બબડતો ફફડતો પાછો ગયો. થોડી વારે એ ચોકાના કામે લાગ્યો. એ ડાબો હાથ વેગળો રાખીને રોટી પકાવતો હતો, કેમ કે ડાબો હાથ શૌચનો અધિકારી હોવાથી એને પાસે કેમ રખાય ?

ત્યાં તેના જ જિલ્લાનો એક મુસલમાન આવી પહોંચ્યો. ડાબો હાથ લંબાવીને રાખેલો દેખીને એણે એમ કરવાનું એને કારણ પૂછયું. ભૈયાજી એની બેવકૂફી ઉપર એકદમ ગુસ્સે થઈ ગયા ને એને ઠપકો આપ્યો, કે નાપાકનો સ્પર્શ કરનારા હાથને રસોઈનો સ્પર્શ થવા ન દેવાય, એટલું ય સમજવાની તારામાં અક્કલ નથી ?

મુસલમાને હસીને ઉત્તર આપ્યો, "એ મોર ભૈયા, ગુસ્સે કાહો લિયે હોવત બા ? જૌન નાપાક હૈ, વહ તો ચૌકે મેં ધરી હૈ !"

"દરવાજા ઉઘાડા ને ખાળે ડૂચા" જેવો એનો અર્થ થાય.

---

## ૯૧. નસીબ બે ડગલાં આગળનું આગળ

એક વાર નારદજી હરિનામની ધૂન ગજવતા પૃથ્વી ઉપર ઘૂમતા હતા, ત્યાં માર્ગમાં તેમને એક બ્રાહ્મણ તેના કુટુમ્બ સાથે વિચરતો મળ્યો. એ બ્રાહ્મણે નારદજીને તેમનાં પ્રખ્યાત લક્ષણો ઉપરથી ઓળખી કહાડ્યા ને એમને પ્રણામ કરીને એ સામો ઊભો રહ્યો. નારદજીએ એને પૂછયું, "હે બ્રાહ્મણ, તું કોણ છે ને મને શા માટે રોકે છે ?"

બ્રાહ્મણે ઉત્તર આપ્યો કે "મહારાજ, હું એક દરિદ્ર બ્રાહ્મણ છું,

ને ભિક્ષાવૃત્તિથી મારો નિર્વાહ ચલાવું છું. પરન્તુ મારા ગામમાં ભીખ માગતાં પણ હવે અમારો ગુજારો થતો નથી, તેથી આ સ્ત્રીબાળકોને લઈને હું દેશાવર જઉં છું. આપ જેવા સાધુ પુરુષ મને સામા મળ્યા, એટલે હવે અવશ્ય મારી ભીડ ભાગશે. ને મારું દળદર ફીટશે. મને કૃપા કરીને કહેશો, કે આપ ક્યાં સીધાવો છો?"

નારદજીને આ ગરીબ બ્રાહ્મણ કુટુમ્બ ઉપર દયા આવી, કેમ કે મહાપુરુષો સદૈવ દયાળુ હોય છે. એમણે કહ્યું, "હું ત્રણ ભુવનને વિષે વિચરતો હવે ભગવાન વિષ્ણુનાં દર્શને જઈ રહેલો છું. કહો, વિપ્ર, હું તમારું શું હિત કરી શકું?"

બ્રાહ્મણ આ સાંભળીને હર્ષ પામ્યો. એણે અત્યંત વિનયથી હાથ જોડીને દીન વચનો ઉચ્ચાર્યાં, કે "મહારાજ, આ તો બહુ જ રૂડું થયું. આપને અમારી દીન દશા પ્રત્યે અનુકંપા પ્રકટી છે, તો એટલું ન કરો, કે વિષ્ણુ ભગવાનને અમારી દુર્દશાની વાત કરીને એમની પાસેથી અમારે માટે કૈં વરદાન મેળવી લ્યો? આપના એક જ વચનથી અમારી તો ભવની ભાવટ ભાગશે, ને આપને બ્રાહ્મણ કુટુમ્બના આશીર્વાદ પ્રાપ્ત થશે."

નારદજીએ વિચાર કર્યો, કે બ્રાહ્મણ છે તો ખરેખર ગરીબ ને દયાને પાત્ર, તેથી તેમણે પ્રયત્ન કરી જોવાની હા પાડી. બ્રાહ્મણે બીજું એટલું પણ માગી લીધું, કે વિષ્ણુ ભગવાન જે નિર્ણય કરે તે આપ અમને કૃપા કરીને કહી જજો.

નારદજી વિષ્ણુલોકમાં ગયા. ત્યાં વિષ્ણુ ભગવાને તેમનો યથાયોગ્ય આદરસત્કાર કર્યો. યોગ્ય મોકો જોઈને નારદજીએ પેલા બ્રાહ્મણની વાત કરી ને એમના ભીખના દહાડા પૂરા થાય એવી વિનંતિ પણ કરી.

વિષ્ણુ ભગવાન થોડી વાર વિચાર કરીને હસ્યા. એમણે કહ્યું, "મહારાજ, આપ સર્વજ્ઞ છો, તે છતાં આવી ભૂલ કેમ કરો છો?

એ બ્રાહ્મણના નસીબમાં ભીખ જ લખેલી છે, એટલે તમે કે હું ગમે તે કરીશું તોપણ એને ભાગે ભીખ જ રહેવાની છે. તો પછી આ માથાકૂટ શા માટે કરો છો ?"

પણ નારદજીને ગળે વાત ઊતરી નહિ. "હે ભગવન્ !" એમણે કહ્યું, "આપને શું અસાધ્ય છે ! આપ જે કહો છો તે ખરું છે; છતાં એ વિપ્ર દયાને યોગ્ય છે, અને જો આપ એના ઉપર અનુગ્રહ કરશો, તો હું આપનો ઉપકૃત થઈશ. માટે જરૂર દયા કરો."

વિષ્ણુ ભગવાન નારદજીનો બોલ પાછો ઠેલી શકે કેવી રીતે ? એમણે છેવટે કહ્યું, "વારુ ત્યારે, અપની એવી જ ઇચ્છા હોય, તો ભલે આપ પણ જોઈ લ્યો, કે પ્રારબ્ધ કેટલું બળવાન છે. એ વિપ્ર, એની પત્ની અને એનો પુત્ર, એમ ત્રણ જણ છે. એ ત્રણેયને હું અકકેક વરદાન આપું છું. એમની જ્યારે ઇચ્છા થાય ત્યારે જે ચાહે તે એ માગી લ્યે. કહો મહારાજ, એથી વિશેષ શું જોઈએ ?"

નારદજીએ ભગવાનની બહુ પ્રકારે સ્તુતિ કરી, અને વિપ્ર ઉપર કરેલી કૃપા માટે તેમને ધન્યવાદ આપ્યો. પછી પોતે ત્યાંથી નીકળીને પેલા પ્રવાસી બ્રાહ્મણને શુભ સમાચાર આપ્યા કે "તમને દરેકને એક એક વર માગી લેવાની છૂટ છે, માટે જોઈ-વિચારીને માગજો." એટલું કહીને મુનિજી તો પોતાને માર્ગે પડ્યા.

વિપ્રજનો નારદજીના આ અણચિંતવ્યા અનુગ્રહથી હર્ષમાં આવી ગયાં. એમણે નક્કી કર્યું કે આ બાબત ઉતાવળ કરવા જેવી નથી. ભૂખે પેટે માગવા બેસતાં કદાચ આડું વેતરાઈ જાય, કેમ કે ભૂખ્યો બ્રાહ્મણ અને ધરાયો ભરવાડ, એનો ભરોંસો નહિ; માટે એક વાર ગામમાં જઈ ભિક્ષા લઈ આવીને ભોજન કરી લેવું, અને તે પછી નિરાંતે બેસીને વરદાનની પસંદગી કરવી.

પુત્ર તથા પત્નીને એક ઝાડ નીચે બેસાડીને વિપ્ર ગામમાં ગયો.

ઘણો સમય વીતી ગયો છતાં એ પાછો ફર્યો નહીં. અહીં બ્રાહ્મણી અધીરી થાય છે. એને વરદાન માગવાની તાલાવેલી લાગી છે. એને કેમે કર્યું ઝાલ્યું રહેતું નથી; ને વિપ્ર પાછો ફરતો નથી. એમ કરતાં બપોર થયા ત્યારે બાઈની ધીરજ ખૂટી. એણે વિચાર કર્યો કે એમને મોડું થતું હોય તો ભલે થાય. હું એમની વાટ ક્યાં સુધી જોયા કરું? મારે જે વરદાન જોઈએ છે તે હું તો માગી લઉં. એ પાછા ફરશે ત્યારે પોતાને મનગમતું એ માગી લેશે.

"મારા દળદરી દેખાવથી હું કંટાળી ગઈ છું તેથી હે વિષ્ણુ ભગવાન! જો તમારું વચન સાચું હોય, તો હું હાલ ને હાલ ઇન્દ્રાણી જેવી થઈ જઉં!"

એટલું બોલી રહી ત્યાં તો અહોહો! તરત જ એની સુરત બદલાઈ ગઈ. એ રૂપરૂપનો અંબાર, તથા સોળે શણગાર સજેલી સુંદરી બની ગઈ!

બાઈ પોતાનું રૂપાન્તર જોઈને રાચે છે, ત્યાં ગામનો રાજા પોતાના રસાલા સાથે ત્યાં થઈને નીકળ્યો. એની દૃષ્ટિ આ અત્યંત રૂપવતી સુંદરી ઉપર પડી, ને એ તરત મોહ પામ્યો. એ ઝાઝી લપછપ ન કરતાં એને ઉપાડીને ઘોડા ઉપર નાખીને ચાલતો થયો.

અહીં છોકરો એકલો બેઠો બેઠો રડવા લાગ્યો. એનો બાપ યથા-સમય ભિક્ષા લઈને પાછો આવ્યો; એને જોયું તો પત્નીનો પત્તો નથી, ને પુત્ર રુવે છે. છોકરાએ એને બધું વૃત્તાન્ત કહ્યું. એ સાંભળીને વિપ્રને પોતાની આવી પામર મનોદશાવાળી સ્ત્રી ઉપર બહુ ક્રોધ આવ્યો. એ રૂપવતી થઈને રાજા સાથે નાસી ગઈ, એ ઘટના એનાથી ખમાઈ નહિ; તેથી એણે બે હાથ ઊંચા કરીને પોકાર કર્યો, "હે ભગવાન! આપનું વચન જો સત્ય હોય તો મારી બ્રાહ્મણી જ્યાં હોય ત્યાં ભુંડણ બની જજો!"

પેલી તરફ રાજા નવી રૂપસુંદરી સાથે આનંદમગ્ન છે, ત્યાં એકાએક

એ બાઈ ભુંડણ થઈ ગઈ! આ ભયંકર પરિવર્તન જોઈને રાજા ગભરાઈ ઊઠયો, ને એણે ભુંડણને મારીને હાંકી કાઢી. ભુંડણ બિચારી રખડતી રખડતી પાછી એ જ વૃક્ષ પાસે ગઈ કે જ્યાં એનો પતિ તથા પુત્ર બેઠા હતા. ત્યાં પડેલું ભોજન દેખીને એ જ્યાં પાસે જાય છે, ત્યાં બ્રાહ્મણે છૂટી લાકડી ફટકારી, તે એના પગમાં વાગી, ને એ લંગડી થઈ. ત્યાં પુત્રને વિચાર આવ્યો, કે "પિતાજીએ મારી માને ભુંડણ થઈ જવાનો શાપ આપ્યો છે, તે આ તો નહિ હોય? માટે હે ભગવાન! જો આપણું વચન સાચું હોય, તો આ ભુંડણ પાછી પહેલાં હતી તેવી ને તેવી મારી મા થઈ જજો!"

એટલું કહેતામાં ભુંડણ પાછી અસલ જેવી દળદળી બ્રાહ્મણી થઈ ગઈ, ને નફામાં લંગડી થઈ!

પાછા નારદજી ત્યાં એમની ખબર કહાડવા આવી પહોંચ્યા. બ્રાહ્મણ કુટુમ્બને પૂર્વવત્ સ્થિતિમાં દેખીને એમણે કહ્યું કે "અરે વિપ્ર, તમે શેની વાર કરો છો? તમને મળેલાં વરદાનોનો તમે ઉપયોગ કેમ કરતા નથી? શું તમને ભીખમાં જ આનંદ આવે છે!"

નારદજીનો ઠપકો સાંભળીને વિપ્રે બધી વીતક કહી સંભરાવી. ત્રણ ત્રણ વરદાન આપવા છતાં છેવટે એમના નસીબે ભીખ હતી તે ભીખ જ રહી, અને તે પણ કેવી ખૂબીથી! નારદજી ભગવાનની લીલાનાં ગુણગાન ગાતાં કહેતા ગયા, કે નસીબ બે ડગલાં આગળનું આગળ, તે સાચે જ આગળનું આગળ છે!

---

## ૯૨. નિત નિત મરીઓ મિલાવકે......

હાલોલ–કાલોલ પ્રગણામાં અલવા નામનું ગામ હતું. હવે છે કે નહિ તેની અમને ખબર નથી, પણ આ ઘટના બની ત્યારે તો એ ત્યાં હતું. ત્યાં એક વખત નવો હવાલદાર આવ્યો. ગામમાં નવો હવાલદાર આવે ત્યારે, એની ગરજ સૌને પડવાની હોવાથી, ગામના સાધારણ

કક્ષાના દુકાનદારો વગેરે પરચૂરણ લોક એને સારું લગાડવા માટે અકેક વાર તો જમાડે, એવો સાધારણ રિવાજ એ જમાનામાં હતો. અહીં એવું બન્યું કે ગામના વાણિયા લોક પોતપોતાની દુકાનો બંધ કરીને શામળાજીની જાત્રાએ સંઘ કહાડીને ઊપડી ગયા હતા, એટલે બાકી રહ્યું પંચકુટિયું વરણ, પોતપોતાના ગજા પ્રમાણે હવાલદારને રોટલા ખાવા બોલાવે. કોઈ વાર એમ ન હોય ત્યારે એને પોતાને ઘેર વાશી રોટલાથી બિસ્મિલ્લા કરી લેવું પડતું. પણ દુકાનદારો ગામમાં ન હોવાથી માલ-પાણીનો જોગ એને ભાગ્યે જ થતો.

થોડા દિવસે હવાલદારની બદલી થઈ ને એ ત્રણ ગાઉ છેટે આવેલ મલાવ ગામે મુકાયો. તે જ દિવસે ભાદરવાની અજવાળી ચૌદશ હતી. શ્રાદ્ધપક્ષનો લાભ એને બરાબર મળવા માંડ્યો. રોજ કોઈ ને કોઈને ત્યાંથી ઇજન હોય ને શ્રાદ્ધને નિમિત્તે દૂધપાક, ખીર, વડાં વગેરે માલામાલ જમવાના મળે. મિયાંને બખ્ખાં થઈ પડ્યાં. આ બધી મિષ્ટાન્નની ઊડાઊડનું કારણ એ બિચારો જાણે નહિ, એટલે એમ જ સમજ્યો કે લોક કેવા સારા ને ખુશામતિયા છે કે મારે માટે રોજ માલમલીદા બનાવે છે ! એણે કો'કને કહ્યું પણ ખરું કે "તુમ મલાવકે લોક બડે અચ્છે હો, તે મેરી રોજ મેજબાની કરતે હો. વે અલવે કે તો હમકો કુછ નહિ ખિલાતે."

પેલાએ એને સમજણ પાડી, કે આ બધું તમારે કાજે નથી થતું, પણ અમારા હિન્દુ લોકનો શ્રાદ્ધપક્ષ ચાલે છે, તેને લીધે તમે ફાવી ગયા છો.

શ્રાદ્ધ શું ને પક્ષ શું એ કોની બલા જાણે ? ગામવાળાએ એને કહ્યું કે "અમારા હિન્દુ લોકમાં કોઈ મરી જાય, તેનો દહાડો આવે ત્યારે અમે આવું ખાવાનું કરીએ. આ પખવાડિયામાં એ બધા દિવસોને અમે ગણી લઈએ છીએ. દરેક ઘરમાં કોઈ ને કોઈ મરેલું તો હોય જ, તેથી રોજ કોઈના ને કોઈના ઘરમાં શ્રાદ્ધ હોય. તમને આમે ય જમાડવાના રહ્યા, તેથી શ્રાદ્ધને દિવસે જ તમને લોક બોલાવે છે. વરસ

દિવસમાં આવું જે એક પખવાડિયું આવે છે, તેમાં તમે અહીં આવ્યા છો, તેથી ફાવ્યા છો."

મિયાંએ જરાક વિચાર કરીને ગામલોકને શાબાશી આપવાના વિચારથી વાણી ઉચ્ચારી, "નિત નિત મરીઓ મલાવકે ને હોઇઓ નિત નિત સરાધ, ન મરીયો સાલે અલવેકે, કે નહિ કુછ સરાધ કે ફરાધ !"

---

## ૯૩. નાડું પકડી રાખવું

એક વહોરાજી પોતાને ગામથી બીજે ગામ જતા હતા. માર્ગમાં ઘાસનું ભરેલું ગાડું પણ જતું હતું. વહોરાજીને થાકેલા જોઈને ગાડા-વાળાએ એને કહ્યું કે તમે ઉપર ચડીને બેસી જાઓ, પણ નાડું બરાબર પકડી રાખજો, નહિ તો ગાડું ધાંચમાં પડતાં આચકો લાગશે, ને તમે ગબડી પડશો. એણે તો ઘાસને જે દોરડાથી બાંધ્યું હતું તે નાડાની વાત કરી હતી.

રસ્તે જતાં ખાડો આવ્યો, ને ગાડાને આંચકો લાગતાં વહોરાજી નીચે ગબડી પડ્યા. ગાડાવાળાએ એમને ઠપકો આપ્યો કે "મેં કહ્યું'તું તો યે નાડું કેમ ઝાલી રાખ્યું નહિ ?"

વહોરાએ કહ્યું, "મેં તો પકરી રાખું છે. જુઓ, હજી બી પકરેલું જ છે." એણે પોતાના સુંથણાનું નાડું બે હાથે જોરથી પકડી રાખ્યું હતું ! તો યે એ પડ્યો, તેમાં બિચારો એ શું કરે ?

અને ગાડાવાળો:પણ શું કરે !

---

## ૯૪. નવ્વાણુંનો ધક્કો

એક ગામમાં વાણિયો રહેતો હતો. એને વેપારધંધામાં સારી કમાણી રહેતી હતી, ને બધી વાતે એ સુખી હતો એમ કહેવા જેવું હતું; તેમ છતાં પૈસાનો લોભ હોવાથી એને કરકસરની ટેવ પડી હતી, તેથી થતી કમાણીનો છૂટથી લાભ લઈ શકતો નહોતો. એની પડોશમાં

ધોબી રહેતો હતો. એ ઘણી મહેનત કરીને થોડું કમાતો હતો, પણ જે મળતું હતું તે મોજથી ભોગવતો હતો, ને સંતોષ રાખીને સુખપૂર્વક પોતાના કુટુમ્બનો ગુજારો કરતો હતો.

પોતાના ગરીબ પડોશીનાં સુખસંતોષ તથા પોતાની લક્ષ્મી છતાં અસંતોષ અને ક્લેશ જોઈને વાણિયણે એના પતિને પૂછ્યું, કે આપણે છતે પૈસે દુઃખી ને આ ધોબી ગરીબ છતાં સુખી છે, તેનું શું કારણ ?

વાણિયાએ જવાબ આપ્યો, “ એને નવ્વાણુંનો ધક્કો લાગ્યો નથી તેથી એ સુખી છે.” આ જવાબ સમજાયો નહિ એટલે વાણિયણે એનો અર્થ પૂછ્યો. શેઠે એને નવ્વાણુંનો ધક્કો પ્રત્યક્ષ બતાવવાનું વચન આપ્યું.

એ રાતે એણે એક થેલીમાં નવ્વાણું રૂપિયા ભર્યા ને પછી જાળિયામાંથી એ થેલી ધોબીના ઘરમાં સરકાવી દીધી. ધોબી વહેલો ઊઠીને જુએ છે, તો એની પથારી પાસે થેલી પડી છે. એણે કોથળી ઉઘાડતાં અંદર રૂપિયા દેખાયા. રૂપિયા ગણ્યા તો બરાબર નવ્વાણું થયા.

નવ્વાણું રૂપિયા જોઈને એને વિચાર આવ્યો, કે લાવને ત્યારે ભેગાભેગી સો પૂરા કરું. માત્ર એક જ બાકી છે.

બસ, ત્યારથી એની પનોતી બેઠી. એણે કરકસર કરીને રૂપિયો બચાવીને સો પૂરા કર્યા. પછી સો જોઈને એને બસોનો વિચાર આવ્યો, એટલે ઘરમાં એણે તરત જ કરકસરનો હુકમ કરી દીધો. જ્યાં પહેલાં જે આવક થતી તેના ઉપર કુટુમ્બ તાગડધિન્ના કરતું હતું ત્યાં ધોબીએ પૈસા બચાવવા માટે કચકચ શરૂ કરી. “ પૈસા કેમ આવે છે એ તમને શી ખબર પડે ? આપણે દેવાળું નથી કહાડવું, માટે જરા હાથ સંકોરતાં જાઓ ” ઇત્યાદિ મેણાંટુણાંનું ઘરમાં રાજ્ય થયું, સુખસંતોષ ગયો ને ધોબીની નજર આગળ પેલી કોથળી ઊભી ને ઊભી રહી. બસો થતાં ત્રણસોનો લોભ લાગ્યો, ને એમ લોભે ઘર કરતાં એના ઘરનાં સુખચેન પણ ઊડી ગયાં.

વાણિયણે એક દિવસ પોતાના પતિને પૂછ્યું કે "ધોબી પહેલાં કેવો સુખી અને સંતોષી હતો! પણ કેટલોક વખત થયાં એ પણ આપણા જેવો ક્લેશકંકાસમાં ભરાઈ પડ્યો છે, એનું શું કારણ?"

વાણિયાએ જવાબ આપ્યો, "હવે એને નવ્વાણુંનો ધક્કો લાગ્યો છે તેથી." પછી એણે ધોબીને બોલાવીને બનેલી બધી હકીકત એને કહી ને પોતાના નવ્વાણું પાછા માગી લીધા. પોતાને ત્યાં ધન ભેગું થયું તેથી ધોબી હરખાયો, પણ એનાં સુખસંતોષ ઊડી ગયાં તે ગયાં જ.

---

## ૯૫. ન બોલ્યામાં નવ ગુણ

ગંભીરશાહ નામનો એક જુવાન વાણિયો હતો. એના ઘરમાં ચન્દ્રાવલી નામની પત્ની હતી. જેવો પતિ ઠાવકો અને દિલાવર દિલનો હતો, તેવી જ ચન્દ્રાવલી સદ્‌ગુણી અને રૂપવતી હતી. વિધિવશાત્, ગંભીરના એક દગાખોર મિત્રે એક વાર ચન્દ્રાવલીને કોઈ યુક્તિથી ફસાવી. ઘટના ગંભીરના જાણવામાં આવી. એણે ચન્દ્રાવલીને એકાન્તમાં આ બાબત પોતાના જાણ્યામાં આવ્યાનું કહ્યું. ચન્દ્રાવલી શરમથી વિહ્‌વલ થઈ ગઈ ને એણે આપઘાત કરવાની તૈયારી માંડી. પણ ગંભીરે એને એવો કશો ફજેતો નહિ કરતાં ભવિષ્યમાં સદાચરણ રાખવાની શિખામણ આપી.

ત્યારથી પતિપત્ની સુખચેનમાં રહેવા લાગ્યાં. એમને દીકરા થયા, ને યથાસમય વહુઓ ઘરમાં આવી અને તેમને પણ સંતાન થયાં. દીકરાઓએ પિતાને વિનંતિ કરી, કે "હમે હવે રળી શકીએ તેવા તૈયાર થયા છીએ, માટે આપ હવે નિવૃત્તિ લઈને ઘરમાં આરામ કરશો."

ગંભીર વૃદ્ધ થયો હતો, એટલે એણે ઘરમાં રહીને છોકરાઓને માત્ર સલાહ આપવાનું રાખીને પોતાનાં પૌત્રોનું લાલનપાલન કરવામાં મન પરોવ્યું. નાના દીકરાની વહુ ઉપર એને વિશેષ મમતા હતી. એ વહુના

બાળકને પારણામાં હીંચોળતાં ગંભીર કોઈ વારે ગાતો ત્યારે "ન બોલ્યામાં નવ ગુણ રે ભાઈ ન બોલ્યામાં નવ ગુણ" એમ પણ બોલતો.

એક વાર નાની વહુએ એને પૂછ્યું, "બાપુજી, તમે રોજ આ 'ન બોલ્યામાં નવ ગુણ' કહો છો, તેનું શું કારણ છે?"

ગંભીરે કહ્યું, "બેટા, કોઈની બૂરી વાત આપણા જોયા કે જાણ્યામાં આવે, તો તેના સમ્બન્ધમાં ગમ ખાઈ જઈને ચૂપ રહેવાથી અનેક લાભ થાય છે, પણ જો એને કહી બતાવીએ, તો તેમાંથી મોટો અનર્થ નીપજે છે. તેથી હું ગાઉં છું કે ન બોલ્યામાં નવ ગુણ."

"પણ સસરાજી, તમને એનું એવું શું વીત્યું, તે તમે આટલી લાગણીથી એ કહો છો?"

માનીતી વહુ આગળ ગંભીરે જરા મન ખોલ્યું, "બેટા, તારી સાસુના સમ્બન્ધમાં મેં નાનપણમાં જે જાણ્યું, તે જો મેં કહી સંભળાવ્યું હોત, તો આજે મારા ઘરમાં છોકરાંછૈયાં છે, તમે બધાં છો ને આનન્દમંગળ વરતે છે તેમાંનું કશું ન હોત, પણ મેં ચૂપકીદી પકડી, તેનાં સારાં ફળ હું દેખું છું."

આ વહુ જરા ટચાક હોવાથી સાસુ એને વારે ઘડીએ ટોકતી હતી, તે એને ગમતું નહિ. તેથી એણે વિચાર્યું કે સાસુનું કંઈ નબળું જાણવામાં આવે, તો વખત આવ્યે સામે ચોડી શકાય. તેથી એણે લાડલટુડાં કરીને ડોસા પાસેથી હકીકત કઢાવી.

એક વાર ચન્દ્રાવલીને એ વહુને ઠપકો આપવાનો પ્રસંગ આવ્યો, એટલે એણે તરત જ સામી સુણાવી દીધી, "છિનાળ સાસુ વળી વહુને શીખ આપે છે!" ચન્દ્રાવલીએ પૂછ્યું, "વહુ બેટા, મેં કોની સાથે છીનાળી કરી?" છોકરીએ જવાબ આપ્યો, "પૂછો સસરાજીના ફલાણા મિત્રને!"

વાણિયણે એક દિવસ પોતાના પતિને પૂછ્યું કે "ધોબી પહેલાં કેવો સુખી અને સંતોષી હતો! પણ કેટલોક વખત થયાં એ પણ આપણા જેવો ક્લેશકંકાસમાં ભરાઈ પડચો છે, એનું શું કારણ?"

વાણિયાએ જવાબ આપ્યો, "હવે એને નવ્વાણુંનો ધક્કો લાગ્યો છે તેથી." પછી એણે ધોબીને બોલાવીને બનેલી બધી હકીકત એને કહી ને પોતાના નવ્વાણું પાછા માગી લીધા. પોતાને ત્યાં ધન ભેગું થયું તેથી ધોબી હરખાયો, પણ એનાં સુખસંતોષ ઊડી ગયાં તે ગયાં જ.

---

## ૯૫. ન બોલ્યામાં નવ ગુણ

ગંભીરશાહ નામનો એક જુવાન વાણિયો હતો. એના ઘરમાં ચન્દ્રાવલી નામની પત્ની હતી. જેવો પતિ ઠાવકો અને દિલાવર દિલનો હતો, તેવી જ ચન્દ્રાવલી સદ્‌ગુણી અને રૂપવતી હતી. વિધિવશાત્, ગંભીરના એક દગાખોર મિત્રે એક વાર ચન્દ્રાવલીને કોઈ યુક્તિથી ફસાવી. ઘટના ગંભીરના જાણવામાં આવી. એણે ચન્દ્રાવલીને એકાન્તમાં આ બાબત પોતાના જાણ્યામાં આવ્યાનું કહ્યું. ચન્દ્રાવલી શરમથી વિહ્‌વલ થઈ ગઈ ને એણે આપઘાત કરવાની તૈયારી માંડી. પણ ગંભીરે એને એવો કશો ફજેતો નહિ કરતાં ભવિષ્યમાં સદાચરણ રાખવાની શિખામણ આપી.

ત્યારથી પતિપત્ની સુખચેનમાં રહેવા લાગ્યાં. એમને દીકરા થયા, ને યથાસમય વહુઓ ઘરમાં આવી અને તેમને પણ સંતાન થયાં. દીકરાઓએ પિતાને વિનંતિ કરી, કે "હમે હવે રળી શકીએ તેવા તૈયાર થયા છીએ, માટે આપ હવે નિવૃત્તિ લઈને ઘરમાં આરામ કરશો."

ગંભીર વૃદ્ધ થયો હતો, એટલે એણે ઘરમાં રહીને છોકરાઓને માત્ર સલાહ આપવાનું રાખીને પોતાનાં પૌત્રોનું લાલનપાલન કરવામાં મન પરોવ્યું. નાના દીકરાની વહુ ઉપર એને વિશેષ મમતા હતી. એ વહુના

બાળકને પારણામાં હીંચોળતાં ગંભીર કોઈ વારે ગાતો સારે "ન બોલ્યામાં નવ ગુણ રે ભાઈ ન બોલ્યામાં નવ ગુણ" એમ પણ બોલતો.

એક વાર નાની વહુએ એને પૂછ્યું, "બાપુજી, તમે રોજ આ 'ન બોલ્યામાં નવ ગુણ' કહો છો, તેનું શું કારણ છે?"

ગંભીરે કહ્યું, "બેટા, કોઈની બૂરી વાત આપણા જોયાં કે જાણ્યામાં આવે, તો તેના સમ્બન્ધમાં ગમ ખાઈ જઈને ચૂપ રહેવાથી અનેક લાભ થાય છે, પણ જો એને કહી બતાવીએ, તો તેમાંથી મોટા અનર્થ નીપજે છે. તેથી હું ગાઉં છું કે ન બોલ્યામાં નવ ગુણ."

"પણ સસરાજી, તમને એનું એવું શું વીત્યું, તે તમે આટલી લાગણીથી એ કહો છો?"

માનીતી વહુ આગળ ગંભીરે જરા મન ખોલ્યું, "બેટા, તારી સાસુના સમ્બન્ધમાં મેં નાનપણમાં જે જાણ્યું, તે જો મેં કહી સંભળાવ્યું હોત, તો આજે મારા ઘરમાં છોકરાંછૈયાં છે, તમે બધાં છો ને આનન્દમંગળ વરતે છે તેમાંનું કશું ન હોત, પણ મેં ચૂપકીદી પકડી, તેનાં સારાં ફળ હું દેખું છું."

આ વહુ જરા ટચાક હોવાથી સાસુ એને વારે ઘડીએ ટોકતી હતી, તે એને ગમતું નહિ. તેથી એણે વિચાર્યું કે સાસુનું કંઈ નબળું જાણવામાં આવે, તો વખત આવ્યે સામે ચોડી શકાય. તેથી એણે લાડલટુડાં કરીને ડોસા પાસેથી હકીકત કઢાવી.

એક વાર ચન્દ્રાવલીને એ વહુને ઠપકો આપવાનો પ્રસંગ આવ્યો, એટલે એણે તરત જ સામી સુણાવી દીધી, "છિનાળ સાસુ વળી વહુને શીખ આપે છે!" ચન્દ્રાવલીએ પૂછ્યું, "વહુ બેટા, મેં કોની સાથે છીનાળી કરી?" છોકરીએ જવાબ આપ્યો, "પૂછો સસરાજીના ફલાણા મિત્રને!"

થયું. ચન્દ્રાવલીએ જાણ્યું કે આખરે શરમકથા જાહેર થઇ છે, ને હવે જીવવામાં માલ નથી. એણે કૂવે પડીને આપઘાત કર્યો.

ગંભીરે જાણ્યું કે છેવટે ઘડપણમાં લપલપી વશ રહી નહિ, ને જુવાન વહુનાં લટુડાંએ ભાન ભુલાવ્યું, પરિણામે ચન્દ્રાવલી મરી ગઈ, ને એના આપઘાતનો ઢેડફજેતો થવાનો. તેના કરતાં મરવું સારું. એટલે એણે ગળાફાંસો ખાધો.

નાની વહુ માત્ર ટચાક હતી, પણ દુષ્ટ નહોતી. પોતાને નિમિત્તે બે દેવ જેવાં માનવી મરી ગયાં, એટલે એને એવો ત્રાસ થઈ ગયો, કે એણે પણ અફીણ ઘોળ્યું.

એક જ દિવસમાં આ બનાવો બન્યા, એટલે પડોશીઓને ખબર પડતાં બધાં આવી પહોંચ્યાં, બાકીનાં ભાંડુઓને પણ એ જ રાહે જતાં અટકાવ્યાં. ચન્દ્રાવલીવાળી વાત ત્યાંથી દટાઈ, પણ માત્ર એક જ ક્ષણની જીભની અવશતાએ ત્રણ ભયંકર ભોગ લીધા, ને 'ન બોલ્યાના નવ ગુણ'ની સચ્ચાઈની પ્રતીતિ કરાવી.

---

## ૯૬. પાઘડી ભેંશ ચાવી ગઈ!

ઘણાં વરસો પહેલાં વડોદરામાં એક મુનસફ હતા. એ મુનસફનો નિયમ હતો કે દરેક કામનો નિકાલ એના ગુણદોષ ઉપર જ કરવો, અને જો કોઈ પણ ખટલાના સમ્બન્ધમાં કોઈ પક્ષકાર તરફથી ચુકાદો આપ્યા પહેલાં પણ ભેટસોગાદ થાય, તો તેને હાથ પણ લગાડવો નહિ. આ નિયમ તે બહુ ચીવટપણે પાળતા; અને તેમ છતાં, એમના ઘરમાં એ પ્રકારની ભેટસોગાદોનો તોટો રહેતો નહિ.

એમણે ઘરમાં, પોતાના બેઠકના ઓરડામાં બે કબાટ રાખ્યાં હતાં. એક વાદીનું, ને બીજું પ્રતિવાદીનું. ભેટ આપવા આવનાર વાદી હોય, તો વાદીવાળું કબાટ બતાવીને એ કહેતા, કે મારે તો એવી કોઈ વસ્તુને

હાથ લગાડવાની બાધા છે. તું જાણે ને પેલું કબાટ જાણે? એવી રીતે, મુકર્દમાનો કોઈ પ્રતિવાદી હોય, તો તેને બીજા કબાટની ભલામણ કરે.

એક વખત તેમની પાસે એક માણસ આવ્યો. મુનસફ સાહેબે પૂછ્યું, "કેમ ભાઈ, કયો કેસ છે?" આવનારે જવાબ આપ્યો, કે "હું આપની આગળ પડેલા ફલાણા ફલાણા કેસમાં વાદી છું, ને આપને એક નજીવી વસ્તુ ભેટ કરવાની મને હોંશ થઈ છે."

"શું વસ્તુ છે? તું ન જાણતો હોય તો તને હું પહેલેથી જ કહી દઉં કે એવી વસ્તુને હાથ લગાડવાની મને બાધા છે."

"પણ હું કયાં હાથ લગાડવાનું કહું છું જ તે. કેસનો નિકાલ ન આવે ત્યાં લગી એની સામું યે આપે ન જોવું. હું મારાથી લાવી શકાય તેવી સારામાં સારી પાઘડી લઈ આવ્યો છું, એ આ રહી." કહીને એણે પોતાની પાસે સંભાળીને મૂકેલું પોટલું ખોલ્યું. પાઘડી ખરેખર સુંદર હતી.

"પેલું રહ્યું વાદીનું કબાટ."

પાઘડી કબાટમાં મૂકીને માણસ ચાલ્યો ગયો. થોડી વાર થઈ ને મુનસફ સાહેબ પણ કચેરીનો સમય થતાં કામે ગયા.

એમના ગયા પછી બીજો માણસ ઘેર આવ્યો. એ એક ભેંશ લઈને આવ્યો હતો. ઘેર પહોંચતાં એને ખબર પડી કે સાહેબ તો કચેરીમાં પહોંચી ગયા છે. મુનસફ સાહેબનાં પત્નીએ એને કામકાજ પૂછતાં એણે કહ્યું કે ફલાણા ફલાણા કામમાં પ્રતિવાદી છું, ને આ ભેંશ સાહેબને માટે લાવ્યો છું. બાઈ હુશિયાર હતાં, એમણે કહ્યું કે "ભેંશ તો કબાટમાં મુકાય નહિ; પણ વાડામાં જઈને બાંધી આવો, ને હું સાહેબને આ બાબતની હમણાં ને હમણાં ખબર આપું છું. તમે તમારે કોરટમાં જાઓ."

ભેંશ વાડામાં બાંધીને પ્રતિવાદી ન્યાયમંદિરે ગયો. અહીં સાહેબનાં પત્નીએ તરત જ ચિઠ્ઠી લખી કે ફલાણા કામનો પ્રતિવાદી ઘેર ભેંશ બાંધી ગયો છે ને તરત જ માણસને દોડાવ્યો.

અદાલતમાં એ જ કેસ ચાલતો હતો. ત્યાં ઘરનો નોકર ચિઠ્ઠી લઈને આવ્યો. સિપાઈએ એ ચિઠ્ઠી કારકુનને આપી, ને કારકુને સાહેબને આપી. ચિઠ્ઠી વાંચતાં સાહેબે જોયું તો પાઘડીવાળો જે કામે આવ્યો હતો તે જ એ કામ હતું. એમણે ફેંસલો બરાબર આપ્યો. પણ તે પ્રતિવાદીના પક્ષમાં પડ્યો.

અદાલતમાં બન્ને પક્ષકારો હાજર હતા. પાઘડીવાળો તો પોતાના લાભની રાહ જોઈને બેઠો હતો, પણ પરિણામ ઊલટું આવતાં એણે અદાલતને ઘણા કાલાવાલાં કર્યાં, પણ સાહેબે અકડાઈથી જવાબ આપ્યો, કે ન્યાય તો જેમ થતો હશે તેમ જ થશે, માટે જોઈએ તો વિવાદ કરવો.

છેવટે વાદીએ પાઘડી ઉતારીને સામે ધરીને સૂચક રીતે વિનંતી કરી, " પણ સાહેબ, જરા પાઘડી સામું તો જુઓ ! "

સાહેબે ગંભીરતાથી ઉત્તર આપ્યો, " ભાઈ, પાઘડી તો ભેંશ ચાવી ગઈ, માટે વધારે ગરબડ કરવી નહિ ! "

---

## ૯૭. પાટીદાર મુવા છીએ !

આપણે ત્યાં રીતરિવાજનું ઘણું જોર છે. તેમાં પણ પાટીદાર જેવી વરણોમાં તો એના જુલમનો પાર નથી. રુઢિના માર્ગમાંથી જરા પણ ખસવા જતાં તરત જ બાપદાદાની આબરૂનો સવાલ આવીને ઊભો રહે. પોતાની સ્થિતિ હોય કે ન હોય, તોપણ કુળની સાખ પ્રમાણે પરાપૂર્વથી ચાલી આવેલી રીતે રહેવું જ પડે.

એક પાટીદાર હતા. એ અતિ ખરચાળ રિવાજોને પરિણામે સાવ ઘસાઈ ગયા હતા. પણ પાટીદાર એટલે પાટીદાર! બાપદાદાના વખતથી ચાલ્યા આવેલા રિવાજ પ્રમાણે જ એણે પોતાની રહેણીકરણી રાખવી પડતી હતી. ઘરમાં ભલે લૂખો રોટલો ખાય, પણ બહારનો દેખાવ, મહેમાનગતી, હુકાપાણી વગેરેમાં જરા પણ આઘુંપાછું જોવાય નહિ.

એક વાર આ જુવાન રસ્તે ચાલતા હતા. એમણે પાટીદારિયા આબરૂ પ્રમાણે ધોતિયું એવી રીતે પહેર્યું હતું, કે ધોતિયું ભોંય ઉપર વેંત જેટલું ઘસડાય છે ને વારંવાર એડી નીચે આવે.

રસ્તામાં એક જણે એમનું ધ્યાન ખેંચ્યું, "પટેલ, આ ધોતિયું ભોંયમાં ઘસડાય છે ને બગડે છે."

પાટીદારે કટાણું મોં કરીને જવાબ આપ્યો, "ભાઈ, શું કરીએ, પાટીદાર મુવા છીએ!"

---

## ૯૮. પટેલ ડાહ્યો કે પટેલનો દીકરો?

એક વાર એક ગામના પટેલને રાજાના દરબારમાં નિમંત્રણ હતું. દરબારમાં હાજર થવાનો હુકમ થયો, એટલે કોઈ પણ ભોગે તેનો અમલ થવો જોઈએ. પટેલથી જાતે જવાય એમ નહોતું, તેથી પોતાના દીકરાને મોકલ્યો.

દરબારમાં રિવાજ પ્રમાણે કલગીઓ વહેંચાઈ, પછી અત્તર લગાડાયાં. લોકોએ કલગી ઉપર અને હાથના પાછલા ભાગ ઉપર અત્તર લગાવરાવ્યું. અત્તર લગડાવવા લોકોને હાથ ઊંચા કરતા જોઈને આ કણબીપુતે પણ હાથ ઊંચો કરીને હથેળીમાં ચોપડાવ્યું.

પછી પાન વહેંચાતાં લોક પાન ખાવા લાગ્યા તે જોઈને એ સમજ્યો કે અત્તર ખાતા હશે–તેથી એણે હથેળી ચાટીને સાફ કરી. રાજા આ બધો તાલ જોઈને હસતો હતો.

પછી બીજા કોઈ પ્રસંગે પટેલે પોતે રાજાની હજૂરમાં હાજર થતાં રાજાએ એને કહ્યું "પટેલ, તમારા છોકરાને હવે જરા રાજદરબારની રીત શીખવતા જાઓ. એ તો અત્તર હથેળીમાં ચોપડાવીને ચાટી ગયો!"

ખેડૂતે જવાબ આપ્યો, "અન્નદાતા, એ તો સાવ મૂરખો છે તે એમ ચાટી ગયો. એની જગાએ હું હોત તો સાચવીને ઘેર લઈ જાત, ને બાજરાના રોટલામાં ચોળીને બધાને ખવરાવત!"

---

## ૯૯. પાડી કહે સો માનીયો મત!

એક પટેલના ખેતરમાં તલ પાકયા, એટલે એણે પાક વેચીને સારો ભાવ લીધો. પણ થોડા ઘરમાં વાપરવા માટે ઘરમાં લાવીને રાખ્યા, ને પટલાણીને કહ્યું કે આ તલને જરા છડી કરીને ભરી રાખજે, પણ વાપરી નાખીશ નહિ, કેમ કે થોડાક જ છે તે ગમે ત્યારે જરૂર પડે.

અમુક વસ્તુ નથી કરવાની, એવું કહેવામાં આવતાં મનુષ્યસ્વભાવ પ્રમાણે પટલાણીનું ચિત્ત એ તલમાં ભમવા માંડ્યું. છેવટે ન રહેવાતાં એક દિવસ બે મુઠી તલ કહાડ્યા. ફળિયામાં લઈ જઈને ફાકતી હતી ત્યાં પાસે બાંધેલું પાડું આરડ્યું. બાઈને કશું ખાતી જોઈને પાડીનું મન તેમાં ભરાયું, એટલે એણે અવાજ કર્યો હતો, પણ પટલાણી ચોરીથી તલ ખાતી હતી એટલે એનું મન ગુનેગાર હતું, તેથી એને લાગ્યું કે પાડું મારી ચોરી જાણી ગયું છે, ને જરૂર પટેલ ઘેર આવશે એટલે એને કહી દેશે. તેથી ડહાપણનું કામ એ છે કે પાડી કશું કહે તે પહેલાં આપણે જ તેના ઉપર આળ ચડાવવું.

ખેડૂતને ઘેર આવવાનો વખત થતાં કણબણ મોંએ તોબરો ચડાવીને બેઠી. પટેલે એને રીસનું કારણ પૂછતાં એણે છણકો કર્યો, "આ તમારી પાડીને કૈં કહેવું હોય તો કહેજો. એ મારી મશ્કરી કરે એ મારાથી નહિ સંખાય."

જરા સમજાવીપટાવીને પૂછતાં કણબણે કહ્યું, "તમારું પાડું મારી મશ્કરી કરે છે કે પટલાણીએ તલ ચોરીને ખાધા. એ તો ઠીક છે કે તમે છો, નહિ તો કોઈ હોય તો ખરી વાત માને, માટે એવી રીતે મારી ફજેતી કરે એવું પાડું મારે તો ઘરમાં નહિ જોઈએ."

"પણ પાડું ક્યાં કોઈને કહેવા જવાનું હતું? અને એનું કહેવું માને પણ કોણ?" પટેલે એને સમજાવી.

"તમારે તો કહીને છૂટવું છે, પણ એ તો જેને વીતે એ જાણે. આ મેં તો તમને કહી દીધું, કાં તો પાડું ઘરમાં નહિ, કાં તો હું નહિ."

ઘણી પટામણીને અંતે એમ ઠર્યું કે આપણે ગામમાં દાંડી પીટાવવી કે પાડું પટલાણીની ચાડી કરે તો કોઈએ માનવું નહિ, ત્યારે કણબણને હાશ થઈ.

પછી બીજે દિવસે હવાલદાર ગામમાં દાંડી પીટતો સંભળાયો કે "પટેલ કી જોરૂને તલ ચોર કે ખાયા ઐસા પાડી કહે તો કોઈ માનીયો મત!"

---

## ૧૦. પોલું દેખીને પેસી જાઓ

એક રાજ્યમાં વાણિયો કારભારી હતો. તેને એક દીકરો હતો. કારભારી મરી જતાં રાજાએ બીજો માણસ રાખી લીધો, ને વાણિયાનો દીકરો રઝળતો થઈ ગયો. એ બાહોશ હતો, ને એણે નિશ્ચય કર્યો હતો કે કોઈ પણ પ્રકારે પાછું દરબારમાં ઘૂસી જવું તો છે જ.

એની બહુ ઝીણી નજર હતી. એણે રાજ્યમાં ફેરણું માંડ્યું. ગામેગામ એ જાય, ને ત્યાં જે કોઇ અમલદાર વિશે જે કૈં સાંભળે, તે બધું નોંધી લે. એની પાસે રાજ્યમાં ચાલતા ગોટાળાની તથા રાજાને અંધારામાં રાખીને ચલાવાતી બાદશાહીની ઘણી બાતમી ભેગી થઈ.

એક દિવસ રાજાની સવારી નીકળી. આપણો વાણિયો પણ બીજાના

ભેગો બાજુએ ઊભો રહ્યો. સવારી ત્યાંથી પસાર થઈ એટલે એણે એક ચિઠ્ઠી રાજાને આપવા એક હજારિયાને આપી. રાજાનો હુકમ હતો કે સવારી વખતે જેને જે ફરિયાદ કરવી હોય તે કરે. એટલે એને આવી રીતે અરજીઓ મળતી હતી. પણ આ નાનકડી ચિઠ્ઠી જોઈને બીજી અરજીઓ ભેગી નહિ મૂકતાં રાજાએ એ વાંચી.

એમાં લખ્યું હતું, ' રાજા રૂડા, રાજ રૂડું, પણ માંહે પોલમપોલ.' રાજાને લાગ્યું કે કોઈ અમસ્તો ચૌદશિયો છે. એણે તેની નીચે લખ્યું, ' પોલું દેખીને પેસી જાઓ, ' ને ચિઠ્ઠી પાછી મોકલાવી.

ચિઠ્ઠીની નીચેનો શેરો વાંચીને વાણિયો રસ્તે પડ્યો. એને તો ઠેર ઠેર પોલું દેખાતું હતું. એણે ભાડુતી નિશાન ડંકો લીધો, એક છડી પણ ભાડે લીધી, ને રાજધાનીના છેક દૂરના એક કસ્બે જઈને ત્યાં ધામધુમથી છડી સવારી લઈ ને વાજતેગાજતે પહોંચી ગયો. ત્યાં જઈને એણે કસ્બાના ઉપરીને ખબર કહાવ્યા કે પ્રાન્તના સૂબા આવ્યા છે.

આ સાંભળીને થાણદાર દોડતો આવી પહોંચ્યો. એણે જોયું તો આ કોઈ નવા માણસ હતા. "સૂબા"ના "કારકુને" ખુલાસો કર્યો કે મહારાજાએ આ સાહેબને નવા સૂબા નીમીને હમણાં જ મોકલ્યા છે, ને તમારા વહીવટના ગોટાળા સાંભળીને તમારી ખબર લેવાનો એમને હુકમ કર્યો છે!

વાણિયાભાઈની વહીમાં આ થાણદારના કિસ્સા હતા. ગભરાતાં ગભરાતાં થાણદારે સૂબાની મુલાકાત લીધી, ને સારી જેવી ' ભેટ ' પણ ધરી! સૂબાએ દમ પર સુમાર રાખ્યો, ને સાચા ભેગી બે ખોટી વાર્તા ભેળવીને એવી છાપ પાડી, કે સૂબા જે કહે તે જ રાજા સ્વીકારશે. કળે કળે કરીને એણે થાણદારને ઠીક ઠીક ખંખેર્યો.

પછી ' સૂબા 'નો મુકામ ઊપડ્યો બીજે થાણે. એણે નાનામોટા બધા અમલદારોને એ જ રીતે ઢીલા કર્યા. અને વાત એવી હતી

કે કોઈ કોઈને શું કહે? બધાને મન 'સબસે બડી ચૂપ' હતી! ફરિયાદ તો કરાય જ નહિ!

રાજધાનીથી દૂર ને દૂર રહીને એ કામ કરતો હતો. છેવટે એક મહાલમાં જઈને એણે મહાલકારીને રોફથી કીધું કે મને તમારી ઉપર મૂકયો છે, ને તમારે હું કહું ત્યાં સુધી મારા હાથ નીચે કામ કરવાનું છે. એ તો ત્યાંનો ધણીરણી બની બેઠો. મહાલની કુલ આવક એ હજમ કરી જાય, ને બધું ઘરભેગું કરે.

વરસે દહાડે દીવાને રાજાને ફરિયાદ કરી કે ફલાણા મહાલમાંથી ભરણું આવ્યું જ નથી. એટલે રાજાએ તરત સવારો મોકલ્યા, ને મહેસૂલનો તગાદો કર્યો. આ વાણિયાએ તરત જ રકમ ભરી દઈને સવારોની ખૂબ મહેમાનગતી કરી, ને એમને ત્યાં જ રોકી પાડ્યા. ભરણું તો એ ભરે જ શેના? વળી પાછા છ મહિના થયા ને દીવાને ફરિયાદ કરી.

રાજાએ ગુસ્સે થઈને સો સવારો મોકલીને સૂબાને હાજર કરવા હુકમ કર્યો. આ કટક આવ્યું, એટલે વાણિયો હજૂરમાં હાજર થઈ ગયો.

એને જોઈને રાજાને નવાઈ લાગી. એણે પૂછ્યું કે સૂબો તો બીજો છે, તને કોણે સૂબો નીમ્યો?

વાણિયાએ બહુ નમ્રતાથી અરજ ગુજારી, કે આપ નામદારે જ મને નીમ્યો છે, ને મહાલમાં દુકાળ પડવાથી મહેસૂલ આવ્યું નથી, તેથી ભરણું કેવી રીતે ભરું?

રાજાને નિમણુક કર્યાનું યાદ નહોતું, તેથી એણે નિમણુકનો લેખી હુકમ જોવા માગ્યો. વાણિયાએ ધીરે રહીને પેલી ચિઠ્ઠી રાજાને નજર કરી.

રાજાએ વાંચ્યું: 'રાજા રૂડા, રાજ રૂડું, પણ માંહે પોલમપોલ,' અને એની નીચે પોતાના જ દસ્કતે લખેલું, 'પોલું દેખો ત્યાં પેસી જાઓ!'

---

## ૧૦૧. પાછું માણસ થયું કે નહિ?

માણભટ્ટ કથા કરતા હતા. કથારસ એણે બરાબર જમાવ્યો હતો. રામ અને સીતાની વાત હતી, અને ભટજીની જીભે સરસ્વતી બેઠી હતી. શ્રોતાગણ વાર્તારસમાં એકચિત્ત થઈ ગયા હતા.

કથા આગળ ચાલતાં સીતાજીના હરણનો પ્રસંગ આવ્યો. વાતમાં ખૂબ મોણ ઘાલીને, પ્રસંગને ખૂબ રમાડીને ભટજીએ શ્રોતાઓને બરાબર તત્પર દેખીને કહ્યું, "અને દુષ્ટ રાવણે સીતા માતાનું હરણ કર્યું!"

સાંભળનારાઓમાં અરેરાટી ફેલાઈ ગઈ. કોઈ બોલી ઊઠ્યા, "બહુ ખોટું થયું," કોઈથી બોલાઈ ગયું, "ફટ ભૂંડા!" કોઈ બાઈથી ન રહેવાયું તે બોલી ઊઠી, "મેર મુવાનું નખોદ જજો, એવાં દુઃખ સીતા માતાને દીધાં, તે એનું ભલું નહિ થાય" ઇત્યાદિ.

આ સાંભળનારાઓમાં એક થોડા બુધવારના વાંધાવાળાં ડોશીમા હતાં, તેને આ સાંભળીને ખાસ વધારે દુઃખ લાગ્યું હોય એમ ભટજીને જણાયું. તેથી કથા પૂરી થતાં એમણે સૂચના કરી કે "કથાના સમ્બન્ધમાં કોઈને કૈં પૂછવું હોય તો ભલે પૂછે."

એટલે પેલાં ડોશીમાએ પૂછ્યું, "હેં મહારાજ, સીતા માતાનું હરણ થયું તે તો બહુ ખોટું થયું. પણ એનું પાછું માણસ થયું કે નહિ, તે તો તમે અમને ન કહ્યું!"

---

## ૧૦૨. પાલીકી પચાસ કીજીયે...

એક ગરીબ મુસલમાન હતો. એના ઘરમાં હાંલ્લાં કુસ્તી કરતાં હતાં, ને હનુમાન હડીઓ કહાડતા હતા. મૂળ ખાનદાન સારું, ને બાપદાદાએ સારા વખત દીઠેલા, તેથી એમની વાતો મોટી હોય, પણ એના પાયા રમતા હોય. વખત જતાં એમના બેટાની શાદીનો પ્રસંગ આવ્યો, ને બીબી ફિકરમાં પડ્યાં.

વહેવાર તો કરવો જ જોઈએ. ગરીબીનો પાર નહોતો. ઘરના રોટલા જોગી પણ કમાણી નહોતી. પણ શાદી જેવું ટાણું, તે પાંચે પચાસ સગાંવહાલાંને બોલાવ્યા વગર છૂટકો નથી. ન બોલાવે તોયે હક કરીને આવે, ત્યારે એમને ખીચડી તો ખવરાવવી જ પડે. હજી પાછલાં કરજ ઊભાં હોય, ત્યાં બીજું કોણ ધીરે ?

બીબીએ મિયાં આગળ પોતાની ચિન્તા જાહેર કરી, ને એને ઠપકો આપ્યો કે " બેટે કી શાદી હોનેવાલી હે, ઓર તુમકુ કુછ ફિકર નહિ. ભાડુતી કપડે કો ઈસ્તરી બનવા કે ઘૂમતે હો, પણ સગેવહાલે આયેંગે ઉનકુ ખીલાઓગે કયા ? "

મિયાં હસ્યા. લહેરી લાલા હતા, એટલે એમણે તરત જવાબ આપ્યો, " દેખ. તુ ઈતની ફિકર કયોં કરતી હે ? મેં એક પાલી ગેહું બજારસે લાઉંગા. ઉસકા ઘરમેં પીસ કે તું આટા બનાના. ફિર કયા ? પાલી કી પચાસ કીજિયે, દોદો કે બીચ એકેકી દીજિયે, બસ ખાય ખાય, ઓર બચે વો ગાંઠ બાંધ કર લે જાય ! "

ચતુર બીબી સમઝી ગઈ. એણે વાંધો લીધો, " ખાય વો તો ઠીક. ભલે બિચારે ખાય પણ ગાંઠ બાંધ કર લે જાય, વો તો શાદીકી લૂંટ હુઈ ! "

" તો તું કયા સમઝતી હે ? હમારે ખાન્દાન મેં શાદીકા મોકા જબ હોતા હે બસ એસી લૂંટાલૂંટ હી હોતી હે ! "

મિયાં પાલી ઘઉં લઈ આવ્યા. બીબીએ એને દળીને એમાંથી પચાસ રોટલી બનાવી. સગાં પાંચ પચાસને બદલે મોટું દિલ રાખીને એકસોને નોતર્યાં હતાં. એમને પંગતમાં બેસાડીને બબ્બે વચ્ચે એક એક રોટલી પીરસીને મિયાંએ કહ્યું કે " બસ ખાઓ, ઓર બાકી ગાંઠ બાંધ કર લે જાઓ ! "

ન્યાતીલાઓએ મિયાંની ગરીબીનો ખ્યાલ કરીને આબરૂ સાચવી લીધી. કેટલાક અડધી રોટલી ખાઈને "ધરાઈ ગયા" કહીને ઊઠી ગયા, ને કેટલાકે "ભૂખ નથી" કહીને સાચે સાચ રોટલી ગાંઠે બાંધી લીધી !

---

## ૧૦૩. પડી આદત ક્યું જાવે ભૈયા...

અયોધ્યા જિલ્લાના એક ગામમાં દેવીદિન નામે પુરબિયો હતો. એને રામદિન નામનો બેટો હતો. તે બહુ શાણો હતો. ને રામદિનની મા પણ સારી બાઈ હતી. એટલે ઘરમાં કુટુમ્બ બધી વાતે સુખી હતું. પણ તેમાં એક મોટી ખામી હતી. રામદિનની માને ચોરીની આદત હતી. જ્યાં જાય, ગમે તેને ત્યાં જાય, ત્યાંથી એ કંઈનું કંઈ ચોરી લાવતી. આ ટેવ જનમની હતી, તે એવી તો સખત હતી, કે નાનીમોટી ચીજ, છેવટે ચપટી ધૂળ પણ ચોરે, ત્યારે જ એને કળ વળે. તેની આ ટેવને લીધે, બાપદીકરો ખૂબ જ હેરાન હતા. દેવીદિન એની એ ટેવ કહાડવા એને ઘણી વાર ધમારતો. રામદિન એને આ બૂરી આદત છોડી દેવા હાથે-પગે લાગીને વિનવતો. એ ઘડી ભર સોગન ખાતી કે હવેથી કોઈ દિવસ એવું નહિ કરું. પણ જ્યાં કોઈને ત્યાં પગ દીધો, ત્યાં એ ભાન ભૂલી જતી ને ઝટ હાથ મારી લેતી. ચોર્યા વગર એનાથી રહેવાતું જ નહિ.

એક દિવસ રામદિનને સાસરે મોટો પ્રસંગ હશે તે ઘરનાં બધાંને જમવાનું નોતરું આવ્યું. દેવીદિને દીકરાને કહ્યું કે વેવાઈને ત્યાં જમવા આપણે બે જણ જઈશું, ને તારી માને નહિ લઈ જઈએ, કેમ કે જો લઈ જઈએ, તો એ ચોરી કર્યા વગર રહે નહિ, ને આપણા કપાળમાં મોટું કલંક લાગ્યા વિના રહે નહિ.

આ સાંભળીને રામદિનની મા તરત બોલી ઊઠી કે વેવાઈને ત્યાં તમે બે જણ જાઓ, ને હું નહિ એ તો બને જ નહિ. આ વહેવાર તો ખાસ કરીને બૈરાંનો કહેવાય, માટે હું સૌથી પહેલી જવાની.

એને ઘણી સમજાવી, કે તારી ચોરી કરવાની ટેવ, જરૂર ઘરની

આબરૂના કાંકરા કરી નાખશે. એણે રામજીના સમ ખાધા કે વેવાઈને ત્યાં હું કશું જ નહિ ચોરું, પણ આવ્યા વગર નહિ રહું. લાચાર થઈને છેવટે એને પણ સાથે લેવી પડી.

વેવાઈને ઘેર મોટા માનથી એમનો સત્કાર થયો ને ભાવભર્યાં ભોજન પણ એ જમ્યાં. અત્યાર સુધી રામદિનની માએ પોતાની ટેવ દબાવી રાખી હતી, પણ જમી રહ્યા પછી પાછા ફરવાનો વખત થયો એટલે એનો જીવ ડહોળાવા માંડયો. એની આંખો ચકળવકળ થવા લાગી. આસપાસ નજર કરતાં હાથ મગાય એવું બીજું તો કશું એના જોવામાં ન આવ્યું, પણ નાની પલંગડીના પાયા એક ખૂણામાં પડેલા એણે દીઠા. તેમાંથી બે ઉઠાવીને એણે અંચળા નીચે સંતાડી લીધા. એ કોઈના જોવામાં આવ્યું નહિ.

પાછા વળતે રસ્તામાં રામદિને દેવીદિનને કહ્યું કે આજે મારી માએ આપણી આબરૂ બરાબર સાચવી લીધી છે, વેવાઈને ત્યાંથી કશું ઉપાડયું નથી.

બાપદીકરાને હરખાતા જોઈને બાઈને ભાન આવ્યું કે "છેવટે મારાથી ન રહેવાયું, ને કશું હાથ ન આવ્યું તો આખરે ખાટલાના પાયા પણ ચોર્યા વગર હું ત્યાંથી નીકળી શકી નહિ." એણે શરમિંદે મોંએ રામદિનને કહ્યું કે "પડી આદત કયું જાવે ભૈયા? કાખ ધરે દો ખાટકે પૈયા!"

---

## ૧૦૪. પુંજિયાની માએ ગોત્રાટ ઊજવ્યો

વીસનગરમાં ઘણા વખત ઉપર પીતાંબર નામે વાણિયો રહેતો હતો. તેની વહુનું નામ નાથી હતું. એ બાઈને ખાધાનો બહુ અભરખો હતો. જે ને તે મોંમાં નાખવાની એને કટેવ હતી. હાલતે ને ચાલતે કે ને કે એણે મોંમા ઓર્યું જ હોય, ને બત્રીશી ચાલુ ને ચાલુ હોય. એ બાઈને પુંજિયો નામે છોકરો હતો.

પીતાંબરદાસને એક દિવસ વિચાર આવ્યો કે લાવો આપણે નાથી પાસે ગોત્રાટનું વ્રત કરાવીએ કે જેથી કરીને કુટુંબ સુખી થાય, ને પુણ્ય મળે. આ ગોત્રાટના વ્રતમાં ત્રણ દિવસ સુધી નકોરડા ઉપવાસ કરીને અમુક પૂજા વગેરે વિધિ કરવાના હોય છે. ત્રણ દિવસ પછી વ્રતનું ઉત્થાપન કરીને બ્રાહ્મણોને યથાશકિત જમાડીને પછી વ્રત કરનારે પારણાં કરવાનાં હોય છે.

પીતાંબરદાસના સમઝાવવાથી નાથી બાઈએ વ્રત આદર્યું તો ખરું. પણ એને એ વ્રત ભારે થઈ પડયું. જેને મોંમાં કશું ને કશું ઓર્યા વગર ઘડીક પણ ચાલે નહિ, મોં ખાલી રાખવું જેને થોડી વાર માટે પણ ફાવે નહિ, તેને એકદમ ઉપાડીને ત્રણ દિવસના પૂરા કડાકા કરવા ફાવે જ કેવી રીતે ? નાથીનાં સગાંને એની ટેવની બરાબર ખબર હતી, ને એ બધાં જાણતાં હતાં કે નાથીથી વ્રત પૂરુંપાધરું થવાનું છે જ નહિ.

નાથીએ એક દિવસ તો વાંધલાં મારતા મોંને વશમાં રાખીને ઉપવાસ ખેંચી કહાડયો. પછી બીજે દિવસે ગોત્રાટના ઉત્થાપન માટે ગોરે આણેલા સામાનમાં કેળાં હતાં તે જોઈને એનાથી ન રહેવાયું, એટલે ગોરની નજર ચુકાવીને એક કેળું એણે પાલવમાં સંતાડી દીધું. નૈવેદ્ય માટે આણેલું એ કેળું લઈને એ ઝપાટાબંધ પાછલી મેડીએ ચાલી ગઈ, ને ત્યાં બારીએ જઈને ઊભી. કોઈ જોતું તો નથી ને, એની ખાત્રી કરવા આજુબાજુ નજર કરીને એ કેળું ખાવા માંડી.

તે જ વખતે રસ્તે થઈને પીતાંબરદાસનો એક મિત્ર જતો હતો, તેણે આ તાલ જોયો. નાથીની ટેવ જાણતો હોવાથી એ મામલો સમઝી ગયો, ને એણે મોટેથી પીતાંબરદાસને હાંક મારી કે “ઓ પીતાંબરદાસ જરા બહાર તો આવો.”

પીતાંબરદાસે અંદરથી જવાબ દીધો કે “ભાઈ, આજ તો અમે બહુ કામમાં છીએ ને ગોત્રાટ ઊજવવાની ભાંજગડમાં પડયાં છીએ તેથી

ફુરસદ નથી. તેથી હું પુંજિયાને તમારી પાસે મોકલું છું. તમારે મને જે કહેવું હોય તે પુંજિયા સાથે મહેરબાની કરીને કહેવરાવો."

આ જવાબ સાંભળીને પેલા મિત્રને હસવું આવ્યું, ને એણે બહારથી જ મોટેથી સામો ઉત્તર આપ્યો કે 'શું કહેવરાવું', મારું કપાળ, તમારા પુંજિયાની બાએ તો ગોત્રાટ ઊજવ્યો ,"

પીતાંબરદાસને ફાળ પડી, કે જરૂર પુંજિયાની માએ કૈં ગોટાળો કર્યો છે. એ દોડીને પાછલી મેડીએ પહોંચી ગયો. ત્યાં આ ધાંધળ સાંભળીને ઉતાવળે કેળું ખાઈ જવાના રઘવાટમાં મોંમાં ભરેલા કેળા સાથે નાથીને એણે દીઠી !

આ બનાવ જોતજોતામાં ગામમાં પ્રસરી ગયો. ત્યારથી પીતાંબરદાસ બિચારો જ્યાં જાય ત્યાં એને નાનાં મોટાં સૌ કોઈ એવું પૂછીને ખીજવે, કે "કેમ પીતાંબરદાસ, પુંજિયાની માએ ગોત્રાટ ઊજવ્યો કે ?"

---

## ૧૦૫. પીડા પતી ? તો કે' પગે જ વળગી છે ને !

એક સાંકડા મનના ગૃહસ્થને ત્યાં મહેમાન આવ્યા. ઘરધણીને એ જરા યે ગમ્યું નહિ, પણ બલાને કહાડવી કેવી રીતે ? મોંએ ચડીને કોઈને કંઈ ઓછું જ કહેવાય છે કે તમે જતા રહો, કેમ કે મને તમારું મોં ગમતું નથી ?

એણે તો માંદા પડચાનો ડોળ કર્યો, ને પથારી પાથરીને લાંબી ખેંચી. એની ઘરવાળી પગ ચાંપવા બેઠી. પેલા મેમાન ખૂણામાં ચૂપચાપ આ તમાશો જોતા બેસી ગયા.

પગ ચાંપતાં ચાંપતાં કંઈ કામ પડયું હશે તે ઘરવાળી ઊઠીને અંદર ગઈ, એટલે મેમાન ઊભો થઈને તેની જગાએ બેસી ગયો. ઘરધણી મોંએ માથે ઓઢીને પડ્યો હતો, એણે જાણ્યું કે મેમાન

ગયો હશે તેને વિદાય કરીને વહુ પાછી પગ દાબવા બેઠી હશે, તેથી એણે ધીમે રહીને પૂછ્યું, "પીડા પતી ?"

મેમાને પણ ધીમે રહીને ઉત્તર આપ્યો, "પગે જ વળગી છે ને ?"

---

## ૧૦૬. પોદળામાં સાંઠો

કાઠિયાવાડમાં, હવે તો ખબર નથી પણ, પહેલાં ગામડામાં એવો રિવાજ હતો કે કોઈ બૈરું રસ્તે જતું હોય, ને છાણનો પોદળો તેના જોવામાં આવે અને એ તેને ઉપાડી જવો હોય, તો એ સાંઠાનો કટકો તેમાં ઊભો ખોસી દઈને પોતાને કામે ચાલી જાય, ને પછી જ્યારે ફુરસદ મળે ત્યારે પોતે સાંઠો ખોસેલો પોદળો ઉપાડી જાય. આવી રીતે હક્ક કરવાનો રિવાજ એટલો રૂઢ થઈ ગયેલો હતો કે એવો સાંઠો રાખેલો પોદળો બીજો કોઈ પણ ઉપાડે નહિ. જો સાંઠો ખોસનાર બાઈ પછીથી ભૂલી જઈને પોદળો લેવા ન આવે, તો તે એમનો એમ પડી રહે, સુકાઈ જાય ને ધૂળ ભેગો થઈ જાય તો ભલે, પણ બીજું કોઈ એને ઉપાડે તો નહિ જ. એવું ગામડામાં "રીઝર્વેશન" થાય છે. તે ઉપરથી કોઈ સ્થળ ઉપર પોતાનો હક્ક રાખવા માટે કોઈ નિશાની કરવી, તેને "પોદળામાં સાંઠો રાખ્યો" કહેવાય છે.

---

## ૧૦૭. પરપોટાની શાખ

લાખો અને કાળો નામના બે નામીચા ચોર હતા. એ બંનેને ગાઢ દોસ્તી હતી, ને બંનેએ મળીને મોટી મોટી ચોરીઓ કરી હતી.

એક વખત આ જુગલજોડીએ રાજાના મહેલમાં ઘણી સિફતથી લૂંટ ચલાવીને ઘણું જરજવાહિર હાથ કર્યું. બીજી પણ નાની મોટી ચોરીઓનો માલ ભેગો કરીને આ ભાઈબંધો પોતાને ગામ પાછા ફરવા નીકળ્યા. માર્ગમાં કાળાની દાનત બગડી. એણે વિચાર કર્યો, કે જો

લાખાને કોઈ પણ રીતે ઠાર કરાય, તો બધો માલ મને એકલાને મળે, ને મારાં કરમોનો કોઈ સાક્ષી પણ ન રહે.

એક કૂવો માર્ગમાં આવતાં કાળાએ લાખાને કહ્યું, "ભાઈ, જરા અંદર જો તો ખરો કે પાણી કેવું છે."

લાખો વાંકો વળીને કૂવામાં જોવા ગયો ત્યાં કાળાએ એનો ધક્કો મારીને અંદર નાખી દીધો. એક ડૂબકી ખાઈને લાખો ઉપર આવ્યો, ને કૂવામાં ઝૂકેલી ડાળ હાથમાં આવતાં તેને પકડીને એ પાણીની બહાર રહ્યો. આ જોઈને કાળાએ એ ડાળી કાપવા માંડી.

લાખાએ એને વિનંતી કરી કે "તારે જો બધી લૂંટ જોઈતી હોય તો ભલે લઈ લેજે, પણ મારાં બાળબચ્ચાંને નોધારાં શા માટે કરે છે? મારા નસીબમાં હશે, તો હું વળી કમાઈ લઈશ, પણ મને મારી નાખીશ નહિ."

પણ કાળો પલળ્યો નહિ, ને ડાળ કાપવી ચાલુ રાખી. લાખાએ એને વળી વિનવ્યો, "ભાઈ કાળા, તું મને જીવતો જવા દઈશ તો મરતાં સુધી તારા કામમાં આડો નહિ આવું ને તારું નામ નહિ લઉં. મારી પત્નીને શા માટે વિધવા કરે છે? જરા તો દયા કર."

તો યે કાળો માન્યો નહિ. એણે ડાળી અડધી કાપી નાખી: લાખાએ ધિક્કારથી મોં ફેરવી લીધું. એ પાણીમાં એક વાર ડૂબી નીકળ્યો હતો તેના પરપોટા એણે દીઠા. એણે વળી કહ્યું, "ભાઈ કાળા, મને મારીને તું સુખી નહિ થાય હો! આ પરપોટા મારા ખૂનની સાખ પૂરશે, માટે હજી કહું છું કે મને જવા દે."

કાળાને હસવું આવ્યું. કેવો મૂરખ! બોલતાં બોલતાંમાં ફૂટી જનારા પરપોટા સાક્ષી આપશે? ભલે ત્યારે, જોઈએ તો ખરા કેવી રીતે આપે છે! એમ વિચાર કરીને એણે ડાળ કાપી નાખી, ને લાખો કૂવાને તળિયે જઈ બેઠો.

કાળો ઘેર આવ્યો. લાખાની ઘરવાળીએ પોતાના પતિના સમાચાર પૂછતાં કાળાએ જવાબ આપ્યો, કે એ તો એનો ભાગ લઈને મારાથી છૂટો થયો છે.

કાળાએ મોજમાં દિવસો વિતાવવા માંડ્યા. પણ ક્યાંયે એ પરપોટા દેખે, ત્યાં એને લાખાનું પોતે કરેલું ખૂન, ને લાખાની કાકલુદી સાંભરી આવે, ને એ પરપોટાની સાક્ષીની વળી યાદ આવતાં હસે.

એક વાર ચોમાસાના દિવસ હતા. કાળાને વિચાર થયો કે આજે ફળિયામાં વાળુ કરીએ. એ પરસાળમાં બેઠો, ને થાળી ત્યાં લાવવા વહુને ફરમાવ્યું. નેવેથી પાણી નીચે પડતાં હતાં, તે ત્યાં પરપોટા થતા હતા. તે જોઈને એને લાખાની ધમકી યાદ આવી, ને એની મૂરખાઈથી એને હસવું આવ્યું. ત્યાં એની વહુ ભાણું લઈને આવી.

કાળાને હસતો જોઈને એ વહેમાઈ. એણે કહ્યું, "હું થાળી લાવી ને તમે કેમ હસ્યા? જરૂર મારા ઉપર હસ્યા છો."

કાળાએ એને હસતાં હસતાં કહ્યું, "ના, હું તને નહિ પણ આ પરપોટાને જોઈને હસ્યો છું."

સ્ત્રીએ હસવાનું કારણ જાણવાની હઠ લીધી. છેવટે એનાં પટામણાં આગળ કાળો પીગળ્યો. એણે કહ્યું, "એ પરપોટાનો ભેદ જાણતાં તારો અને મારો, બન્નેનો નાશ થાય એમ છે, પણ લાખાની બેવકૂફીની શી વાત કરું!" એમ કહીને એણે બધી હકીકત એને કહી, ને કોઈની આગળ પેટ ન ખોલવા સૂચવ્યું.

કાળાની પડોશણ ભીંતની ઓથે રહીને આ બધું સાંભળી ગઈ. એ પડોશણોને અણબનાવ હતો તેથી એ બાઈએ તરત જઈને લાખાની વહુને બધી વાત કરી. લાખાની વહુએ સીધી કોટવાળીમાં બધી હકીકત કહી. કાળાને કેદ કરવામાં આવ્યો. કૂવામાંથી લાખાના અવશેષ નીકળ્યા, ને કાળાના ઘરમાંથી ચોરીનો બધો માલ નીકળ્યો.

અંતે લાખાના ખૂનની ગવાહી પરપોટાએ જ આપી, અને તે પણ પાકે પાયે આપી.

---

## ૧૦૮. ફટ ભણજે !

કાઠિયાવાડમાં એક ગાડાખેડૂ ઘાસનું ભરતિયું ગાડું હાંકતો ચાલ્યો જતો હતો. ઉનાળાની બપોર થતી, ને તાપ ધોમ ધખતો હતો. બીજું ગામ પણ ખાસ્સું છેટું હતું.

ગાડું ધીમે ધીમે ચાલ્યું જતું હતું, ત્યાં એક કાઠીને એ જ રસ્તે જતો ગાડાખેડૂએ દીઠો. એના હાથમાં હોકો હતો, અને તાપથી સીઝાતો એ કષ્ટથી માર્ગ કાપતો હતો. ગાડાવાળો માણસાઈવાળો હતો, એણે એને કહ્યું કે ચડવું હોય તો ખડ ઉપર ચડી જાઓ; ને મારગમાં તમારું ગામ આવે ત્યાં ઊતરી પડજો.

કાઠી ઉપકાર માનીને ખડ ઉપર ચડીને બેઠો, ને ગાડું આગળ ચાલ્યું. જરા દૂર ગયો ત્યાં ગાડાવાળાએ હોકાનો ગળગડાટ સાંભળ્યો. તરત ગાડું રોકીને એ ઊતરી પડચો, ને જુએ છે, તો દરબાર નિરાંતે હોકો ગડગડાવે છે !

એણે તરત હોકાટો કર્યો, “ અરે દરબાર, તમે ય કેવા છો. ઝટ દેવતા નાખી દો. ગાડે બેસી, ભા, વિચાર પણ નથી કરતા. ”

દરબાર ટાઢે પેટે બોલ્યા, “ અલ્યા ભાઈ, એમ તે દેવતા ઊડતા હશે ? અમે મુવા પડચા છીએ તે એટલીયે ભાળ નોં રાખીએ ? ”

ગાડાવાળો અધીરો થયો, “ પણ એવું જોખમ વેંઢારવાની જરૂર જ શી ? કદાચને તણખો ઊડે તો— ”

“ પણ ભલા માણસ, તણખો ઊડે જ શું કામ ? ભગવાન એવો દહાડો લાવે જ નહિ. ” દરબાર બોલ્યા.

"અને ધારો કે સળગી ઊઠ્યું તો ?"

"તો ભલા ફટ ભણજે, પછે કૈં ?"

ગાડાવાળાએ ખીજ કરી, "મારે ફટ ભણવુંયે નથી, ને તમને બેસવા દેવાયે નથી, માટે ઊતરો હેઠા."

"લે ભાઈ, આ દેવતા નાખી દીધો."

"ના, ભા, ના, હવે ભરૂસો નહિ. હવે તો હેઠા જ ઊતરો. તમે કેટલા પાણીમાં છો તે ભાળી લીધું !"

---

## ૧૦૯. ફેરવી તોળ !

એક વાર એક શહેરમાં એક સિપાઈનો ઘોડો ભડકીને નાઠો; બજાર વચ્ચે થઈને ભાગ્યો. સવાર તેની ભાળ કહાડવા પૂછતો પૂછતો બજારમાં આવ્યો. એક દુકાને બાપદીકરો બેઠા હતા ત્યાં આવીને એણે પૂછ્યું, "હમારા ઘોડા તુમને દેખા ?"

નાનો વાણિયો કાચા અનુભવવાળો હતો, એટલે એણે ભોળે ભાવે તરત કહી દીધું કે "હા જમાદાર, હમણાં જ એ અહીં થઈને નાઠો."

એટલું બોલતામાં મિયાંભાઈ ચડી વાગ્યા. એણે તો હઠ પકડી કે બસ ઊભો થઈને હમણાં ને હમણાં ચાલ, ને ઘોડાનો પત્તો બતાવ.

મોટાએ આ પંચાત દેખીને એણે ધીરેથી પોતાના દીકરાને કહ્યું, "વાણિયા વાણિયા, ફેરવી તોળ." સિપાઈ સમજ્યો કે જે સામાન એ જોખતો હતો તેના સમ્બન્ધમાં આ વેણ કહ્યું હશે, પણ દીકરો સમઝી ગયો.

એણે મિયાંને કહ્યું, "હું જરૂર બતાવું, પણ મને જરા કહેશો ખરા કે તમારો ઘોડો કેવો હતો ?"

"કેમ વળી ? ઘોડા જેવો ઘોડો હતો."

"અમે વાણિયાભાઈ ઘોડામાં શું સમઝીએ ? કહો જોઉં, એને માથે બે શિંગડાં હતાં ?"

"અબે ઘોડેકું સીંગ કેસે હોતે ?" સિપાઈ ગુસ્સે થયો.

"ત્યારે તો જમાદાર, મેં જોયો એ ઘોડાને બે મોટાં શિંગડાં હતાં."

સિપાઈએ જાણ્યું કે બેવકુફ બકાલે કોઈ સાંઢ દોડતો જોયો હશે, એટલે એ ત્યાંથી ચાલતો થયો.

---

## ૧૧૦. ફુંફાડો તો રાખવો

એક સાપ હતો. એના રાફડાથી થોડે દૂર એક સારા સંત રહેતા હતા. સાપ ફરતો ફરતો ત્યાં જાય, ને રોજ એમની વાણી સાંભળે. એટલે એનામાં પણ સારી વૃત્તિઓ જાગ્રત થઈ.

એક દિવસ સંત ફરતા હતા ત્યાં સાપે આવીને એમને પ્રણામ કર્યા. સંતે તેને આશીર્વાદ આપ્યા. સાપે બોધ માટે માગણી કરતાં સંતે એને ઉપદેશ કર્યો કે "તારે કોઈને કરડવું નહિ, કેમ કે કરડવાથી સામા પ્રાણીને દુઃખ થાય અથવા તે મરી જાય, તેથી તને પાપ લાગે છે. માટે કોઈને યે ડસવું નહિ." એટલું કહીને સંત ત્યાંથી ચાલ્યા ગયા.

કેટલોક સમય વીતી ગયા પછી એ સાધુ પાછા એ જ સ્થળેથી પસાર થયા. રસ્તાની પડખેથી એમણે ધીમો નબળો અવાજ સાંભળ્યો. એ તરફ નજર કરી, તો પેલો સાપ ત્યાં પડ્યો હતો. એની દશા બહુ કરુણાજનક હતી, ને ખૂબ વાગેલું હતું.

આમ થવાનું કારણ પૂછતાં સાપે કહ્યું, "મહારાજ આપની આજ્ઞા પ્રમાણે મેં કરડવાનું છોડી દીધું, પણ ત્યારથી મારો ભય નીકળી જતાં જે કોઈ આવે જાય છે તે મને પથરા મારે છે, ને મારી આવી દશા થઈ ગઈ છે."

સંતે હસીને જવાબ આપ્યો; "ભલા ભાઈ, મેં તો તને ડસવાની ના પાડી હતી. ફુંફાડો રાખવાની ના નહોતી કહી. માટે જો તારે જગતમાં જીવવું હોય, તો કરડવું નહિ તો યે ફુંફાડો રાખવો."

---

## ૧૧૧. બહુ તંત બળિયું

એક વાણિયાના ઘરમાં રાતના ચોર ઘૂસ્યો. સજાગરુ ઘરધણી જરાક જેવો પણ ખખડાટ સાંભળીને જાગ્યો, ને જાણી ગયો કે ચોર કાકો આવ્યો છે. મધરાતનો ઘરહાર મહેમાન કોને ગમે? પણ ધાંધલ કરવા જાય ને ચોર પાસે હથિયાર હોય તો? અને એ નાસી જાય, તે પણ બરાબર નહિ. માટે કોઈ યુક્તિ લડાવીને એને પકડવો જોઈએ.

એણે ધીમે રહીને એની પત્નીને જગાડીને પલ્લવીથી સમજાવી દીધું કે ઘરમાં કાકો ભરાયો છે. પછી મોટેથી બોલ્યો. "અલી ઓ, જાગે છે કે, મને હમણાં સ્વપ્નું આવ્યું કે આપણને ભગવાને દીકરો નથી આપ્યો, તેથી હું પ્રાર્થના કરતો હતો ત્યાં પ્રસન્ન થઈને ભગવાને મને વરદાન આપ્યું કે હે ભગત, તારી ભક્તિથી હું રાજી થયો છું. માટે જા, હમણાં જ તારા ઘરમાં એક બત્રીસલખણો પુત્ર હું મોકલી આપું છું. તારે ઉછેરવાની તકલીફ ન પડે માટે ખાસ્સો ઉછર્યોપાછર્યો પુત્ર આપીશ."

વાણિયણે કાલી થઈને પૂછ્યું, "પણ એ છે ક્યાં! તમે આવા શુભ સમાચાર આપો છો તે મારું હૈયું તો હરખથી ઝાલ્યું રહેતું નથી. મને દીકરો બતાવો એટલે હું એને મોતીડે વધાવું."

વાણિયો જાણી ગયો હતો કે ચોર ખાટલા નીચે ભરાઈ ગયો છે, તેથી એ બોલ્યો, "તું અધીરી થા મા, દીકરો વેગળો છે જ નહિ. ભગવાને મને કહ્યું હતું કે ખાટલાની નીચે જોશો તો દીકરો મળશે, ને તમારું વાંઝિયામેણું ટળશે. માટે જો તો ખરી, કે ભગવાને ખરું કહ્યું હતું કે નહિ!"



'બહુ તંત બળિયું, બહુ તંત બળિયું.'

પૃ. ૧૭૩

આ સાંભળીને ચોરના મોંમાં પાણીના ફુવારા છૂટ્યા. આવા શ્રીમંત શેઠના એકના એક વારસ થવું કોને ન ગમે? તેથી એ ચૂપચાપ પડ્યો રહ્યો.

વાણિયણે એને દીઠો, ને એ તો દૂરથી જ ઓવારણાં લેવા માંડી, "આ રહ્યો, આ રહ્યો મારો કુળદીપક; આવ બેટા, તારી તો હું જુગજુગથી રાહ જોઉં છું...ઓહો, કેવો કુંવર કેલૈયો છે!"

એને તો બહાર કહાડચો; પછી એની પૂજા કરવી જોઈએ ને તેથી એક થાંભલા પાસે એલ ઊભો રાખ્યો, કંકુ ચોખા ચોડચા, ને ઘીનો દીવો કર્યો. પછી વાણિયાએ કહ્યું, "અલી તું સાવ ભોટ છે ને! જા, પેલી નાડાછડી લઈ આવ. આપણે આજે આ દીકરાને ફરતા મંગળફેરા ફરીએ. ધન ઘડી ધન દહાડો! તું ભૂલી જાય છે કે મારે એકસો સાઠ ફેરા ફરવાની માનતા છે."

વાણિયણ મોટું નાડાછડીનું પિલ્લું લઈ આવી, તેનો એક છેડો ચોરના હાથમાં આપ્યો, ને પછી પિલ્લું ઝાલીને બે જણે "બહુ તંત બળિયું, બહુ તંત બળિયું," એમ બોલતાં બોલતાં ખૂબ વેવલાવેડા સાથે આંટા ઉપર આટાં લેવા માંડચા. છેક ગળાથી તે પગ સુધી એને એવો મજબૂત લપેટી લીધો, કે એનાથી ચસાય નહિ.

પછી વાણિયાએ કહ્યું, વાહ, કેવો મારો વા'લો શોભે છે! લે, એ હું ગોર મહારાજને બોલાવી લાવું, એટલે પૂજા કરીએ, ને કાલે સવારે જ દીકરાને ગાદીએ બેસાડી દઈએ!"

એ સીધો ગયો પોલીસ થાણે, અને ત્યાંથી એક નહિ પણ બેચાર પોલીસગોરને બોલાવી લાવ્યો, જેમણે એ દીકરાને સવાર સુધી રાહ નહિ જોતાં તરત જ જેલગાદીએ બેસાડી દીધો.

---

## ૧૧૨. બહુચરાજીનો કૂકડો પેટમાં બોલે

એક વાર ગુજરાતના સુલતાનની ફોજની ટુકડી કોઈ કામગીરીએ જતી હશે. માર્ગમાં બહુચરાજી માતાનું સ્થાનક આવ્યું, ને ત્યાં એણે પડાવ નાખ્યો.

બહુચરાજીનું મંદિર એટલે ત્યાં કૂકડા તો હોય જ. ફોજના ઉપરીએ આટલા બધા કૂકડા જોઈને તેમાં જીવ ઘાલ્યો ને પૂજારીને હુકમ કર્યો કે આ કૂકડા અમને હલાલ કરવા આપી દે.

પૂજારીએ એને ઘણું કહ્યું કે માતાજીના કૂકડા છે, અને તેને ઈજા કરવાથી રૈયતની ધર્મની લાગણી બહુ દુખાશે, પણ મિયાંએ માન્યું નહિ. બીજા સેવકલોકોએ પણ ઘણાં વાનાં કર્યાં ને કૂકડાની બદલીમાં બીજાં સારાં વાનાં આપવાનું કહ્યું, પણ મિયાં જીદે ચડયો હતો. છેવટે એણે કોઈનું માન્યું નહિ, ને સિપાઈઓએ કૂકડા કાપીને રાંધ્યા.

કૂકડાને ખાઈ ગયા તો ખરા, પણ જેવો પહોરનો સમય થયો તેવા બધાના પેટમાં કૂકડા એક સાથે બોલી ઊઠ્યા, ને જીવતા થઈને પેટ ચીરીને બહાર નીકળ્યા.

પાપ કર્યું હોય તે પચે જ નહિ, પણ વહેલું મોડું એ પેટમાંથી પણ બોલે, એ અર્થમાં કહેવત થઈ છે કે "બહુચરાજીનો કૂકડો પેટમાં બોલે."

---

## ૧૧૩. બેડું ચડાવીને આવી છે

કાઠિયાવાડમાં નાતરિયા વરણમાં એવો રિવાજ હોવાનું સાંભળ્યું છે કે જ્યારે એ વરણની સ્ત્રીને તેના ધણી સાથે બનતું ન હોય, ને તેની સાથે રહેવા એ રાજી ન હોય, ત્યારે એની મરજી હોય તો એ પોતાની પસંદગીના બીજા કોઈ મરદને ઘેર જઈને એનું ઘર માંડી શકે છે.

એણે માત્ર એટલું જ કરવાનું હોય છે કે એ બેડું ભરીને માથે ચડાવીને પોતાની પસંદગીના માણસના ઘરમાં દાખલ થાય. એવી રીતે ઘરમાં આવેલી સ્ત્રીને પોતાના ઘરમાં ઘાલ્યા બદલ કોઈ કશું કહી શકે નહિ. એવી રીતે ગયેલી સ્ત્રીના સવાલમાં પછી પંચ વચમાં પડે છે, ને નાત ભેગી થઈ ને વેલ અપાવે છે.

જો એવી સ્ત્રીને રાખનારને કોઈ કશું કહેવા જાય, તો એ તરત જવાબ દઈ શકે છે કે "કંઈ અમે ભગાડીને નથી લાવ્યા, પણ બેડું ચડાવીને એ આવી છે." એમ કહ્યા પછી કોઈને કશું કહેવાનું રહેતું નથી.

---

## ૧૧૪. બહુ મોંઘી વેચજો

એક રાજાનો છોકરો નિશાળે ભણતો હતો ત્યાં એની સાથે ધોબીનો છોકરો પણ હતો. એ બેને ઘણી ગાઢ દોસ્તી હતી. પણ સમય સમયનું કામ કરે છે. બન્ને મોટા થયા. ધોબીનો દીકરો ધોબીના કામે લાગ્યો, ને રાજા મરી જતાં કુંવર ગાદીએ આવ્યો.

વખત સડસડાટ વહી ગયો, ને બન્નેની વય વધી. રાજા ખાધેપીધે સુખી અને જંજાળથી મુક્ત એટલે વાને તાજો રહ્યો, જ્યારે ધોબી વૈતરું કરીને વહેલો ઘરડો થઈ ગયો.

એક દિવસ બનવાજોગ તે રાજા ઝરૂખે ઊભો હતો ત્યાંથી ડોસો ધોબી લાકડીને ટેકે ધીમે ધીમે કપડાંના ગાંસડા સાથે પસાર થયો. રાજાએ પોતાના જૂના મિત્રને ઓળખ્યો. તે વખતે દીવાન પાસે ઊભો હતો. રાજાને વિચાર થયો કે આ ગરીબ ગોઠિયા માટે કંઈ કરવું જોઈએ ખરું, પણ અજુગતું હોય તેવું નહિ.

એણે ધોબીને સાદ કર્યો, "કેમ ધોબીભાઈ"

ધોબીએ રોકાઈને તરત જવાબ આપ્યો, "હાં, મહારાજ."

રાજાએ પૂછ્યું, "બે ચાલે છે, તે ભેગા ત્રીજાને પણ હવે લેવો પડે છે?"

ધોબીએ કહ્યું, "હા મહારાજ, લેવો પડે છે."

રાજાએ વળી પૂછ્યું, "કેમ ભાઈ, જે પછીથી આવ્યા તે પહેલા જતા રહ્યા?"

ધોબીએ જવાબ આપ્યો, "હા મહારાજ, પહેલા જતા રહ્યા."

વળી રાજાએ પૂછ્યું, "આઠ માર્યા તો યે પાછા ચાર માર્યા વગર ચાલતું નથી?"

ધોબીએ ઉત્તર આપ્યો, "ના મહારાજ, નથી ચાલતું."

રાજાએ છેવટે કહ્યું, "ધોબીભાઈ, બહુ મોંઘો વેચજો."

ધોબીએ હાથ જોડીને જવાબ આપ્યો, "બહુ સારું મહારાજ, મોંઘો વેચીશ." પછી એ પોતાને પંથે પડ્યો.

દીવાનને ચટપટી થઈ, કે રાજા અને ધોબીની આ વાતનો શો ભેદ હશે? જાણવું તો જોઈએ જ, કેમ કે કાલે ઊઠીને રાજા તેના સમ્બન્ધમાં કંઈ પૂછે, ને જવાબ ન દેવાય તો ભોગ લાગે.

એ રાતના ધોબીને ઘેર ગયો, ને એને પૂછ્યું, "ભાઈ ધોબી, રાજા સાથે તમને સવાલજવાબ થયા, તેનો ભેદ શો છે?"

ધોબીએ કહ્યું, "એ દરેકના ખુલાસાના પાંચ પાંચ હજાર રૂપિયા પડશે, માટે ઇચ્છા હોય તો કહું."

દીવાને વિચાર કર્યો કે વાત ઘણી મહત્ત્વની લાગે છે, માટે ગમે તે ભોગે પણ જાણવી તો ખરી જ. એણે રોકડા રૂપિયા મંગાવીને ધોબીને આપ્યા, એટલે ધોબીએ ખુલાસો કર્યો:

"રાજાએ મને પૂછ્યું, કે બે ચાલે છે, અને હવે ત્રીજાને પણ ભેગો

લેવો પડે છે ?" અર્થાત્ બે પગ ચાલે છે, પણ હવે ઘડપણ આવ્યું તેથી ત્રીજા પગરૂપી લાકડીનો ટેકો પણ લેવો પડે છે ? મેં એની હા કહી.

"પછી રાજાએ પૂછ્યું, 'પછીથી આવ્યા હતા તે પહેલા ગયા ?' મતલબ કે દાંત જન્મ થયા પછી આવ્યાં હતા, તે મોત પહેલાં જ જતા રહ્યા ? મેં એની પણ હા કહી."

"તે પછી મહારાજે ત્રીજો સવાલ એ પૂછ્યો કે 'આઠ માર્યા તો યે ચાર માર્યા વગર ચાલે એમ નથી' ?"

"એ સવાલનો અર્થ એવો હતો કે વરસે આઠ મહિના મજૂરી કરો છો, તો યે ચોમાસાના ચાર મહિના પણ પાછું વૈતરું કર્યા વગર નથી ચાલતું ?' ત્યારે મેં જવાબ દીધો કે પેટનું પૂરું કરવા માટે ધોબીએ તો બારે માસ મહેનત કરવી પડે છે."

"અને આટલી વાત થઈ, ને આપના મોં ઉપર કુતૂહલ દેખાયું એટલે રાજાજી સમજી ગયા, કે જરૂર તમે મને આ વાતનો ભેદ પૂછવા આવશો, એટલે એમણે મને ઈશારો કરીને સૂચના આપી કે આ વાતનો ભેદ કોઈ જાણવા માગે, તો બહુ મોંઘો વેચજો. એ હુકમ પ્રમાણે મેં આપની પાસેથી ભારેમાં ભારે રકમ લઈને ભેદ વેચ્યો છે. આ રીતે મારા જૂના મિત્ર રાજાજીએ પોતાના બાળગોઠિયાનું દળદર ફિટાડયું છે !"

---

## ૧૧૫. બેવડો જજિયો, ને મહાજનની ફતેહ

એમ કહેવાય છે કે એક મહાજન હતું, તેને અમુક વેરો ભારે પડતો હતો; તે કઢાવી નાખવા મહાજને રાજા પાસે ફરિયાદ કરી. એ વેરો છેવટે નીકળી ગયો, પણ તેના બદલામાં વસ્તી ઉપર બેવડો જજિયાવેરો નખાયો. તોપણ મહાજન બડાઈ હાંકતું હતું કે બેવડો વેરો ભલે પડ્યો, પણ મહાજનની તો ફતેહ થઈ. "નાક કટ્ટા તો કટ્ટા પણ ઘી તો ચટ્ટા" જેવું.

---

## ૧૧૬. બીબી સબ સે બાંકી, નદી સે ભી બાંકી હૈ !

એક બીબી હતી. એ બધાંની જોડે આડી જીભ રાખે. એક વાર પૂરમાં આવેલી નદી પાર કરતાં એ તણાવા લાગી, એટલે એણે માનતા માની કે જો હું બચી જઉં તો બે બકરા કુરબાન કરીશ. બનવાજોગ તે એને લાગ્યું કે હવે જરૂર બચી જવાની છું, એટલે એની નિયત બગડી, ને નદીની માનતા માનેલી તેની સાથે પણ એણે આડાઈ આદરી.

એણે વિચાર્યું કે બે બકરાને બે જીવ હોય, ને મારા માથામાંની બે જૂને પણ બે જીવ હોય. મારે તો જ્યાં ત્યાંથી બે જીવ હલાલ કરવાના છે ને! તેથી સામે પાર જઈને હું બે જૂ મારી નાખીશ.

આવો વિચાર કરે છે ત્યાં એ સાચે જ તણાઈ ગઈ.

ટેડાઈ કરવામાં માઝા ન રાખનાર માટે આવું કહેવાય છે.

---

## ૧૧૭. બોલે તે ઘી લેવા જાય

ચાર મિત્રો હતા. એ ભેગા થઈને એક વાર પર્યટન કરવા નીકળ્યા. દિવસના ચાલે, ને રાત પડે ત્યારે કોઈ ગામને પાદરે રાતવાસો કરે. એમ એક દિવસ એમણે રસોઈ કરવા માંડી. બીજું સીધું તો સાથે હતું પણ ઘી થઈ રહ્યું હતું, અને ઘી વગરનું ભોજન કેવું ! विना गोरसं को रसः भोजनानाम् ! પણ ગામમાં લેવા કોણ જાય? બધા થાકેલા હતા ને કોઈ આંટો ખાવાના ઉમંગમાં નહોતું. છેવટે એમ નક્કી કર્યું કે બધાએ આસન લગાવીને બેસી જવું, તેમાં જે પહેલો બોલે તે ઘી લેવા જાય.

આ ચાર તો પલાંઠી જમાવીને બેઠા; ન બોલે, ન ચાલે. આવતા જતા લોકોને કૌતુક થઈ પડયું. જોગી જતિ જેવા તો એ લાગતા નહોતા, ને રસોઈનો સામાન પડયો હતો પણ કોઈ બોલતો નહોતો. ઘણો સમય એમ ચાલ્યું. પછી ગામના કોતવાલને જાણ થતાં એના સિપાઈઓ જોવા આવ્યા, કે આ તમાશો શેનો છે. એમણે ઘણા સવાલ પૂછ્યા,

પણ જવાબ કોઈ યે કેવી રીતે આપે ? જે બોલે તે ઘી લેવા જાય ! સિપાઈઓને શક પડચો કે આમાં કંઈ ભેદ હોવો જોઈએ. એટલે આ ચાર ચતુરોને પકડીને થાણે લઈ ગયા. ત્યાં ચૌદમું રતન ધનાધન ચખાડયું ને એક જણાથી રાડ પડાઈ ગઈ. તરત જ બીજા ત્રણ તડૂકી ઉઠચા : " તું ઘી લેવા જા ! "

આ પ્રકારના કિસ્સા દુનિયામાં બધે પ્રવર્તે છે. આપણે ત્યાં કાશી ભણી આવેલા વેદિયાઓને લગતા આવા અનેક ટુચકા છે. હિંદીમાં " જો બોલે સો કુંડા ખોલે; " આપણામાં " બોલે તે બે ખાય " વગેરે પ્રસિદ્ધ છે, તે હવે જોઈએ.

---

## ૧૧૮. બોલે તે બે ખાય

બે મિત્રો યાત્રા કરવા નીકળ્યા. માર્ગમાં એક સ્થળે એમણે ઝાડ નીચે મુકામ કર્યો, ને બ્રાહ્મણ જીવડા, તે વિચાર કર્યો કે માલપાણી ખાધે ઘણા દિવસ થયા, તે લાવો બ્રહ્માંડનાં સ્વરૂપો બનાવીએ. એમણે પ્રેમથી લાડવા તૈયાર કર્યા, તો થયાં નંગ પાંચ. લાડવો ભાંગીને વહેંચવો નહોતો. ત્યારે આ વહેંચણી કેમ થાય ? છેવટે બન્નેએ નક્કી કર્યું કે થાળીઓ પીરસીને પાંચે લાડવા એક પાત્રમાં મૂકીને બેસવું. બેમાંથી જે પહેલો બોલે તે બે ખાય, ને બીજો ત્રણ ઉડાવે.

આ તો બેઠા. સામે ભાણાં પીરસેલાં પડચાં છે, તે ન ખાય ન બોલે, ન ચાલે. આવતાં જતાં લોકને કુતૂહલ થઈ પડ્યું. કોઈ પૂછે કરે તો યે જવાબ ન મળે. કૂતરાં કાગડા પણ ભેગાં થઈ ગયાં. એમને પાસે ફરકવા દે નહિ, પોતે ખાય નહિ ! કોઈએ ગામમાં કોતવાલીમાં જાણ કરી, એટલે સિપાઈ આવ્યા પૂછપરછ કરવા છતાં ઉત્તર ન મળતાં સિપાઈ ખીજાયા, ને કોરડો લઈને ફરી વળ્યા. એમને લાગ્યું કે આમાં શક પડતો મામલો હોવો જોઈએ. માર ખાતાં એક જણથી સહજ રીતે " ઓ બાપ રે " એવી બૂમ પડાઈ ગઈ.

તરત એનો સાથી ગાજી ઊઠયો : "બોલે એ બે ખાય !" એમ કહીને પાત્રમાંથી ત્રણ ઝડપી લીધા, ને ભાણા ઉપર જામી પડ્યો.

---

## ૧૧૯. બોડી બામણીનું ખેતર

બે ઘોડેસવારો એક ગામની સીમમાં થઈને જતા હતા. રસ્તામાં ખેતરો તો આવે જ, અને મોસમ પણ બરાબર પાક જામવાની હતી તેથી ખેતરો ભર્યાંપૂરાં હતાં. એમ હોવાથી સિપાઈ જેવા સિપાઈ, ઘોડાની ચારચંદી માટે બીજી તકલીફ લે જ શા માટે ? જ્યાં લાગ ફાવે ત્યાં ખેતરમાં ઘોડા નાખે, ને બને તેટલું ચરાવી લે. વળી કોઈ જબરો ખેડૂત હોય તો ઝપાટાબંધ નીકળી જાય, ને નબળો દેખે તો દમ પર સુમાર રાખીને કામ લે.

એમ એક ખેતરમાં એ પડ્યા હતા ત્યાં કોઈ બાઈએ હાંક મારી. બાઈનો અવાજ સાંભળીને સવારો ઊભા રહ્યા. ત્યાં તો એક વિધવા બ્રાહ્મણી આવી. એ ખેતર એનું હતું. સિપાઈઓને જોઈને એણે વિનંતીપૂર્વક એમને બહાર નીકળી જવાનું કહ્યું. પણ સિપાઈઓને એટલું જ જોઈતું હતું. એકે કહ્યું, "અબે એ તો બોડી બામનીકા ખેત હૈ, ઘોડેકું પેટભરકે ચરા લો !"

બાઈએ ઘણી આજીજી કરી, પણ સિપાઈ શેના દાદ દે ? ચરાવતા ચરાવતા ખેતર પાર કરીને બીજા ખેતરમાં ઘૂસ્યા. એમના મનથી કે એ પણ રાંડીરાંડનું જ હશે. પણ એ હતું સુલતાનના કોઈ જાગીરદારનું. એનો માણસ આ બધો તાલ જોતો હતો. તેણે એમને અંદર તો આવવા દીધા, પણ જેવાં ઘોડાએ મોં માર્યાં, તેવો એ પોતાના સાથીઓને લઈને લાકડીઓ ઉપાડીને ફરી વળ્યો, ને સિપાઈઓનાં હાડકાં ખોખરાં કરી નાખતાં કહ્યું, "આ બોડી બામણીનું ખેતર નથી, આ તો છે મિયાંભાઈનું, એની સમજ પડી ?"

---

## ૧૨૦. બુંદથી બગડી, હોજથી ન સુધરે

એક રાજા હતો. તેના દરબારમાં એક વખત લખનૌનો એક અત્તરવાળો હાજર થયો. એણે રાજા આગળ પોતાનો માલ રજૂ કર્યો, અને એક પછી એક ઉમદામાં ઉમદા અત્તરોની શીશીઓ ખોલી ખોલીને તેને બતાવી. અત્તરો ખરેખર એક એકથી ચડિયાતાં હતાં; ને સારી વસ્તુ કીમતી તો હોય જ. રાજાએ વિચાર કર્યો કે આ વસ્તુ તો રંગ મહેલને શોભતી છે તેથી રણવાસમાં બતાવી પૂછીને પસંદ પડે તે ખરીદીએ, તો રાણીને પણ સારું લાગે. તેથી તેણે માલ લઈને મહેલે આવવા સોદાગરને કહ્યું.

સોદાગરે શીશીઓ બંધ કરવા માંડી. તેમાંથી એક શીશી વાંકી વળી જતાં ગાદી ઉપર એક બે ટીપાં પડી ગયાં. રાજાથી સહજ ભાવે રહેવાયું નહિ, ને એને આંગળી વતી ટીપું ઉપાડી, બે હાથમાં મસળી. ટેવ પ્રમાણે મૂછ તથા પહેરેલાં કપડાં ઉપર હાથ ફેરવ્યા. એમ થતાં થઈ ગયું પણ પછી તેને તરત ખ્યાલ આવ્યો કે ખોટું કર્યું. દરબારીઓની આંખમાં એણે જોયું કે એ બધાએ રાજા જેવા રાજાએ ટીપા અત્તરમાં જીવ નાખીને કંજુસાઈનું પ્રદર્શન કર્યું તેની કદર કરી નાખી હતી!

પણ હવે શું થાય? એણે નિર્ણય કર્યો કે એમના મનમાંથી એ ખ્યાલ કહાડી નાખવો, અને તેને માટે જેટલો ખરચ થાય તે કરવો. અત્તરના ટીપાથી આવું બન્યું, માટે અત્તરથી જ એ ડાઘ ધોઈ નાખવો.

બીજે દિવસે એણે હુકમ કર્યો કે રજવાડાના હોજમાં અત્તર ભરાવો, ને બધા દરબારીઓ તથા નગરના અગ્રણીઓ અને તેમનાં કુટુમ્બોને રંગે રમવા બોલાવો.

બગીચાના હોજમાં ઘડે ઘડે ઉમદામાં ઉમદા અત્તરો છલોછલ ભરાયાં, મહેમાનો રંગે રમવા આવ્યાં. રાજા તથા રાણી પીચકારીઓ વડે અણમોલ અત્તરે રમ્યાં; અત્તરની રેલમછેલ થઈ રહી. નગર આખું મહેકી ઊઠયું. કેટલા યે લાખો રૂપિયાનો ધુમાડો જોતજોતામાં થઈ ગયો.

તેમ છતાં; લોકો આ અત્તરનો પૂરેપૂરો લાભ લેતા હોવા છતાં, તેમના મનમાંથી પેલો ડાઘ ગયો નહોતો. રાજાએ મંત્રીને કહ્યું કે તમે આ લોકમાં ફરતા રહો, ને તેઓ શું કહે છે તે સાંભળીને મને કહેજો. પ્રધાને જે ટીકાઓ થતી સાંભળી તે ઉપરથી તેની ખાતરી થઈ કે આબરૂને જતાં જરા પણ વાર નથી લાગતી; અત્યંત નજીવી બાબતમાં તે ઊડી જાય છે; અને એક વાર ગઈ, તે લાખ વાનાં કરો તો યે ફરીથી સ્થપાતી નથી.

રાજાએ એને ખાનગીમાં પૂછ્યું કે "લોકો મારા વિષે શું કહે છે?"

પ્રધાને ધીમે રહીને ઉત્તર આપ્યો: "મહારાજ, ખુંદથી બગડી, તે હોજથી ન સુધરે, એટલું જ!"

---

## ૧૨૧. બંદા ઝબોલ ઝબોલ કે ખાવે

એક તરંગી મુસલમાન હતો. એ પોતાને ગામથી પરગામ જવા નીકળ્યો. ધીમે ધીમે એ વાટે જતો હતો. દિવસ ચડતાં એને ભૂખ લાગી. પણ ગામ હજી વેગળું હતું. માર્ગમાં નદી આવતી હતી. ત્યાં પાણી પીને એને કાંઠે ઝાડની છાયા નીચે એણે લંબાવી. પડ્યા પડ્યા જોયું, તો એ ઝાડ વડનું હતું. એનાં ગોળ, ખાસ્સી મઝાની રોટલી જેવાં થોકબંદ પાંદડાં એને રુચી ગયાં; અને નદીનાં પાણી ચળકતાં હતાં.

ભાઈ ભૂખ્યા થયા હતા, ત્યાં આ ઘાટ જોઈને એ તરંગે ચડ્યા, કે "ખુદા ક્યા નહિ કર સકતા? વો એક પલકમેં ચાહે સો કર સકતા હે. દેખતે દેખતે મેં ફકીરકુ શાહ ઓર શાહકુ ફકીર બનાના બડેમિયાં કે લિયે કોઈ બાત નહિ હે. તો ફિર ખુદા ચાહે ઓર યે ઝાડ કે પત્તેકી રોટીયાં બન જાવે, ઓર નદીકા બન જાય ઘી, તો બંદા ઝબોલ ઝબોલ કે ખાવે!"

નજીકમાં આડે પડખે પડેલા તેના જેવા જ તરંગી એવા એના ભાઈબંધે આ જાહેરાત સાંભળીને તરત વાંધો લીધો કે "એસા નહિ હો સકતા મિયાં, તુમ યહાં અકેલે નહિ હો. ઝાડકે પત્તેકી રોટીયાં ઔર નદીકા ઘી બન જાય, તો ઇસમેં મેરા ભી હિસ્સા લગતા હૈ, વો મત ભૂલીયો."

પહેલા ભાઈ ઇન્સાફી હતા. ખરી વાતમાં ના કેમ પડાય? બહુ જ ઉદારતાથી એણે કબૂલ કર્યું, "તુમારા કહેના બિલકુલ સહી હૈ. તુમારા હિસ્સા જરૂર રહેગા."

પણ એમ વાત પતી જાય એ કેમ પોસાય? પેલા ભાઈબંધે બીજો વાંધો લીધો; "ઇતની બહોત રોટી ઔર ઇતના બહોત ઘી કો એસા એક હી વારમેં ઉડા દેના મુઝે તો ભઈ પસંદ નહિ હૈ. એસી લફલફ તેરા બાપુ કે વહાં. યહાં નહી બનેગા. તુઝે ચાહીયે તો રોટીકા ટુકડા ઔર ઉપર ઘીકા છાંટા મિલેગા. તુઝે ખાણા હો તો ખાઇયો."

એક નંબરનો પિત્તો પણ ગયો. એણે સામાં શિંગડાં માંડ્યાં, 'ક્યું ભઈ, ઇતના રોફ કેસા? રોટીકા પૈસા પડા હૈ? મફતકા મીલે, તો ઝબોલ ઝબોલ કે ક્યું ન ખાવે? ટુકડા રોટીકી બાત તેરા બાપુ કે વહાં! દેનેવાલા ખુદા હૈ, તો મેં ઇસસે ભી જ્યાંદા લઉંગા ઔર દોબાર ઝબોલ ઝબોલ કે ખાઉંગા!"

નંબર બેથી આ ન ખમાયું. એ તેરી મેરી ઉપર આવી ગયા, "દેખ, મુંહ સમાલકે બોલના. નહિ તો મેં દુસરા હું. કીસકી સાથ બાત કરતા હૈ વો ભૂલના મત, નહિ તો મટ્ટી પલીત કર દૂંગા!"

"અરે જા બે, તેરે જેસે તો બહોત દેખે, તેરા ચલે તો માર ડાલીયો. ચલ હટ, મુઝે તું રોકનેવાલા કૌન?"

બીજા વટેમાર્ગુઓ આ તમાશો બહુ આનંદથી જોઈ રહ્યા, ને વડનાં પાંદડાં તથા નદીનાં પાણી હતાં એવાં જ રહ્યાં!

---

## ૧૨૨. ભીખને માથે ભઠું

એક મોટા ગામમાં એક બ્રાહ્મણ હતો. એનો વંશપરંપરાનો ધંધો યજમાનવૃત્તિ કરવાનો તથા ભિક્ષા માગી ખાવાનો હતો. એ હતો ચાલાક અને યુક્તિબાજ, એટલે ફુલણજી લોકોને તથા તેથી પણ વધારે ફુલણજી બૈરાંને ફોસલાવી, મીઠું મીઠું બોલી, ખુશામદ કરી, કાલું કાલું અને હસવા જેવું લાગે તેવું બોલીને વારપરબે તેમ જ રોજ રોજ પણ પોતાનું પેટિયું સારી રીતે કહાડવાની કરામતો એને પુષ્કળ આવડતી હતી. ખાસ કરીને સ્ત્રીવર્ગની પ્રશંસાપ્રિયતા અને અંધધર્મ-ભાવનાનો લાભ લેવામાં એ ફાવી જતો હતો. વળી દોરા ધાગા કરવા, ધુણવું, કથા કરવી વગેરે ધંધા પણ એ જાણતો હતો, ને એનું ગાડું ખાસ્સું ગબડતું હતું.

પણ વખતોવખત સારા કથા કરનારા ગામમાં આવતા ત્યારે એની કથા ફીકી પડી જતી, કેમ કે એ પોતે કશું ભણ્યો નહોતો. તેથી એને ચટપટી થઈ, ને એણે અભ્યાસ કર્યો. સ્વાભાવિક વાચાળતા તો હતી જ, એટલે આ કામમાં એ જાણીતો થયો. લોકરંજનની કળા એના હાથમાં હતી, એટલે બધે એની પડપૂછ થવા લાગી. એની ' કથાવાર્તા ' સાચે જ વાર્તા વધારે અને બીજી ઓછી લપવાળી રહેતી.

આ કામમાં એ આગળ વધ્યો, ને ઘરમાં જરજમીનનો વિસ્તાર થયો. પણ પહેડી દરપહેડીની ભીખની જે ટેવ, તે એણે છોડી નહિ. એની ' એકાદશી પુણ્યપર્વણી ' અને એ બધી ભિક્ષાવૃત્તિની કરામતોને એ તાજી રાખતો.

એક વખત એક મોટા મંદિરમાં ભાગવતની સપ્તાહ બેઠી ને આપણા ભટજીને કથામાં બેસાડ્યા. સપ્તાહ બહુ સુન્દર રીતે પાર પાડી, પછી એને ઉજવવાનો પ્રસંગ આવતાં મંદિરવાળાઓએ હાથી મંગાવીને ઘણા ઠાઠથી શાસ્ત્રીનું સામૈયું કહાડ્યું, બે હાથે સોનાનાં કડાં, માથે મોટી પાઘડી, ખભે કીમતી શેલું, ને કેડે પીતામ્બર સજીને ભટજી

શણગારેલા હાથીની સોનેરી અંબાડીમાં બિરાજ્યા, ને તેની પાછળ સોળે શણગાર સજીને સ્ત્રીઓ ગીતો ગાતી ગાતી નીકળી પડી. ઢોલ, શરણાઈ વગેરે વાજાં વાગતાં હતાં, ને સાહ્યબીનો પાર નહોતો.

આ વરઘોડો રાજમાર્ગે જતો હતો, તે એક પરદેશી કવિ ઊભો ઊભો જોતો હતો. એના મનથી કે કોઈ મોટા જમીનદારની સવારી હશે. ભટજીના રૂવાબદાર ઠાઠને જોઈને ખુશી થતો એ તેની શ્રીમંતાઈનો વિચાર કરતો હતો.

તેવામાં એક ખેડૂતને ત્યાં મૂળા સારા થયા હશે તે એ મૂળાનો ભારો લઈને આવ્યો, ને વરઘોડામાં નીકળેલા બ્રાહ્મણો વગેરેને એકેક વહેંચતો ચાલ્યો. મૂળા વહેંચાતા જોઈને હાથી ઉપર બેઠેલા ભટજીને તાલાવેલી થઈ. ભીખની ટેવ, તે કેમ ખેંચી પકડાય ? એણે પોતાની ઘરેણાં તથા મૂલ્યવાન વસ્ત્રોથી સજેલી ભટાણીને મૂળો માગી લેવા ઈશારો કર્યો, ને ભટાણીએ ભટજીના નામે મૂળો માગી પણ લીધો.

આ તાલ જોઈને પેલા કવિથી બોલાઈ ગયું, " અરે બાઈ, કંથડો કુંજર ચઢ્યો, કનકકડે દો હથ્થ, બિન માંગે મુક્તા મિલે, પર ભીખ કે માથે ભટ્ટ !"

---

## ૧૨૩. ભેંશનું પૂછડું પકડ્યું

એક કણબી હતો. એ એવો જડસા જેવો હતો કે એક વાત લીધી તે મૂકે જ નહિ. આ પાર કે પેલી પાર, એનો અંત લાવ્યા વગર એ હાથ ધર્યું કામ છોડે નહિ. એકંદર પાટીદાર જાતની એ ખાસિયત ગણાય છે, અને તે એમને જે કામમાં પડે તેમાં આગળ વધવામાં ઘણી ઉપયોગી થઈ પડે છે. આ હકીકત જેટલી ભણેલાને તેટલી જ અભણ કણબીને પણ લાગુ પડે છે.

આ કણબીનો છોકરો એક ખેડૂતને ત્યાં કામ કરતો. એક વાર તો

## ૧૨૨. ભીખને માથે ભઠ્ઠું

એક મોટા ગામમાં એક બ્રાહ્મણ હતો. એનો વંશપરંપરાનો ધંધો યજમાનવૃત્તિ કરવાનો તથા ભિક્ષા માગી ખાવાનો હતો. એ હતો ચાલાક અને યુક્તિબાજ, એટલે કુલણજી લોકોને તથા તેથી પણ વધારે કુલણજી બૈરાંને ફોસલાવી, મીઠું મીઠું બોલી, ખુશામદ કરી, કાલું કાલું અને હસવા જેવું લાગે તેવું બોલીને વારપરબે તેમ જ રોજ રોજ પણ પોતાનું પેટિયું સારી રીતે કહાડવાની કરામતો એને પુષ્કળ આવડતી હતી. ખાસ કરીને સ્ત્રીવર્ગની પ્રશંસાપ્રિયતા અને અંધધર્મ-ભાવનાનો લાભ લેવામાં એ ફાવી જતો હતો. વળી દોરા ધાગા કરવા, ધુણવું, કથા કરવી વગેરે ધંધા પણ એ જાણતો હતો, ને એનું ગાડું આસ્સું ગબડતું હતું.

પણ વખતોવખત સારા કથા કરનારા ગામમાં આવતા ત્યારે એની કથા ફીકી પડી જતી, કેમ કે એ પોતે કશું ભણ્યો નહોતો. તેથી એને ચટપટી થઈ, ને એણે અભ્યાસ કર્યો. સ્વાભાવિક વાચાળતા તો હતી જ, એટલે આ કામમાં એ જાણીતો થયો. લોકરંજનની કળા એના હાથમાં હતી, એટલે બધે એની પડપૂછ થવા લાગી. એની 'કથાવાર્તા' સાચે જ વાર્તા વધારે અને બીજી ઓછી લપવાળી રહેતી.

આ કામમાં એ આગળ વધ્યો, ને ઘરમાં જરજમીનનો વિસ્તાર થયો. પણ પહેડી દરપહેડીની ભીખની જે ટેવ, તે એણે છોડી નહિ. એની 'એકાદશી પુણ્યપર્વણી' અને એ બધી ભિક્ષાવૃત્તિની કરામતોને એ તાજી રાખતો.

એક વખત એક મોટા મંદિરમાં ભાગવતની સપ્તાહ બેઠી ને આપણા ભટજીને કથામાં બેસાડ્યા. સપ્તાહ બહુ સુન્દર રીતે પાર પાડી, પછી એને ઉજવવાનો પ્રસંગ આવતાં મંદિરવાળાઓએ હાથી મંગાવીને ઘણા ઠાઠથી શાસ્ત્રીનું સામૈયું કહાડ્યું, બે હાથે સોનાનાં કડાં, માથે મોટી પાઘડી, ખભે કીમતી શેલું, ને કેડે પીતામ્બર સજીને ભટજી

શણગારેલા હાથીની સોનેરી અંબાડીમાં બિરાજ્યા, ને તેની પાછળ સોળે શણગાર સજીને સ્ત્રીઓ ગીતો ગાતી ગાતી નીકળી પડી. ઢોલ, શરણાઈ વગેરે વાજાં વાગતાં હતાં, ને સાહ્યબીનો પાર નહોતો.

આ વરઘોડો રાજમાર્ગે જતો હતો, તે એક પરદેશી કવિ ઊભો ઊભો જોતો હતો. એના મનથી કે કોઈ મોટા જમીનદારની સવારી હશે. ભટજીના રૂવાબદાર ઠાઠને જોઈને ખુશી થતો એ તેની શ્રીમંતાઈનો વિચાર કરતો હતો.

તેવામાં એક ખેડૂતને ત્યાં મૂળા સારા થયા હશે તે એ મૂળાનો ભારો લઈને આવ્યો, ને વરઘોડામાં નીકળેલા બ્રાહ્મણો વગેરેને એકેક વહેંચતો ચાલ્યો. મૂળા વહેંચાતા જોઈને હાથી ઉપર બેઠેલા ભટજીને તાલાવેલી થઈ. ભીખની ટેવ, તે કેમ ખેંચી પકડાય? એણે પોતાની ઘરેણાં તથા મૂલ્યવાન વસ્ત્રોથી સજેલી ભટાણીને મૂળો માગી લેવા ઈશારો કર્યો, ને ભટાણીએ ભટજીના નામે મૂળો માગી પણ લીધો.

આ તાલ જોઈને પેલા કવિથી બોલાઈ ગયું, "અરે બાઈ, કંથડો કુંજર ચઢ્યો, કનકકડે દો હથ્થ, બિન માંગે મુક્તા મિલે, પર ભીખ કે માથે ભટ્ટ!"

---

## ૧૨૩. ભેંશનું પૂછડું પકડયું

એક કણબી હતો. એ એવો જડસા જેવો હતો કે એક વાત લીધી તે મૂકે જ નહિ. આ પાર કે પેલી પાર, એનો અંત લાવ્યા વગર એ હાથ ધર્યું કામ છોડે નહિ. એકંદર પાટીદાર જાતની એ ખાસિયત ગણાય છે, અને તે એમને જે કામમાં પડે તેમાં આગળ વધવામાં ઘણી ઉપયોગી થઈ પડે છે. આ હકીકત જેટલી ભણેલાને તેટલી જ અભણ કણબીને પણ લાગુ પડે છે.

આ કણબીનો છોકરો એક ખેડૂતને ત્યાં કામ કરતો. એક વાર તો

ખેડૂતે એને ભેંશ પાવા મોકલ્યો. ભેંશ નવી અને જરા બેહકત્ત હતી; એને વગડામાં નાસી જવાની ટેવ હતી; તેથી એને ખેડૂતે ભલામણ કરી કે "અલ્યા જોજે, ભેંશ છે થોડી અલેતી, તેથી ગમે તેમ થાય તો યે એનું પૂછડું ઝાલજે, ને છોડીશ નહિ."

ખેડૂતની મતલબ એવી હતી કે એની પાછળ ને પાછળ રહેજે, ને તારી ચોકી ચૂકાવીને નાસી ન જાય તે માટે એનાથી વેગળો જઈશ નહિ. પણ કણબી ભાયડો, તે શબ્દ પકડી લીધો. એણે તો ભેંશનું પૂંછડું બે હાથે ઝાલ્યું. થોડે સુધી ભેંશ સરખી રીતે ચાલી, પણ પૂંછડું કોઈ પકડી રાખે તે એનાથી ખમાયું નહિ, એટલે એણે મૂકી દોટ, કણબી પાછળ અથડાય, કૂટાય, પણ ભેંશનું પૂછડું છોડે નહિ. રસ્તામાં જે મળે તે એને પૂછડું મૂકી દેવા કહે, પણ કણબી જેનું નામ, ભેંશનું પૂછડું પકડ્યું, તે શેનું છોડે ?

---

## ૧૨૪. ભરતિયું મારી પાસે છે ને !

એક વહોરા વેપારીનો 'ડાહ્યો' વાણોતર હતો, એ પણ વહોરો જ હતો. અમુક માલ ખરીદ કરીને એના આડતિયાએ નજીકના શહેરમાં મોકલ્યો હતો, અને તેનું ભરતિયું પણ શેઠને મળ્યું હતું. એ ભરતિયું લઈને વીગત પ્રમાણે માલની ચોકસાઈ કરીને માલ શહેરમાંથી લઈ આવવાનો હતો. એ કામ માટે શેઠે પોતાના માણસને ભરતિયું આપીને મોકલ્યો.

નોકર તો શહેરમાં ગયો, ને ત્યાં બરાબર રીતસર માલ જોઈ તપાસીને ગાડું ભરીને પાછો નીકળ્યો. મોડી રાતના નીકળે તો દિવસ ઊગતે પહોંચી જવાય, એવું હોવાથી વહોરો રાતે ગાડું લઈને રસ્તે પડ્યો.

રસ્તામાં ચોર મળ્યા. એમનો બિહામણો દેખાવ જોઈને જ વહોરાના હાંજા ગગડી ગયા. એ શું કરી શકે ? માલ ખાસ્સો કસવાળો

હતો, એટલે ચોર બધું જ ઉપાડીને છૂ થઈ ગયા, ને વહોરો ખાલી ગાડું લઈને દુકાને હાજર થઈ ગયો.

ખાલી ગાડું આવેલું દેખીને શેઠને વહેમ પડ્યો. એણે પોતાના માણસને પૂછ્યું કે ગાડું કેમ ખાલી છે? માલ તો સહિસલામત છે ને?

વહોરાએ જવાબ આપ્યો કે માલ તો બધો સહિસલામત છે, પણ રસ્તામાં ચોર મળ્યા તે લૂંટી ગયા છે, પણ કશી ફિકર કરવા જેવું નથી!

"માલ લૂંટી ગયા ને ફિકર કરવા જેવું નથી, બેવકૂફ! તું શું બકે છે?"

"અરે શેઠ, માલ ભલે લૂંટી ગયા પણ ભરતિયું મારી પાસે જ છે ને! ભરતિયા વગર માલ કેવી રીતે વેચશે? વેચવા જશે તો તરત આપણે પકડીશું કેમ કે ભરતિયું લેવા આપણી કને આવવું પડશે!"

---

## ૧૨૫. ભેંશ ભાગોળે, છાશ છાગોળે, ને ઘેર ધમાધમ

એક પટેલ હતા. એમને ત્યાં દૂઝણું નહોતું, તેથી પટલાણીને ઘણો અશાંગળો રહેતો હતો. એક દિવસ એમના પડોશીને ત્યાં ભેંશ બાંધેલી જોઈને પટલાણીને નવાઈ લાગી, કેમ કે એને ત્યાં પણ દૂઝાણું નહોતું તેની એને ખબર હતી. પડોશીને પૂછતાં એણે ખબર આપ્યા કે ગામને ગોંદરે ભેંશોનું ટાંડું વેચાવા આવ્યું છે, ને આસપાસના ગામોવાળા ભેંશો લેવા ત્યાં જાય છે.

એ સાંભળીને પટલાણીને પટેલને કહ્યુ કે ઘર આંગણે ભેંશો વેચાવા આવી છે, ને આપણે ત્યાં ઢોર નથી એ તમે જાણો છો તો યે શીદ ખબર કહાડતા નથી. માટે સારી, મઝાની જોઈને ભેંશ લઈ આવો, તો છોકરાં છાશભેગાં થાય.

પટેલને આ વાત પસંદ પડી, ને ધણીધણિયાણી ભેંશની વાતે વળગ્યાં. ભેંશ આવશે, પછી અહીં બાંધીશું, આવી રીતે એને રાખીશું, એને માટે ચારની વ્યવસ્થા, કપાસિયા તથા ખોળના ખરચ,

છાશવારે કેટલું ઘી દે તેની અટકળો ઇત્યાદિ વાત કરતાં પટેલે વાત મૂકી કે "મારા ભાઈનાં છોકરાંને બચારાંને છાશ નથી મળતી, ને વૈતરું દી આખો કરે છે તેથી શરીરમાં કસ નથી આવતો; ને એમની આંખોમાં ફૂલાં પડ્યાં છે. એટલે એમને આપણે બોલાવીશું. એમને સારી મઝાની ઘાડી છાશ આપીશું."

આ સાંભળ્યું ને બાઈને પિયેર યાદ આવ્યું. પટેલના ભત્રીજા જાડી છાશ પીશે, ત્યારે શું પટલાણીનાં ભાણિયાં પાતળી પીશે? એટલે તરત મોં મરડ્યું કે, તમારા ભાઈનાં છોકરાં ટીલું લઈને આવ્યાં હશે, ને મારી બેનનાં છોકરાં વધારાનાં હશે! પહેલાં મારી બેનનાં છોકરાંને બોલાવવાં પડશે. પછી બીજાની વાત."

પટેલને આવી આડાઈ ન ગમી. એણે તો પહેલાં પોતાના ભાઈનાં છોકરાંને જ બોલાવવાની વાત પકડી રાખી. બાઈનું કહેવું એવું હતું કે ભેંશની ટાઈ બધી હું કરું, ને જાડી છાશ પીએ તમારા ભાઈનાં છોકરાં, એ નહિ બને.

રકઝક વધી પડી. જોતજોતામાં ભાષાનો પ્રકાર ઉગ્ર થયો ને આડાં ઊછળવા સુધી વાત આવી. આ તમાશો પડોશનો વાણિયો જોતો હતો, એ એકદમ લાલપીળો થઈને દોડી આવ્યો, ને પટેલ-પટલાણીને ધમકાવવા માંડ્યો કે, "તમે બે વઢી મરો છો, પણ તમારી પાડીએ માથું મારીને મારી વંડી પાડી નાખી છે, તે પહેલાં સમી કરી જાઓ; ને પછી કજિયો કરો."

આ સાંભળીને ધણી-ધણિયાણી બન્નેનો ગુસ્સો ઊતરી ગયો, ને પડોશીને પટેલ કહેવા લાગ્યો, કે ભેંશ તો હજી આવી છે જ ક્યાં તે તમારી વંડી પાડી નાખે?

વાણિયાએ હસીને જવાબ દીધો, "ત્યારે પછી ભેંશ ભાગોળે, છાશ છાગોળે, ને ઘરમાં આ શી ધમાધમ માંડી છે?"

---

## ૧૨૬. ભલો મારો ઠીંઠણપાળ !

એક ગામમાં એક સજ્જન રહેતો હતો. એ બધી વાતે બહુ લાયક હતો. સ્વભાવે ભલો અને ઉદાર, ખાવે–પીવે સુખી, કામકાજમાં બુદ્ધિવાળો અને દેખાવે ખાસ્સો મઝાનો હતો. પણ એનું નામ એનાં માબાપે લાડમાં ઠીંઠણપાળ રાખ્યું હતું. પત્નીને એના પતિના આ નામનું પાર વગરનું દુ:ખ હતું. એની બેનપણીઓના વરોનાં સુશોભિત ઠાઠબંધ નામો સાંભળીને એને બહુ ઓછું આવતું, કે મારે નસીબે આ નામ ક્યાંથી પડ્યું ! એના મનમાં એવી કોઈ આંટી પડી ગઈ હતી કે માણસનું જેવું નામ હોય તેવો તેનામાં કંઈક ગુણ પણ રહે. ઠીંઠણપાળનો કશો અર્થ નથી થતો, તેથી એવું જેનું નામ હોય, તેનામાં ભલીવાર પણ શો હોય ? તેથી એના મનમાં સંતાપ થતો હતો, અને ચંપકરાય, ગુલાબદાસ, મનમોહનલાલ, પ્રીતમજી ઇત્યાદિ નામો એના મનમાં રમ્યા કરતાં હતાં. આ સંતાપને લીધે એને જેનાં તેનાં નામો પૂછવાની ટેવ પડી ગઈ હતી.

એક દિવસ ઓટલે બેઠી હતી ત્યાં એક અત્યંત દરિદ્રી દેખાવની બાઈ એ આવીને એની આગળ પોટલી છોડીને પોતે જંગલમાંથી વીણી આણેલી લાખ મૂકી, ને વિનંતી કરી, “બાઈ, આ લાખ મારે વેચવાની છે. જો નહિ વેચાય તો આજે છોકરાં ભૂખ્યાં સૂશે. તમને ફાવે તે દામ આપજો, પણ ગરીબ પર દયા કરીને મને પાછી કહાડશો નહિ, કેમ કે મારી પાસે ઝેર ખાવા ફુટીબદામ પણ નથી.”

શેઠાણીને દયા આવી, ને એણે પૂછ્યું, “ અલી તારું નામ શું ?”

“બા, મારું નામ લખમી.”

“લક્ષ્મી નામ, તો યે લાખ વેચીને પેટ ભરવું પડે છે ?”

લખમીએ હસીને જવાબ આપ્યો, “બા, નામ ઉપર કંઈ થોડું જ ટીલું છે ? મારી ઓળખીતી ગલાલ ને કંકુ બંને કાળી સીદણ જેવી

છે. ઝવેર ને મોતીને કોઈ કોડીની પણ ગણતું નથી ગુલાબ ગંધાય છે, ને સાકરની જીભ કડવી વખ છે !"

એ બાઈને પતાવી, ત્યાં એક ભીખારી આવ્યો, ને ચપટી આટા માટે ટહેલ નાખી. એને પણ બાઈ એ પૂછ્યું, "ભાઈ તારું નામ શું ?"

"બેન, મારું નામ ધનપાળ છે, ને ચપટી લોટનો ભૂખ્યો છું."

"ધનપાળ નામ, છતાં ભીખ માગવી પડે છે !"

"અરે માડી, નામ પ્રમાણે ગુણ હોત તો પછી જોઈએ શું ? અમારા ગામમાં દરિયાવખાં મિયાં પાણી વગર તરસે મરી ગયો. એના નામમાંથી એને એક ટીપું પણ કામ ન લાગ્યું. શીતળદાસ બાવો ક્રોધનો ભંડાર છે. નાગજીભાઈ ને ત્યાં સોળે શણગાર ઊભરાય છે. ને હનમાનદાસ બબ્બે બૈરી રાખે છે..."

એ ગયો ત્યાં એક સાધુ આવ્યો, ને ભિક્ષા માગી. બાઈ નો સ્વભાવ ધર્મ તરફ ઢળતો હતો તેથી એણે સાધુને પૂછ્યું, "મહારાજ, જમશો કે પછી સીધું લેશો ?"

સાધુએ ધીમે રહીને જવાબ આપ્યો, "માઈ, આપકી ઇચ્છા હે તો પ્રસાદ પાએંગે, ઔર સીધા ભી તો લેંગે !"

"મહારાજ, આપનું નામ ?"

"માઈ, મેરા નામ હૈ સંતોષદાસ !"

સાધુની સરભરામાં એ રોકાઈ હતી ત્યાં પાડોશમાં પોક પડી. એણે નોકરને પૂછ્યું, "અલ્યા, કોણ મરી ગયું ?"

નોકરે જવાબ આપ્યો, "એ પડોશમાંનો અમરસિંહ ગુજરી ગયો."

આ ઘટનાઓ જોઈને બાઈ વિચારમાં પડી ગઈ. એને લાગ્યું કે નામ બાબત દુઃખ કરવું ખોટું છે.

પછી ફુરસદે એની સહીપણીઓએ ભેગી થઈને રોજની ટેવ પ્રમાણે એના વરના નામની મશ્કરી શરૂ કરી, એટલે એણે ઉત્તર આપ્યો.

"લાખ વેચંતી લક્ષ્મી, ને ભીખંતો ધનપાળ,
અમર મરંતો મેં સૂણ્યો, ભલો મારો ઠીંઠણપાળ!"

---

## ૧૨૭. ભગા જેવું કર્યું!

એક વાણિયો હતો. એને ભગવાનદાસ નામે એકનો એક દીકરો હતો. થવાકાળ તે એનો દેહ પડ્યો, ને એની વિધવા પત્નીને નસીબે આ એકના એક દીકરાનું મોં જોઈને જીવન પૂરું કરવાનું આવી પડ્યું. આવા સંજોગોમાં દીકરાને મા કેવી રીતે રાખતી હશે, એ આપણા સમાજનો જેને થોડો પણ પરિચય હશે તેને ભાગ્યે જ કહેવું પડે.

ભગાની મા ભગાને પોતાની આંખથી ઘડીવાર પણ અળગો થવા દેતી નહિ. નાની મોટી કોઈ પણ બાબતમાં ભગાને જરા યે તકલીફ પડવા દેતી નહિ. એનું પરિણામ એ આવ્યું કે ભગો સાવ માવડિયો થઈ ગયો. એને દુનિયાની કશી ગતાગમ રહી નહિ. વ્યવહારને નામે એને મોટું મીંડું હતું. ગમે તેવું સાધારણ અક્કલનું કામ પણ ભગાથી હેમખેમ પાર પડી શકે નહિ, એવો એ બુદ્ધો રહી ગયો.

યથાસમય ભગાને પરણાવ્યો, ને વહુ ઘરે આવી. હોશિયાર વાણિયણ મા માથે બેઠી હોવાથી ભગાનો સંસાર ઠીક ઠીક ચાલતો હતો, ને દીકરા તથા વહુમાં ડોશી રાચતી હતી.

એક વાર ભગાને સાસરે લગ્નપ્રસંગ આવ્યો, ને બન્યું એવું કે ભગાને મોકલ્યા વગર તેની માનો છૂટકો થાય એમ નહોતું. ડોશી તો ક્યાં ય જાય નહિ, ને વહુની તબિયત સારી નહોતી, એટલે ભગાને એકલો જ મોકલવો પડે એમ હતું. ડોશીના મનમાં ઘણો કચવાટ થયો, પણ વ્યવહારમાં કોઈનું ડહાપણ ચાલે ખરું? છેવટે ભગાને મોકલવાનું નક્કી

કર્યું. પણ આવડો મોટો થયો ત્યાં સુધી એને એકલો ક્યાંય પણ જવા દીધો નહોતો, તેથી એ મુંઝાશે, ને ભૂલ કર્યા વગર નહિ રહે એવી એની માને દહેશત હતી, તેથી એને બોલાવીને શિખામણ દીધી. "જો બેટા ડાહ્યો થજે, ને બહુ વિચારી વિચારીને બોલજે. બનતા સુધી વધારે બોલવું જ નહિ, જે પૂછે તેની એક વાર હા ને એક વાર ના કહેવી, બીજી લાંબી કચકચમાં પડીશ જ નહિ."

ભગાએ શિખામણ બરાબર ધ્યાનમાં રાખી. એ તો નીકળ્યો સાસરે જવા. યોગ્ય સમયે એ સાસરે પહોંચ્યો, ત્યાં સાસુએ દુઃખડાં લીધાં, ને જમાઈને બહુ આદરમાન દીધાં, સાળાસાળી વગેરે ભેગાં થઈ ગયાં, ને બધાં ઘણા હેતથી ક્ષેમકુશળતા પૂછવામાં પડ્યાં.

સાસુએ પૂછ્યું, "તમે એકલા જ આવ્યા?"

ભગાએ બાની શિખામણ યાદ કરી ને ઉત્તર આપ્યો, "હા".

"અમારી દીકરીને લેતા ન આવ્યા?"

"ના".

"તમારાં બા તો હેમખેમ છે ને?"

"હા".

"ઘરમાં બીજાં બધાંની તબિયત તો સારી છે ને?"

"ના".

"એમ કેમ? તમારી બા સારાં છે, તો બાકી રહી એકલી અમારી દીકરી, એ હજી માંદી જ છે?"

"હા."

"આટલો વખત થયાં માંદગી ચાલે છે તે હજી સારું નથી થયું?"

"ના."

"દવાદારૂ તો ચાલે છે ને?"

" હા."

" તો યે કોઈ દવા બેઠી નહિ ?"

આટલા બધા સવાલો થવાથી લાડકા ભગાભાઈ જરા કંટાળ્યા. એમના મોં ઉપર અણગમો દેખાઈ આવ્યો; તે જરા અકળાઈને બાની શીખ મુજબ બોલ્યા, " ના ".

એના મોંના ભાવ ઉપરથી સાસુને લાગ્યું કે કશું ન કહેવા જેવું છે ખરું. એણે આગ્રહથી પૂછ્યું, " કેમ કૈં ન કહેવા જેવું છે ?"

" હા."

સાસુને ફાળ પડી. એણે અડધી મજાકમાં, પણ અંદરથી ભય સાથે પૂછ્યું, " અમારી દીકરી જીવતી તો છે ને ?"

હવે વારો નકારાનો હતો તેથી ભગાએ બાની શિખામણ લક્ષમાં રાખીને કહ્યું, " ના ".

" હાય હાય, મરી ગઈ ?"

" હા !"

તે ઉપરથી " કર્યું ભગા જેવું "ની કહેવત પડી છે.

---

## ૧૨૮. ભરતામાં ભરાય

એક નગરના બજારમાં ફુરસદને વખતે વેપારીઓ ભેગા થઈને ગપ્પાં મારતા બેઠા હતા. " સુતારનું મન બાવળિયે "વાળી કહેવત છે તે પ્રમાણે વેપારીઓ ભેગા થાય ત્યારે વેપારને લગતી જ વાતો નીકળે. ફલાણાએ આવો સોદો કર્યો, ઢીંકણાએ આમ કર્યું તેને બદલે તેમ કર્યું હત તો એનું પરિણામ તેમને બદલે આમ આવત, પૂંછડો આવો લુચ્ચો, ને લૂંકડો આવો ડાહ્યો, એવી એવી હુશિયારી–મૂર્ખાઈની સ્તુતિ–

નિન્દા ચાલતી હતી. પાસે ઊભો વશરામ ખોજો નામનો "નસીબનો બળિયો" એ સાંભળતો હતો. એનામાં બુધવારના થોડા વાંધા હતા, તોપણ એને ય એવું તો થયા કરતું હતું, કે આ બીજા બધા પૈસાદાર થઈ જાય છે, તો હું કેમ ન થઉં ? બધા જ નિર્ધનોને લાગે છે તેમ એને પણ લાગતું હતું કે પૈસો કેવળ નસીબનો જ છે; બીજી કોઈ બાબતમાં બીજાથી હું જરા યે ઓછો નથી, છતાં મને નસીબ યારી આપતું નથી, એટલી ખામી છે. એમ પૈસાનું નિરન્તર ધ્યાન ધરતો એ એકાએક ધન મેળવવાના સ્વપ્નવિહારમાં રાચતો હતો.

અહીં વાત કરતાં એક જણ પ્રસંગવશાત્ બોલ્યો કે વેપારી તો આપણે અને બીજા પણ ઘણા યે છે, પરન્તુ વેપારમાં ફાવ્યો કહો તો ફલાણા ભાઈ. એ સાંભળીને બીજાએ ટૂહકો પૂર્યો, કે દુનિયામાં એમ જ ચાલે છે ને પૈસો પૈસાને ખેંચી લાવે, તેમાં કોઈનું ડહાપણ ચાલતું નથી.

આટલું સાંભળતામાં વશરામ ખોજાના ભેજામાં કીડો સળવળ્યો, પૈસો પૈસાને ખેંચી લાવે છે ?...એણે ખીસ્સાં તપાસી જોયાં, તો બીજી રાખધૂળ પરચૂરણ ચીજો સાથે એક રોકડો રૂપિયો નીકળ્યો. અહીં ભેગા મળીને દુકાનદાર વાતો કરતા હતા. તેમાંના એકની દુકાને એ ચડયો. બપોરનો નિરાંતનો સમય હોવાથી ભોગજોગે ગલ્લો સૂનો પડ્યો હતો. એણે ખખડાવી જોયો. તો અંદર રૂપિયા હતા. એણે પોતાનો રૂપિયો કહાડીને ગલ્લાને માથે અંદર નાણાં નાખવા માટે પાડેલા છિદ્રમાં ધર્યો– એવી ધારણાથી કે એ રૂપિયો ગલ્લાની અંદરના રૂપિયાને ખેંચી લાવશે.

એણે કેટલીએ વાર સુધી રૂપિયો છિદ્રમાં ધરી રાખ્યો, ખખડાવ્યો, ને એને બીજા રૂપિયા ખેંચી લાવવા પટાવ્યો. એમ ખખવડાવતાં એ હાથમાંથી સરકીને ગલ્લામાં પડી ગયો ! બીજો રૂપિયો ખેંચાઈ આવવાની વાત કયાં રહી, ને વશરામે તો પંડનો હતો તે યે ખોયો ! એણે રૂપિયો પાછો કહાડવા બહુ મહેનત કરી.

વશરામને ગલ્લા સાથે ગરબડ કરતો દેખીને કોઈએ અંદર

ગુમાસ્તાને ખબર આપી, એટલે એણે બહાર આવીને વશરામને ધમકાવ્યો. એ રકઝક ચાલતી હતી ત્યાં શેઠ આવી પહોંચ્યા. વશરામે એને બનેલી હકીકત કહી સંભળાવી.

શેઠે એને કહ્યું કે અલ્યા ખોજા, રૂપિયો રૂપિયાને તાણી ગયો ખરો કે નહિ ? એમાં ખોટું શું થયું ?

પણ ખોજાએ હઠ લીધી, કે તારો રૂપિયો મારા રૂપિયાને કેમ તાણી ગયો, ને મારો રૂપિયો તારા રૂપિયાને કેમ તાણી ન લાવ્યો ? એનો કંઈ ખુલાસો હશે કે નહિ ?

એ ધમાલ સાંભળીને પડોશી દુકાનદારે એ અક્કલના ઓથમીરને કહ્યું કે "મૂરખા, એટલું યે નથી જાણતો કે ભરતામાં ભરાય ?" એમ કહીને ચીલઝડપથી ધનવાન થવાની યુક્તિ કરનારા ખોજાને ધોલધપ્પા કરીને કહાડી મૂક્યો.

---

## ૧૨૯. ભેંસના શિંગડામાં માથું

એક બ્રાહ્મણ રોજ સવારે નદીએ સ્નાનસંધ્યા કરવા જતો હતો. એ વખતે ત્યાં કેટલાંક ઢોર પાણી પીવા માટે આવતાં હતાં. એમાં એક ભેંશ હતી, તે આ બ્રાહ્મણના મનમાં ઠરી હતી. એનાં શિંગડાં વળદાર અને ઉપરના ભાગમાં આકર્ષક રીતે ગોળાકાર પકડી રહેલાં હતાં. મહારાજ નાહી-ધોઈને નદીકાંઠે સંધ્યા કરીને માળા ફેરવવા બેસે, પણ એની નજર એ ભેંસ ઉપર જ ઠરતી, અને એમના મનમાં એ જ વિચાર ઘોળાયા કરતો, કે આ ભેંશનાં શિંગડાંમાં કેવો ગોળાકાર પડ્યો છે ! એમાં જો માથું ભરાવ્યું હોય તો બંધબેસતું આવે.

નિત્ય નિત્ય મહારાજને આ વિચાર આવે. એમ કરતાં ૭ મહિના વીતી ગયા. એક દિવસ એમને એકાએક વેળ ઉપડી, કે ૭ ૭ મહિના થયાં આ ભેંસના શિંગડામાં માથું નાખવાનો વિચાર કરું છું, પણ એકેય વાર નાખી જોયું નથી. તો લાવ નાખી જોઇએ.

એ તો વિચાર આવતાં વેંત જ થયો ઉભો, ને ભેંશ બેઠી બેઠી વાગોળતી હતી તેની પાસે જઈને શિંગડાના પોલાણમાં માથું ઘાલ્યું. માથું બરાબર એમાં બેસી ગયું, પણ પાછું કહાડતાં તરત નીકળી શક્યું નહિ. મહારાજે અધીરાઈથી જોર કર્યું એટલે ભેંશ ભડકીને થઈ ઊભી. ભેંશ ને મહારાજ, બંને ગભરાયા. ભેંશે રઘવાટમાં ગામ તરફ દોટ મૂકી, ને મહારાજ, અફળાતા કૂટાતા જોડે તણાયા. ગામલોકે માંડ એમને છોડાવીને ઠપકો દીધો, કે આવું વગરવિચાર્યું કામ કરાતું હશે! મહારાજે તરત જવાબ દીધો, 'વગરવિચાર્યું જરા યે નથી. ૭ મહિના વિચાર કરીને પછી શિંગડામાં માથું ઘાલ્યું હતું!"

---

## ૧૩૦. ભેરમભેરાની જાત્રા

એક અભણ બ્રાહ્મણ હતો. તેને લખતાં-વાંચતાં તો શું પણ ટીપણું જોઈને તિથિવાર પણ જોતાં નહોતું આવડતું, છતાં એ જજમાનોમાં ગમે તેમ ગોટા વાળીને ગુજરાન કરતો હતો. પોતાની સગી એક ડોશીના ઘરના એક ગોખલામાં એ કાંકરા અને દીવાસળીઓ રાખતો, ને રોજ એક એક આઘાં કરીને તિથિવારનો હિસાબ રાખતો, એની આ યુક્તિ કોઈ જાણતું નહિ.

એક દિવસ ડોશીને ત્યાં મેમાન આવ્યા. એણે ગોખલો જોઈને અંદર હાથ નાખ્યો, ને કાંકરા તથા દિવાસળીનો હિસાબ ભેળવાઈ ગયો! ડોશીએ તરત બૂમ પાડી, "એ ગોખલાને અડશો નહિ, એમાં તો જોષી મહારાજનો પૂજાપો છે!" મેમાન પામી ગયો કે જોષીના તિથિવારનો ભેદ છે!

ત્યાં તો જોષી તિથિવાર જોવા આવ્યા. ગોખલામાં હાથ નાખે છે, તો બધું ગરબડ-સરબડ થઈ ગયેલું હતું. કોઈ તિથિવાર પૂછે તે પહેલાં ત્યાંથી સટકી જવા જેવા એ પાછા ફર્યા, તેવા મેમાને હાથ ઝાલ્યો ને તિથિ પૂછી. બ્રાહ્મણ ગભરાયો. મેમાને વધારે આગ્રહ કરતા જોષીએ



ભેંશ ને મહારાજ બંને ગભરાયા. ભેંશે રઘવાટમાં ગામ તરફ દોટ મૂકી ને મહારાજ અફળાતા કૂટાતા જોડે તણાયા.

પૃ. ૧૯૬

જેવું મોંએ આવે તેવું કહ્યું, "આજે તો ભેરમભેરાની જાત્રા છે, ને મારે ઉતાવળ છે, માટે જવા દો."

"ભેરમભેરાની જાત્રા અમે તો કોઈ જાણી નથી," મેમાને હસીને કહ્યું.

"એ તમને કદાચ ખબર નહિ હોય, પણ મારે તો આજ ભેરમ-ભેરાની બરાબર જાત્રા થઈ છે. જો હવે વાર લાગશે, તો મારા પણ બાર વાગશે." કહીને મહારાજ ત્યાંથી નાઠા.

---

## ૧૩૧. ભણ્યા પણ ગણ્યા નહિ

એક બ્રાહ્મણ હતો. એને મણિલાલ અને શંકરલાલ નામના બે દીકરા હતા. શંકરલાલ ભણવા ગણવામાં ચિત્ત પરોવતો અને તેથી તેના બાપનો માનીતો હતો. પણ મણિલાલ ભણવા ઉપર ધ્યાન આપે નહિ. શંકરલાલ વ્યાકરણ ને ગણિતના ગ્રન્થો ગોખવામાંથી ઊંચો આવે જ નહિ, જ્યારે મણિયો આખા ગામમાં ફરે, રખડે, ને વ્યવહારની અનેક વાતોમાં માથું મારીને પાવરધો થાય. એ હુંશિયાર માણસોની સોબત રાખતો, ને હૈયા-ઉકલતવાળો હતો.

એક વાર મણિલાલની વહુને તેડવા જવાનો પ્રસંગ આવ્યો ત્યારે શંકરલાલે વિચાર કર્યો કે હું કદી ઘરની બહાર નીકળ્યો નથી, તે લાવને આ બહાને જરા ફરી આવું. આ વાત એના બાપને ગમી, ને શંકરલાલ શાસ્ત્રી વિદ્વત્તાથી ઉભરાતા ચાલી નીકળ્યા.

મારગ પૂછતો પૂછતો એ મણિયાની સાસરીને ગામે જઈ પહોંચ્યો. પણ એ થાકી ગયેલો, પરસેવાથી તરબોળ અને વળી રસ્તાની ધૂળથી મેલો થયેલો હોવાથી એણે જરા સ્વચ્છ થઈને જવા વિચાર કર્યો. ગામને પાદરે આવેલા તળાવમાં એ નાહ્યો, કોરું ધોતિયું પહેર્યું, ને ભીનું હતું તે જલદી સુકાઈ જાય તે માટે એ એણે માથે ઓઢી લીધું.

આવે વેશે એ ગામમાં પેઠો. કોઈ કે એને ઓળખ્યો, પણ આવા મોકાણિયા જેવો એનો વેશ જોઈને એને લાગ્યું કે જરૂર માઠા સમાચાર લઈને આવે છે, એટલે એણે મણિયાને સાસરે આગળ જઈને ખબર કહ્યા કે શંકરભાઈ મોકાણ લઈને આવ્યા છે, તે જરૂર આપણી સવિતાના વરના માઠા ખબર હશે. નહિ તો આમ ભીની પછેડી ઓઢીને ન આવે.

આ સાંભળીને તરત જ મણિયાની સાસુએ આડોશીપડોશી સગાંને બોલાવી લીધાં, ને બધાં શોગિયાના વેશમાં ઓટલે બેઠાં. ત્યાં શંકર ભટ્ટ આવી પહોંચ્યા. એમણે ડાઘુ જેવાં લોકોને તથા ટોળે વળેલી શોકનાં લૂગડાં પહેરેલી બાઈઓને દીઠી, ને એણે અક્કલ દોડાવી કે મણિયાના સાસરામાં જરૂર કોઈ માઠો બનાવ બન્યો હશે. તેથી એણે પોક મૂકી.

પોક સાંભળી એટલે આ લોકોની ખાતરી થઈ કે જરૂર સવિતાનો વર ગુજરી ગયો છે, ને તેનો ભાઈ ખબર કહેવા આવ્યો છે. એટલે ત્યાં તો રડાકૂટો મંડાયો. શંકરિયાએ વિચાર કર્યો કે ભાઈના સસરાની પાસે જઈને બેસવું અને પોકમાં સાથ પુરાવવાનો વિવેક કરવો જોઈએ, એટલે એણે તો એની પોકમાં કૂકવો ઉમેર્યો.

થોડી વારે સવિતાને બહાર બોલાવીને ચૂડીકર્મ કર્યાં ને માથું મુંડાવ્યું તોયે શંકર ભટ્ટ એમ જ સમજ્યા કે વહુને પહેલી વાર મોકલવાની છે તે દુઃખ બતાવવાનો આવો રિવાજ હશે, એટલે એ કશું બોલ્યા નહિ. પણ કન્યાને તેડ્યા વગર પાછા ન જવાનો એણે નિશ્ચય કર્યો, ને સવિતાના બાપને ધીમેથી કહ્યું, "ભાઈ, આ બધું ઠીક છે, લોકલાજ ને વહેવાર ભલે કરવો, પણ મારે સવિતાવહુને તેડી તો જવાની જ છે, માટે એને તૈયાર રાખજો." કન્યાનો બાપ સમજ્યો કે વેવાઈ કેવા લાગણીવાળા છે તે આટલો ભાવ કરીને વહુને વિધવા થયા છતાં બોલાવી છે.

યથાસમય બધાં નાહી ધોઈને પરવાર્યાં. ને પછી સાસુએ દીકરીને

એકલી શંકર ભટ્ટ પાસે મોકલી, કે જેથી એના વરના દેહાન્તની વાતો એ કરી શકે. પણ શંકર શેની વાત કરે ?

પછી એને જમવા બેસાડચો, ને સાસુએ એને પૂછ્યું, "શંકર ભટ્ટ તમારા ભાઈને શું થયું હતું તે આમ એકાએક કાળ થયો ?"

શંકર વિસ્મય પામ્યો. એણે કહ્યું, "મણિલાલ તો એ અમારી રાહ જોઈને બેઠો, એને કંઈ થયું નથી. તમને આવી વાત કોણે કરી ? બીજું કોઈ ત્યાંથી આવ્યું છે કે શું ?"

સાસુએ મુંઝાઈને કહ્યું, "તમે તો પોક મૂકતા આવ્યા, ને સામા કેમ પૂછો છો ? ત્યારે તમે અમારે ઘેર આવીને પોક કોના નામની મૂકી, ને 'સવિતા વહુ આ શું થયું' એમ કેમ ઠૂઠવો મૂકચો હતો ?"

શંકરે પોતાની અક્કલનો ઇસ્કોતરો ખોલ્યો, "તમને બધાંને ડાઘુ જેવાં એટલે ભેગાં થયેલાં જોઈને મેં ધારી લીધું કે તમારે ત્યાં કોઈ મરણ થયું છે, તેથી મેં તો પોક મૂકી, ને પછી વિવેક ખાતર વેવાઈ પાસે જઈને બેઠો."

એણે માથે પછેડી શા માટે ઓઢી હતી, ને છોકરીનું ચૂડીકર્મ તથા મુંડન થયા છતાં એ કેમ ન બોલ્યો, એના ખુલાસા પણ એણે આપ્યા કે, "તમારે ત્યાં નાહીધોઈને સ્વચ્છ થઈને આવવા માટે હું ગામને પાદરે નાહ્યો ને ભીનું ધોતિયું માત્ર સુકાઈ જાય તે માટે માથે ઓઢ્યું હતું, ને કદાચ કન્યાને એક તો પહેલી વાર વળાવો છો અને વળી તે પણ તમારા ઘરમાં મરણ થયું હોય તેવા શોકના સમયમાં. એટલે એ બધું કરવાનો રિવાજ હશે એમ સમજીને હું કશું શું કામ બોલું ?"

વેવાઈ વેવાણને થયું કે, "અમારે તે હસવું કે રડવું ! શંકર ભટ્ટ, તમે ભણ્યા ઘણું પણ ગણ્યા નહિ" એમ કહીને મુંડેલી સોહાગણ દીકરીને એમણે આ પંડિત સાથે છેવટે વળાવી.

---

## ૧૩૨. મૈં મરુંગા લેકિન તુઝે રાંડ કહેલાઉંગા

એક મિયાંભાઈની ઘરવાળી ઘણી કંકાસિયણ હતી. એના કંસાસની વિવિધતા તથા તેના વિસ્તાર આડે આંક નહોતો. અનેક પ્રકારે એ પોતાના ભરથારને કનડતી. એનો ખાવંદ પણ બિચારો સાવ અકળાઈ ગયો હતો. બહાર એ ગમે તેટલો બાંકો થઈને ફરે, પણ ઘરમાં એની રેવડી દાણાદાણ થઈ જતી હતી.

એક વાર કંકાસ હદને વટાવી ગયો, ને મિયાંને જીવતર ખારું ઝેર જેવું લાગ્યું. આ શંખણીને કેવી સજા કરવી, એનો તેણે ખૂબ વિચાર કર્યો, પણ ઢેડફજેતા સિવાય કશો પણ ફાયદો એને એક પણ સજામાં દેખાયો નહિ.

એણે ખીજમાં ને ખીજમાં બીબીને "રાંડ" કહી, એટલે બીબીએ સામી ચોપડી, કે તમારે બેઠે હું રાંડ ન થઈ શકું, માટે તમારે છતે મને રાંડ ન કહેવાય.

મિયાંએ દાંત કચકચાવીને કહ્યું, "મૈં મરુંગા તો મરુંગા, લેકિન તુજે રાંડ તો જરૂર કહેલાઉંગા!"

---

## ૧૩૩. માલાના મૂળગા ગયા!

માલો નામના એક વાળંદને પૈસાદાર થવાનો બહુ અખતરો હતો. ગામમાં એ બધાને મુંડવા જાય, તેમાં શેઠ શાહુકારો પણ હોય, અને વાળંદભાઈની જીભમાં પૂછવું શું? વેપારીઓની હજામત બનાવતે એમની સાથે હજાર વાતો કરે. એમની પાસેથી રોજ રોજ વેપારીને લગતા ખબરઅંતર પણ એના સાંભળવામાં આવે. ફલાણાએ અમુક સોદો કર્યો તેમાં આટલું રળ્યો, ઢીંકણાએ આ માલ લીધો તે આટલે ભાવે વેચાયો, ને પૂંછડાએ વખત વરતીને સોગઠી મારી તે ન્યાલ થઈ ગયો, એવું એવું સાંભળીને એને ખાતરી થઈ ગઈ કે પૈસાદાર થવું હોય તો વેપાર વગર બીજો કોઈ રસ્તો નથી, માટે વેપાર કરવો.

ઘણા યે વેપારી ઘરાકોને એણે વિનંતિ કરી જોઈ પણ બધા વાણિયા એને કહેતા કે ભાઈ, જેનાં કામ જે કરે, અવર થકી નવ થાય; તારો ધંધો ટપટપિયાનો છે તે તારા હાડમાં છે. એને છોડીને બીજો ધંધો કરવા જઈશ, તો નાહક પસ્તાઈશ.

પણ એના મનમાં એવું ઠસી ગયું હતું કે આ બધા વાણિયાને બીક પેઠી છે કે જો આ વાળંદ વેપારમાં પડશે તો અમારે હરીફ ઊભો થશે, ને પૈસાવાળો થઈ જશે તો હજામત કોણ કરશે? તેથી બધાએ સંપ કરીને વાળંદને વેપાર નહિ કરવા દેવાનું ઠરાવ્યું.

એની રોજની ટકટકથી કંટાળીને છેવટે એક ટીખળીખોર વાણિયાએ એને વેપારની રૂખ બતાડીને કહ્યું, "જો, આવતે અઠવાડિયે રાજાનું લશ્કર અહીં થઈને જવાનું છે. રસ્તામાં એને રાશન તો જોઈએ જ. એટલે જે માણસ અગમચેતી વાપરીને એમના ઉપયોગની ચીજો સંઘરી રાખશે તે ન્યાલ થઈ જશે, કેમ કે લશ્કર મોંમાગ્યા દામ આપશે."

વાળંદ રાજીરાજી થઈ ગયો. કઈ વસ્તુ સંઘરવી તેની સલાહ પૂછતાં વાણિયાએ સૂચના કરી કે બીજા "કિંમતી માલ લેવાનું તારું ગજું નહિ, તેથી તાંદળજાની ભાજી ભેગી કરવા માંડ."

વાળંદે ઘેર જઈને પોતાની ઘરવાળી આગળ રોફ માર્યો કે આપણે તો વેપાર કરીને પૈસાદાર થઈ જવાના છીએ. એણે રાજાના લશ્કરની થનારી કૂચ અને તાંદળજાના સંગ્રહના ઇરાદાની સમઝણ પાડતાં ઘરવાળી વારી વારી ગઈ, કે કેવો હુંશિયાર મારો રાત છે!

વાળંદે પોતાની જે કૈં બચત હતી, તે ખરચી નાખીને બે દિવસ તાંદળજો ભેગો કરીને આખો ઓરડો ભર્યો, ને લશ્કરની એ રાહ જોતો બેઠો.

વાણિયાએ કહેલો દિવસ વીતી ગયો, પણ લશ્કર કે બશ્કર, કૈં ન મળે! પેલા સલાહકારને જઈને પૂછતાં એણે કહ્યું કે, "ભાઈ એ તો વેપારના સોદા છે. બે દિવસ વહેલુંમોડું થાય; ને રાજાનો શો ભરોસો? કદાચ લશ્કર બીજે રસ્તે થઈને પણ જાય!"

## ૧૩૨. મે મરુંગા લેકિન તુઝે રાંડ કહેલાઉંગા

એક મિયાંભાઈની ઘરવાળી ઘણી કંકાસિયણ હતી. એના કંસાસની વિવિધતા તથા તેના વિસ્તાર આડે આંક નહોતો. અનેક પ્રકારે એ પોતાના ભરથારને કનડતી. એનો ખાવંદ પણ બિચારો સાવ અકળાઈ ગયો હતો. બહાર એ ગમે તેટલો બાંકો થઈને ફરે, પણ ઘરમાં એની રેવડી દાણાદાણ થઈ જતી હતી.

એક વાર કંકાસ હદને વટાવી ગયો, ને મિયાંને જીવતર ખારું ઝેર જેવું લાગ્યું. આ શંખણીને કેવી સજા કરવી, એનો તેણે ખૂબ વિચાર કર્યો, પણ ઢેડફજેતા સિવાય કશો પણ ફાયદો એને એક પણ સજામાં દેખાયો નહિ.

એણે ખીજમાં ને ખીજમાં બીબીને "રાંડ" કહી, એટલે બીબીએ સામી ચોપડી, કે તમારે બેઠે હું રાંડ ન થઈ શકું, માટે તમારે છતે મને રાંડ ન કહેવાય.

મિયાંએ દાંત કચકચાવીને કહ્યું, "મેં મરુંગા તો મરુંગા, લેકિન તુજે રાંડ તો જરૂર કહેલાઉંગા !"

---

## ૧૩૩. માલાના મૂળગા ગયા !

માલો નામના એક વાળંદને પૈસાદાર થવાનો બહુ અખતરો હતો. ગામમાં એ બધાને મુંડવા જાય, તેમાં શેઠ શાહુકારો પણ હોય, અને વાળંદભાઈની જીભમાં પૂછવું શું ? વેપારીઓની હજામત બનાવતે એમની સાથે હજાર વાતો કરે. એમની પાસેથી રોજ રોજ વેપારીને લગતા ખબરઅંતર પણ એના સાંભળવામાં આવે. ફલાણાએ અમુક સોદો કર્યો તેમાં આટલું રળ્યો, ઢીંકણાએ આ માલ લીધો તે આટલે ભાવે વેચાયો, ને પૂંછડાએ વખત વરતીને સોગઠી મારી તે ન્યાલ થઈ ગયો, એવું એવું સાંભળીને એને ખાતરી થઈ ગઈ કે પૈસાદાર થવું હોય તો વેપાર વગર બીજો કોઈ રસ્તો નથી, માટે વેપાર કરવો.

ઘણા યે વેપારી ઘરાકોને એણે વિનંતિ કરી જોઈ પણ બધા વાણિયા એને કહેતા કે ભાઈ, જેનાં કામ જે કરે, અવર થકી નવ થાય; તારો ધંધો ટપટપિયાનો છે તે તારા હાડમાં છે. એને છોડીને બીજો ધંધો કરવા જઈશ, તો નાહક પસ્તાઈશ.

પણ એના મનમાં એવું ઠસી ગયું હતું કે આ બધા વાણિયાને બીક પેઠી છે કે જો આ વાળંદ વેપારમાં પડશે તો અમારે હરીફ ઊભો થશે, ને પૈસાવાળો થઈ જશે તો હજામત કોણ કરશે ? તેથી બધાએ સંપ કરીને વાળંદને વેપાર નહિ કરવા દેવાનું ઠરાવ્યું.

એની રોજની ટકટકથી કંટાળીને છેવટે એક ટીખળીખોર વાણિયાએ એને વેપારની રૂખ બતાડીને કહ્યું, " જો, આવતે અઠવાડિયે રાજાનું લશ્કર અહીં થઈને જવાનું છે. રસ્તામાં એને રાશન તો જોઈએ જ. એટલે જે માણસ અગમચેતી વાપરીને એમના ઉપયોગની ચીજો સંઘરી રાખશે તે ન્યાલ થઈ જશે, કેમ કે લશ્કર મોંમાગ્યા દામ આપશે. "

વાળંદ રાજીરાજી થઈ ગયો. કઈ વસ્તુ સંઘરવી તેની સલાહ પૂછતાં વાણિયાએ સૂચના કરી કે બીજા " કિંમતી માલ લેવાનું તારું ગજું નહિ, તેથી તાંદળજાની ભાજી ભેગી કરવા માંડ. "

વાળંદે ઘેર જઈને પોતાની ઘરવાળી આગળ રોફ માર્યો કે આપણે તો વેપાર કરીને પૈસાદાર થઈ જવાના છીએ. એણે રાજાના લશ્કરની થનારી કૂચ અને તાંદળજાના સંગ્રહના ઇરાદાની સમઝણ પાડતાં ઘરવાળી વારી વારી ગઈ, કે કેવો હુંશિયાર મારો રાત છે !

વાળંદે પોતાની જે કૈં બચત હતી, તે ખરચી નાખીને બે દિવસ તાંદળજો ભેગો કરીને આખો ઓરડો ભર્યો, ને લશ્કરની એ રાહ જોતો બેઠો.

વાણિયાએ કહેલો દિવસ વીતી ગયો, પણ લશ્કર કે બશ્કર, કૈં ન મળે ! પેલા સલાહકારને જઈને પૂછતાં એણે કહ્યું કે, " ભાઈ એ તો વેપારના સોદા છે. બે દિવસ વહેલુંમોડું થાય; ને રાજાનો શો ભરોસો ? કદાચ લશ્કર બીજે રસ્તે થઈને પણ જાય ! "

## ૧૩૨. મે મરુંગા લેકિન તુઝે રાંડ કહેલાઉંગા

એક મિયાંભાઈની ઘરવાળી ઘણી કંકાસિયણ હતી. એના કંસાસની વિવિધતા તથા તેના વિસ્તાર આડે આંક નહોતો. અનેક પ્રકારે એ પોતાના ભરથારને કનડતી. એનો ખાવંદ પણ બિચારો સાવ અકળાઈ ગયો હતો. બહાર એ ગમે તેટલો બાંકો થઈને ફરે, પણ ઘરમાં એની રેવડી દાણાદાણ થઈ જતી હતી.

એક વાર કંકાસ હદને વટાવી ગયો, ને મિયાંને જીવતર ખારું ઝેર જેવું લાગ્યું. આ શંખણીને કેવી સજા કરવી, એનો તેણે ખૂબ વિચાર કર્યો, પણ ઢેડફજેતા સિવાય કશો પણ ફાયદો એને એક પણ સજામાં દેખાયો નહિ.

એણે ખીજમાં ને ખીજમાં બીબીને "રાંડ" કહી, એટલે બીબીએ સામી ચોપડી, કે તમારે બેઠે હું રાંડ ન થઈ શકું, માટે તમારે છતે મને રાંડ ન કહેવાય.

મિયાંએ દાંત કચકચાવીને કહ્યું, "મેં મરુંગા તો મરુંગા, લેકિન તુજે રાંડ તો જરૂર કહેલાઉંગા!"

---

## ૧૩૩. માલાના મૂળગા ગયા!

માલો નામના એક વાળંદને પૈસાદાર થવાનો બહુ અખતરો હતો. ગામમાં એ બધાને મુંડવા જાય, તેમાં શેઠ શાહુકારો પણ હોય, અને વાળંદભાઈની જીભમાં પૂછવું શું? વેપારીઓની હજામત બનાવતે એમની સાથે હજાર વાતો કરે. એમની પાસેથી રોજ રોજ વેપારીને લગતા ખબરઅંતર પણ એના સાંભળવામાં આવે. ફલાણાએ અમુક સોદો કર્યો તેમાં આટલું રળ્યો, ઢીંકણાએ આ માલ લીધો તે આટલે ભાવે વેચાયો, ને પૂંછડાએ વખત વરતીને સોગઠી મારી તે ન્યાલ થઈ ગયો, એવું એવું સાંભળીને એને ખાતરી થઈ ગઈ કે પૈસાદાર થવું હોય તો વેપાર વગર બીજો કોઈ રસ્તો નથી, માટે વેપાર કરવો.

પણ ધીમે ધીમે મિયાંએ દખલ વધારવા માંડી. એણે વારંવાર ઘરમાં ગોખલાને બહાને ઘૂસવા માંડયું. વખતે કવખતે એ આવે, ઘર ઉઘડાવે, ને ઘર આખું ચીરીને છેક અંદરના ઓરડામાં જાય, ને ત્યાંથી લાંબા વખત સુધી ખસે નહિ. પછી તો ગમે તેવા લફંગા દોસ્તોને સાથે લાવવા માંડ્યો, ગોખલા આગળ કૈંક ધાંધલ મચાવવાનું શરૂ કર્યું, વાણિયાને પૂરો ત્રાસ થયો. એને કશું પણ કહેવા જતાં એ તરત આંખ ફેરવીને જવાબ આપતો કે, "ગોખલો તમારા બાપનો નથી, ને ગોખલો છે ત્યાં સુધી ગમે ત્યારે, ગમે તેવી રીતે, ગમે તેટલા વખત સુધી ત્યાં જઈને ફાવે તેમ કરતાં મને તમે રોકી શકશો નહિ."

મિયાંની ચાલચલગત બગડતી ચાલી, ઘરનાં માણસોની આબરૂ ઇજ્જત સલામત રહી નહિ, ને બધાં રાત ને દિવસ મિયાંના ફફડાટમાં વીતાવે. એને ગોખલાનો હક છોડવા ગમે તેટલું સમઝાવવામાં આવે, ને સારી રકમોની લાલચો અપાય, પણ "હમ કયા હમારે પીરકું વેચેંગે?" એમ કહીને એ વધારે વીફરે.

એક દિવસ શેઠને ત્યાં ટાણું હતું. સારા સારા શેઠિયા, સગાંવહાલાં વગેરેની ઘરમાં પંગત પડી. ઘરમાં ધાર્મિક ક્રિયા કરવાની હતી તે પણ ચાલતી હતી. ત્યાં મિયાં થોડા સોબતી અને એક બકરો લઈને આવ્યો, ને બધાંની વચમાં થઈને સીધો ચાલ્યો ગોખલા તરફ. ત્યાં જઈને એણે બકરાને ઝબ્બે કરવાની તૈયારી કરી. પંગતમાં હાહાકાર થઈ પડ્યો. પણ મિયાંએ આડાઈ કરી. "ઘરવાલે સે પૂછક બાત કરો. ગોખલા હમારા હૈ ઔર હમ ચાહે સો કરેંગે," એ જ એની વાત હતી.

છેવટે આખા મકાનની આપી હતી તેટલી જ રકમ ફરી વાર આપે તો ગોખલો છોડું, એવી એણે હઠ લીધી, ને 'મિયાંનો ગોખલો'ની ગંભીર ચેતવણીરૂપ કહેવતને જન્મ આપ્યો.

---

લશ્કર તો આવ્યું નહિ, ભાજી બધી સડી ગઈ, ને પારકા ધંધાને રવાડે ચડતાં માલાના તો મૂળગા ગયા !

---

## ૧૩૪. મિયાંભાઈનો ગોખલો

એક શહેરમાં એક મુસલમાન હતો. નવાબીના જમાનામાં એના કુટુમ્બની સ્થિતિ સારી હતી, ને સારી મોટી હવેલીમાં એ રહેતો હતો. પણ સમય બદલાતાં એ સાવ મુફલીસ થઈ ગયો, ને છેવટે મકાન પણ વેચવા કહાડવું પડ્યું. મકાન વેચાવાનું જાણીને પડોશના એક વાણિયાએ તે માટે માગણી કરી. બે સારા માણસોને વચમાં નાખી, વાજબી કીમત ઠરાવીને વેચાણખત કર્યું, ને મકાનની માલિકી બદલાઈ.

પણ વેચાણ વખતે મિયાંએ એક જ શરત કરી હતી. એ મકાનના પાછલા ઓરડામાં એક ગોખલો હતો. એણે કહ્યું કે, "એ ગોખલો અમારા પીરનો છે, ને ત્યાં ધૂપ ચડે છે. જો એ ગોખલો જાય તો અમારી ધરમની લાગણી દુભાય, માટે ફક્ત એ ગોખલા ઉપર મારી માલિકી રહે, બાકી આખા મકાનના માલિક તમે. માટે મારી આટલી વિનંતિ કબૂલ રાખો તો મહેરબાની."

ધરમનું નામ સાંભળ્યું; ને મિયાં સારા ખાનદાનનું ફરજંદ હોઈ એના તરફથી આવી ગોખલા જેવી નજીવી બાબતમાં શું વાંધો આવવાનો છે, એવો અંતે વિચાર આવતાં, મોટું મન રાખીને વેચાણખતમાં ગોખલાની માલિકી મિયાંની કાયમ રહેવાની શરત ખરીદદારે દાખલ થવા દીધી, ને મકાનનો કબજો બદલાયો.

થોડા દિવસ તો નવો માલિક નવા ઘરમાં મોજથી રહ્યો. જુમ્માને દિવસે અથવા ખાસ વાર તહેવારે જ મિયાં આવીને ધૂપ, દીવો વગેરે ગોખલામાં કરે, ને લીલું કપડું, ઘોડા વગેરે ચડાવે. તેમાં વાણિયાને ખાસ અડચણ પડતી નહિ.

હતી કે એનાં લક્ષણ સારાં નથી; તે હવે જો, સાંભળ. મારે શું? તું તારે તને ઠીક લાગે તેમ કરજે."

કાશીનો પતિ મૂર્ખ હોવાથી તરત ઉશ્કેરાયો, ને એણે આજ્ઞા ફરમાવી કે "બસ, ભલે એને એકલી રહેવું હોય તો રહે, પણ એને ઘરમાં પૂરીને બહાર તાળું મારીને જવું. પછી જોઈએ કે એ કેવી મઝા ઉડાવે છે."

કાશીને ઘરમાં પૂરી, બારીબારણાં બંધ કરી, કમાડને તાળું ઠોકીને બધાં ઊપડ્યાં યાત્રાએ. એ મથુરા, વૃન્દાવન, કાશી વગેરે સ્થળોએ ફર્યાં. કાશીમાં ગંગાજીમાં સ્નાન કરતે કાશીની સાસુના કાનમાંથી મોતીનું ઝૂમખું તૂટીને પાણીમાં પડી ગયું. ભગવાનને ભૂલીને બધાં ઘરેણાં માટે ડૂબકીઓ મારવામાં પડી ગયાં. એમણે ઘણો કાદવ ચૂંથ્યો, પણ એ શેનું જડે? છેવટે થાકીહારીને એ ઉતારે ગયાં.

અહીં કાશી પ્રભુભજનમાં દિવસો વીતાવતી હતી. પતિએ કરેલા અપકૃત્યની લોકને ખબર ન પડે તે માટે એ બારીઓ બંધ જ રાખતી. કાશી ઘરમાં છે તે કોઈ જાણતું પણ નહોતું. આખો દિવસ ધર્મધ્યાન અને ઘરના કામકાજમાં એ મગ્ન રહેતી હતી. એક દિવસ એને મનમાં જરા ઓછું આવ્યું, કે "બધાં ગંગા નહાશે, ને હું એકલી રહી જઈશ." પણ તરત જ એણે એ વિચાર મનમાંથી કહાડી નાખ્યો, ને એવી ભાવના કરી, કે "ગંગામાં નાહ્યાથી જ કંઈ પુણ્ય મળી જતું નથી. જો મન સ્વચ્છ અને નિર્મળ હોય, તો ઘરના ઘડામાં પણ ગંગા જ છે. શુદ્ધિ તો મનમાં છે, જળમાં નહિ. લાવ આજે હું ગંગાની ભાવના કરીને ઘરમાં જ ગંગાજળે નહાઉં."

એણે મોટી કથરોટ પડી હતી તેમાં ઘડામાંથી પાણી ઠાલવીને એવી ભાવના કરી, કે, મારી કથરોટમાં ગંગાજી પોતે પધાર્યાં છે. એ વિચાર કરતાંની સાથે તેમાં એની સાસુના કાનનું મોતીનું ઝૂમખું પડ્યું!

## ૧૩૫. મન ચંગા તો કથરોટમાં ગંગા

કોઈ એક ગામમાં એક બ્રાહ્મણ રહેતો હતો. તેની પત્નીનું નામ કાશી હતું. એ ઘણી જ સુશીલ અને શાણી હતી. ઘરમાં દરેક સાથે હળીમળીને રહેતી, ને દરેકનું કામ કરી છૂટતી. એના સારા સ્વભાવને લીધે બધાની એના ઉપર પ્રીતિ હતી. એના વિષે કોઈને કશી ફરિયાદ કરવાપણું રહેતું નહિ કેમ કે એને કોઈ પણ જાતની કુટેવ નહોતી, એને ખાવેપીવે તથા પહેરવે એ સાદી હોઈ, દિલની ઉદાર હતી.

પણ એના સારા ગુણો જ એના દુશ્મન થયા હતા. બધાની એના તરફની ચાહના જોઈને એની સાસુ અદેખાઇથી બળી મરતી, અને અનેક બહાને એને સતાવતી હતી. પરન્તુ કાશી બધું મુંગે મોંએ સહન કરીને સંતોષથી રહેતી હતી, કેમ કે એની ધાર્મિક વૃત્તિ એને કહેતી હતી કે પતિના ઘરમાં બધી રીતે અનુકૂળ થઈને રહેવું, એ જ સતી સ્ત્રીની શોભા છે.

એક દિવસ ઘરનાં બધાંએ જાત્રાએ જવાનો વિચાર કર્યો. કાશીની સાસુની મરજી કાશીને લઈ જવાની નહોતી, પણ એને "તને નથી લઈ જવી, ને તું તારે ઘેર પડી રહેજે" એવું કહેતાં લોકલાજ આડે આવતી હતી. તેથી એણે એવો સવાલ ઊભો કર્યો કે બધાં જ જાત્રાએ જઈએ તો ઘર સૂનું પડે, ને જો ચોર ફરી વળે તો ભોગ મળી જાય.

ત્યારે ઘરે કોણ રહે? સહુ એકબીજાની સામું જોવા માંડ્યાં. પતિ અને સાસુની આંખ પોતાના તરફ ઠરેલી જોઈને કાશીએ તરત કહ્યું કે "ઓહો, એમાં શું? હું ઘેર રહીશ. તમે તમારે બધાં સુખેથી જાત્રા કરી આવો. ગંગાજીમાં મારા નામે પણ એકાદ ડૂબકી મારજો એટલે થયું."

આ સાંભળતાં જ સાસુને મનભાવતું બહાનું મળી ગયું. એણે તરત દીકરાને કહ્યું, "જોયું ને અલ્યા વહુ કેવું બોલે છે તે? એને એકલીને અહીં રહીને આપણી ગેરહાજરીમાં મઝા કરવી છે. હું તો પહેલેથી કહેતી

ગરાશિયો અધીરો થયો. અમલની તલપ કેવી રીતે જીરવાય? "ટાઢ શેની ને વાત શેની. મને તો કૈં નથી લાગતી, ને તમે તો શાલ ઓઢી છે, ને ગોદડાં પણ ખડકયાં છે, તો યે શેની વાય છે?" એણે ઉતાવળ કરાવી.

"નથી વાતી? ખરેખર? મને તો બહુ વાય છે."

ટાઢ વાવી ન વાવી એની ચર્ચા થતાં મામલો ચડસ ઉપર આવી ગયો. વાણિયાને તો વખત વીતાવવો હતો, તે વીતતો હતો. એણે છેવટ કહ્યું કે "જુઓ દરબાર, તમે કહો છો કે ગમે તેવી ટાઢ તમને નથી લાગતી. તો સામે તળાવ છે તેમાં તમે આખી રાત ઊભા રહો, તો તમને મારી ભેંશ બક્ષિસ આપી દઉં!"

વાણિયો અડધી મશ્કરીમાં બોલ્યો, પણ ગરાશિયો ચોંટી પડ્યો. એણે બે સાક્ષી રાખીને શરત કબુલાવી લીધી, ને તે જ રાતે તળાવમાં ઊતરીને આખી રાત ગળાબૂડ પાણીમાં એ ઊભો રહ્યો. બીજી સવારે એણે વાણિયા પાસેથી ભેંશ માગી.

વાણિયો વિમાસણમાં પડ્યો. એણે માનોજીને પૂછ્યું કે "તમે શેને આધારે પાણીમાં રાત ગાળી?"

માનોજીએ હસીને જવાબ દીધો, કે "વળી આધાર શેનો? આખી રાત ઊભો રહ્યો. અંધારામાં કશું દેખાય પણ નહિ. છેટે રાજાજીના મહેલને સાતમે માળે બારીમાંથી દીવો દેખાતો હતો, તે જોતાં જોતાં મેં તો રાત વીતાવી છે."

"હેં હેં, ત્યારે એમ કહેને મારા બાપ! તમે એ દીવાનો નજરતાપ લીધો, ને તેના આધારે ટહાડ વાતી અટકાવી. તેથી તમને શેનો ભેંશ આપું?"

ગરાશિયો આ સાંભળીને ટાઢો થઈ ગયો. પણ એમ વાતને એ શેનો છોડે? ઝગડો કરતા કરતા એ બન્ને પહોંચ્યા રાજાને દરબારે.

કાશીની ગંગામાં પડી ગયેલું મોતીનું ઝૂમખું આ કાશીની કથરોટમાં ગંગાજળ સહિત આવ્યું ! કાશીને આ ઘટનાની ખબર નહોતી, પણ એણે ઝૂમખું કાળજીથી સાચવી રાખ્યું.

યાત્રા પૂરી કરીને તેનાં સાંસરિયાં સાથે કાશીના ગોરને લઈને ઘેર પાછો આવ્યો. એમણે તાળું ઉઘાડયું, એટલે બારણું ખુલતાં જ કાશીએ સાસુને પગે પડીને પેલું ઘરેણું પગ આગળ મૂકીને કહ્યું કે “ બા, આ તો તમારું ઘરેણું છે, તે મારી કથરોટમાં આવ્યું ! ”

બનેલી હકીકત સાંભળીને ગોરને યાદ આવ્યું કે આ તો કાશીની ગંગામાં પડી ગયેલું જ ઘરેણું ! એ તરત બોલી ઊઠયો, “ વાહ ! જો મન ચંગા તો કથરોટમેં ગંગા ! ”

---

## ૧૩૬. મારી બલા જાણે !

શિયાળાનો દિવસ હતો. દુકાનદાર વાણિયો શાલ ને ઉપર ગોદડાં ઓઢી પોઢીને સૂતો હતો. ત્યાં કોઈએ બારણાં ખખડાવ્યાં.

“ અલ્યા કોણ છે અત્યારના પહોરમાં ? ” એણે જરા ખીજાઈને સવાલ કર્યો.

“ એ તો હું, માનો. ” બહારથી જવાબ આવ્યો.

“ અહો માનાભાઈ દરબાર ? આગળિયો ઊંચો કરીને આવો અંદર...આટલી વહેલી સવારે શું કામ પડયું ? ”

“ શું કહું ભાઈ, કાલે રાતના અફીણ ખૂટયું, ને તલપ તો એવી લાગી છે કે...તમે ક્યાં નથી જાણતા બાપા ? આ સવાર પડી ને તરત ચાલ્યો આવ્યો છું. મને અડધો તોલો જોખી આપો એટલે ચાલતો થાઉં. ”

“ અરે એમા ઉતાવળ શી ? આવી આકરી ટાઢ પડે છે ને. જરા રાહ ખાઓ, હમણાં કહાડી આપું છું. ”